દેલવાડાકર (સચિત્ર) વાર્ત્તામાળા નં. ૧૬-૧૭

વડોદરા કેળવણી ખાતામાં મંજુર થયલી.

# નીલમ-માણેક
અને
# સન્તતિ.

## ભાગ ૧ થી ૪.

સુધારેલી સચિત્ર બીજી આવૃતિ.

मातृमान माता यस्य विद्यते पुत्रस्य सम्यजनुशास्त्री ।
अनुशासनकर्त्री स मातृमान् ॥—" शंकराचार्य. "

" બાળકોને જે ઉત્તમ પ્રતિનું શિક્ષણ આપનારી માતા નીવડે, એ તે માતા ! ... ... ...

When we meet a man of remarkable gifts,
Consicreted to the Service of God and of humanity:
We instinctively ask " *Who was His mother !* "
*Father's* make *money* but *Mother's* make *Character !* "

**"Woman, Her charm & Pawer."**

" છોડ ઉછેરે સ્નેહે, સુંદર મહુ ફૂલવાડી થાવાને;
કન્યાને કેળવવી, ઉત્તમ ફૂળ-વધુ સુમાત થાવાને !"

લખનાર ગો. ક. દેલવાડાકર.

કિંમ્મત. ચાર ભાગ-સાથે—રૂ. ૪-૦

Humble we must be, if to heaven we go—
High is the roof there, but the fate is law;
Whenever thou speak' st, look with a lowly eye
Grace is incrinased by humility.

(R. Herrick.)

ચડતી દુનિયામાં જવાનો માર્ગ, નમનતાઇ છે; વૈકુંઠનું શિખર ઉંચું છે, પણ તેમાં દાખલ થવાનો દરવાજો નીચાણમાં છે. ત્હારી આંખ નીચે રાખીને નમ્ર વચને વદજે; નમ્રતાથી મ્હોટાઇની મહત્તા ચડી જાય છે.

You are young, and have the world before you. Learn to stoop as you go through it, and you will miss many hard thumps.

તમો યુવાન અવસ્થામાં છે. જગતની દ્રષ્ટિ કને તમે રમો છો. તેમાંથી સલામત પસાર થવા માટે નીચે નમતા રહેજો, તેથી મજબુત સંકટનાં ગોઝામાંથી બચી જશો.

Canceal if you Come to an error cast not reproach; for no person Mortal can be free from faulty.

(Boswall).

દરેકમાં કંઇ ને કંઇ સારા ગુણો રહેલા હોય છે. જો કે કસુર વગરનું કાંઇએ નથી.

તો તેથી સામા માણસની એકાદ કસુર દરગુજર કરવીજ જોઇએ. કેમકે માણસ ભૂલને પાત્ર છે.

# અર્પણ.

કણ્વમુનિરૂપ પિતૃધર્મ પ્રમાણે શકુન્તલા સમાન સંભાળીને, ઋણાનુબદ્ધ સ્વામીની સેવામાં-છાયામાં મુકી, પૂર્વનું ઋણ અદા કર્યું, તેના યત્કિન્ચીત સ્મરણાર્થે, પિતા-પુત્રીના પૂર્વદત્ત યોગની સંસ્કારી માયાનાં ચિન્હ તરીકે, આ "સન્તતિ" નું પુસ્તક, સન્તતિરૂપ ગણીને અર્પણ કરૂં છું. તેનો "નંદી" નું સ્વિકાર કરજે !— પૂર્વદત્ત વડીલ.

લેખક.

"G."



# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

નીલમ–માણેકની નવલકથા આઠ ભાગમાં પૂર્ણાહુતી પામી છે, પરંતુ તે માંહેનાં એકાદ બે પાત્રોનું જીવન બહુજ અપુર્ણ રહી ગયું છે. એ રસિક વિષય આગળ વધારવાની અનુકુળતા અટકી પડવાથી હાલ આ વિષયને 'સન્તતિ' ના વૃદ્ધિ પામેલા વેલાને કુસુમ–ગુચ્છ આપવા ઇચ્છા રાખી છે, ને તેનો **પહેલો–બીજો** ભાગ હાલ પ્રકટ કરવામાં આવે છે. હવે તેનો **ત્રીજો–ચોથો** ભાગ થોડી મુદતમાં પ્રકટ થશે.

આ પ્રસંગે કહેવું જોઇએ, કે **ધી ઇન્ડીયા પબ્લીશીંગ કંપની** લીમીટેડના ઉત્સાહી અધ્યક્ષ મેશર્સ પારેખ અને ગજીવાલાની કુંપનીગે શુભ ઉદ્દેશથી ગુજરાતી સાહિત્ય તથા લેખકને ખિલવવાની જે ઉત્કંઠા હાથ ધરી છે, તેનો શુભ હેતુ પાર પડશે, એવી આશા છે; આ 'સન્તતિ' ગ્રંથના "**પહેલા–બીજા**" ભાગની પહેલી આવૃત્તિ છાપી વેચવાનો હક માત્ર આ મંડળીએ રાખેલો છે, અને એ રીતે પણ લેખકની જે કદર કરી છે, એટલુંયે પ્રશંસાપાત્ર છે.

કિન્ડર ગાર્ટન સ્ટોલ, ગિરગામ }
બેકરોડ–જ્યેષ્ટ માસ ૧૯૬૬. }

ગો. કૃ. દેલવાડાકર.
૨૫–૧૧–૧૦

# બીજી–આવૃત્તિ.

ईश्वरेच्छा बलियसि: એ સુત્ર પ્રમાણે, આ સન્તતિ દર્શનની બીજી આવૃત્તિ, ગંગા–ગોદાવરીનાં બાર વર્ષ કહો, કે રામ વનવાસ, યા પાંડવોના વિરાટ–નિવાસ કહો, પણ ભારતનાં કઠણકાળ વિતાવીને પણ અંતે નવા જન્મમાં પ્રકટ થઇ છે. સુધારા–વધારાનો જમાનો છે, એટલે કંઇ નવું તો હોય જ !–વળી સાથે ત્રીજો–ચોથો ભાગ પણ સામેલ થયો છે. એ પણ નવુંજ !–' નવીનમાં મોહ વધે વધારે !' આવદશાના આરંભથી અત્યાર સુધીમાં, વિગ્રહ... મોંઘવારીની અસર સર્વમાં થઇ; ... માંગે વધી ! લાચાર. તે છતાંયે જી... દીધી છે ! !




લેખક.

વટ સાવિત્રી–૧૯૭૮ }
જુન તા. ૮–૬–૨૨. }

દેલવાડાકર સિરીઝ.

( બાળ-ગ્રંથાવળી નં. ૧૯ )

# કિન્ડરગાર્ટન ડ્રૉઇંગ બુક

સચિત્ર-નમુના સહિત-આવૃત્તિ ત્રીજી.

ભાગ-૧

ગુજરાતી, પ્રાથમિક શાળાઓના બાળવર્ગ, તથા
પ્હેલા ધોરણના ઉપયોગ માટે.

રચનાર,

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર

કિન્ડરગાર્ટનીસ્ટ—મુંબઇ.

## સૂચના.

આ પુસ્તક માંહેના ચિત્ર—નમુનામાં કંઇપણ અક્ષરો લખવામાં નથી આવ્યા, તે નમુનાઓ, તેની જોડેના ખાલી ખાનામાં કાળી સુખડપેનથી ચિત્રવાના છે; અને જેમાં રંગના નામનો પહેલો અક્ષર લખવામાં આવ્યો છે, તે અક્ષરોવાળા ખાનામાં નીચે પ્રમાણે રંગો પુરવાના છે.

| | |
|---|---|
| લા—લાલ.<br>પી—પીળો.<br>આ—આસમાની. | આ મૂળ રંગ છે. |
| ના—નારંગી.<br>જાં—જાંબુડો.<br>લી—લીલો. | આ મિશ્ર રંગ છે. |

આ ૭ રંગ, કિન્ડરગાર્ટન કેળવણી લ્હેનારાં બાળકોએ પ્હેલીજ બક્ષિસમાંહે અનુભવેલા હોય છે, એટલે આ 'ડ્રૉઈંગ—બુક' ના 'ચિત્ર—નમુના'ના પદાર્થો ઓળખવામાં તેમને બહુજ સરળતા થઇ પડે છે.

શ્રાવણી—પુનેમ—૧૯૫૮<br>૧૫૫ ફનસવાડી—મુંબઇ. } કર્તા.

## બીજીઆવૃત્તિ.

કિન્ડરગાર્ટન પદ્ધત્તિથી શીખનારાં ન્હાનાં બાળકોને આ પુસ્તક વધારે પસંદ પડયું છે, અને તેમની મન શકિત-ખિલવવાને આ સાધન ઉત્તમ માલમ પડયું છે.

☞ મજકુર ૭ રંગોની પેનની એક દાબડી બે આનાની કિમ્મતે અમારે ત્યાંથી મળશે.

૭ ગણેશચતુર્થી—

ગિરગામ બેક રોડ—મુંબઇ. કર્તા.

# દેલવાડાકર' કિન્ડર-ગાર્ટન-સ્ટૉલ.

## (પ્રાઇસ-લીસ્ટ ૧૯૨૨.)

| | | | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|---|
| ૧ | મૂળાક્ષરો રચવાનું લેટર બોકસ (ગુજ. બાળ. ઉર્દુ) | | ૧ | ૦ | ૦ |
| ૨ | ,, ,, ચિત્રપટ બોકસ ,, ,, ,, | | ૧ | ૦ | ૦ |
| ૩ | ,, સચિત્ર કાર્ડ બોકસ ,, ,, ,, | | ૦ | ૧૨ | ૦ |
| ૪ | ,, ,, અક્ષર-બુક ,, ,, ,, | | ૦ | ૮ | ૦ |
| ૫ | ,, લાકડાં તથા કાર્ડપર બોકસ ,, ,, ,, | | ૧ | ૪ | ૦ |
| ૬ | ,, પદ-વાકય બોકસ ,, ,, ,, | | ૧ | ૦ | ૦ |
| ૭ | ,, સચિત્ર નકશો ,, ,, ,, | | ૧ | ૨ | ૦ |
| ૮ | ,, બાળ-ઘડિયાળ | | ૦ | ૮ | ૦ |
| ૯ | સચિત્ર મૂળ ભાગ તથા પહેલી ચોપડી દરેક | | ૦ | ૩ | ૦ |
| ૧૦ | આંક પઝલ ચિત્ર બોકસ | | ૧ | ૦ | ૦ |
| ૧૧ | આંક મણકા બોકસ | ૨ ૪ થી | ૫ | ૧૨ | ૦ |
| ૧૨ | હીસાબ ડોમીનો પેપર બોકસ | ૧ ૮ થી | ૫ | ૮ | ૦ |
| ૧૩ | ,, ,, વુડન બોકસ | ૩ ૮ થી | ૬ | ૦ | ૦ |
| ૧૪ | ,, મણકાની સ્લેટ (કાર્ડ બોર્ડ) | | ૧ | ૪ | ૦ |
| ૧૫ | બાળ-ડ્રૉઇંગ બુક ભાગ-૧-૨ દરેક | | ૦ | ૪ | ૦ |
| ૧૬ | ,, ,, ચેકરડ-સ્લેટ (કાર્ડ બોર્ડ) | | ૦ | ૧૨ | ૦ |
| ૧૭ | ,, ,, ,, ,, મ્હોટી પથ્થરની | | ૪ | ૧૨ | ૦ |
| ૧૮ | ઇઝી ડ્રૉઇંગ બોકસ (નહાનું) | | ૩ | ૬ | ૦ |
| ૧૯ | ,, ,, ,, મ્હોટું | | [illegible] | ૮ | ૦ |
| ૨૦ | કિન્ડર ગાર્ટન ડ્રૉઇંગ બોકસ | | [illegible] | [illegible] | ૦ |
| ૨૧ | ક્રેઓન મોઝેઇક ન્હાનાં | | ૧ | ૪ | ૦ |
| ૨૨ | ,, ,, મ્હોટાં | | ૨ | [illegible] | ૦ |
| ૨૩ | કાગળ સ્લેટપર પાડવાના [illegible] | | [illegible] | [illegible] | ૦ |
| ૨૪ | મોડેલ ચિત્ર બોકસ નં. ૧-[illegible] | | [illegible] | ૧૨ | ૦ |
| ૨૫ | કિન્ડર ગાર્ટન પેન્ટીંગ બોકસ | | ૨ | ૧૪ | ૦ |
| ૨૬ | પેન્ટ પેન્ટીંગ બુકસ (રંગસાથે) | | ૧ | ૧૨ | ૦ |



કિન્ડરગાર્ટન ગ્રંથમાળાની સરકારી તપાસ.

# દેલવાડકર સીરીઝ.

## " બાળ-ગ્રંથાવળી નં૦ ૧ થી ૨૦."

| | | | |
|---|---|---|---|
| A કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધતિનાં મૂળતત્વો ...૩ | ૦ | ૪ | ૦ |
| ૧. કિન્ડરગાર્ટન ગુજરાતી વાંચનમાળા, મૂળ ભા. (સચિત્ર) | ૦ | ૩ | ૦ |
| ૨. ગુજરાતી વાંચનમાળા, પહેલી ચોપડી ........ | ૦ | ૨ | ૦ |
| ૩. કિન્ડરગાર્ટન ભાગ ૧ થી ૩ દરેકની (ત્રીજી આવૃત્તિ.) | ૦ | ૪ | ૦ |
| ૬. બાળ કસરત ભાગ ૧ (સચિત્ર) ત્રીજી આવૃત્તિ. | ૦ | ૨ | ૦ |
| ૬ A. બાળ કસરત ભાગ ૨ જો.......................... | ૦ | ૨ | ૦ |
| ૭. શિશુ શિક્ષણ (સંક્ષિપ્ત કવિતામાં) .................. | ૦ | ૪ | ૦ |
| ૮. બાળ કહાણીયો આવૃત્તિ બીજી .................. | ૦ | ૨ | ૦ |
| [illegible] બાળ બાગ ભાગ ૧-૨ ,, દરેકના .................. | ૦ | ૪ | ૦ |
| ૧૧. કિન્ડરગાર્ટન પાઠમાળા (વાંચન-પદાર્થ પાઠ) ... | ૦ | ૨ | ૦ |
| ૧૨. બાળ શિક્ષણ ગરબાવળી (સ્ત્રી ધર્મ શિક્ષણ) ... | ૦ | ૪ | ૦ |
| ૧૩. સંગીત—સતી મંડળ (સ્ત્રી ધર્મ નીતિ જ્ઞાન) ... | ૦ | ૪ | ૦ |
| ૧૪. બાળ-ખેલ (સચિત્ર કિન્ડરગાર્ટન શિક્ષણ) ... | ૦ | ૫ | ૦ |
| ૧૫. બાળકોની રંગભૂમિ (નાના નાટકો) .................. | ૦ | ૨ | ૦ |
| ૧૬. બાળ જ્ઞાન.................................... | ૦ | ૨ | ૦ |
| ૧૭ બાળ ગીત આવૃત્તિ ત્રીજી .......................... | ૦ | ૨ | ૦ |
| ૧૭.A કિન્ડરગાર્ટન રેસીટેશન .......................... | ૦ | ૨ | ૦ |
| ૧૮. કિન્ડગાર્ટન-પદાર્થ પાઠ .......................... | ૦ | ૨ | ૦ |
| ૧૯. કિન્ડરગાર્ટન ડ્રૉઇંગ બુક ભાગ ૧ .................. | ૦ | ૨ | ૦ |
| ૨૦. ,, ,, ભાગ ૨ .................. | ૦ | ૨ | ૦ |

* આ પુસ્તકો, સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ઈનામ-લાઈબ્રેરી' તરીકે વાપરવા માટે મંજુર થયાં છે.

રચનાર—ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર,

માળો: બીલ્ડીંગ ગિરગામ બેક રોડ—મુંબઈ.

# (Price List.)

# હેલવાડાકર (સચિત્ર) વાર્ત્તામાળા.

(નવલકથા સમાજનું સંક્ષિપ્ત વર્ણન.)

લખનાર



ગોપાળજી કલ્યાણજી હેલવાડાકર.

મુંબઈ

હેલવાડાકર કિન્ડરગાર્ટન-સ્ટોલ,

ગિરગામ બેકરોડ.

વિ. સં. [illegible]-૧૯૨૦.

# દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા.



૧. નીલમ-માણેક ભાગ ૧ થી ૮ આખો સેટ ... રૂ.૧૦-૦-૦
૨. ,, ,, સન્તતિ ભા. ૧-૨ ... ... ,, ૨-૦-૦
૩. નિરંજની (વર-ઘેલી વનિતા) ... ... ... ,, ૨-૮-૦
૪. મધુરી (પ્રેમ-ઘેલી પ્રમદા) ... ... ... ,, ૩-૮-૦
૫ મંદારિકા (મદઘેલી મનોરમા) ... ... ... ,, ૩-૦-૦
૬. વસુમતી (ઘરઘેલી ગૃહિણી) છપાય છે. ... , ૨-૦-૦
૭. ચંદ્રકળા-ચડતી પડતીનો ચમકારો ... ... ,, ૨-૪-૦
૮. બેરીસ્ટરની બૈરી ... ... ... ... ... ,, ૨-૦-૦
૯. થીપલેસ બેરીસ્ટર ... ... ... ... ... ,, ૧-૮-૦
૧૦. શાન્તિપ્રિયા ... ... ... ... ... ... ,, ૨-૦-૦
૧૧. નવલગંગા (ભા. ૧-૨) ... ... ... ... ,, ૩-૦-૦
૧૨. બહાદુર કલો-અનાથ તારા ... ... ... ,, ૧-૮-૦
૧૩. ,, -પ્રમાદ સુંદરી ... ... ... ,, ૧-૮-૦
,, ,, બન્ને ભાગ સાથે બાંધેલા... ... ,, ૨-૮-૦
૧૪. લાલન વણજારી (એભલવાળો) ... ... ... ,, ૧-૮-૦
૧૫. કિશોર નન્દિની (છપાય છે) ... ... ... ,, ૨-૦-૦
૧૬. પૃથુ-કુમાર (મેવાડનો વીર નર)... ... ... ,, ૨-૦-૦
૧૭. વિક્રમનો સંભ્રમ (સંસારમાં સુખી કોણ?) ... ,, ૧-૮-૦
૧૮. મહિલા સમાજ (સ્ત્રીયોપયોગી નિબંધ) ... ,, ૧-૮-૦

☞ "**નિલમ માણેક**" સન્તતિ (ભાગ ૩-૪) તથા "**ઉદય વનવીર**" હવે પછી પ્રકટ થશે.

**ઠે. કિન્ડરગાર્ટન-સ્ટોલ, ગિરગામ બેકરોડ,**
**મુંબઈ.**

# Delvadaker's Kindergarten Stall.

## PRICE LIST 1919.

| | | | |
|---|---|---|---|
| 1 | Kindergarten (Teachers) Gift. I (large) | 5 | 0 |
| 2 | ,, (Scholars) ,, I | 1 | 8 |
| 3 | ,, (Teachers) ,, II | 3 | 0 |
| 4 | ,, (Scholars) ,, ,, | 1 | 8 |
| 5 | ,, (Teachers) ,, III | 2 | 8 |
| 6 | ,, (Scholar) ,, ,, | 0 | 10 |
| 7 | ,, (Teachers) ,, IV | 2 | 8 |
| 8 | ,, (Scholars) ,, ,, | 0 | 10 |
| 9 | ,, (Teachers) V ,, | 5 | 0 |
| 10 | ,, (Scholars) ,, ,, | 1 | 8 |
| 11 | ,, (Scholars) ,, VB | 1 | 8 |
| 12 | ,, (Teachers) ,, ,, | 6 | 0 |
| 13 | ,, (Teachers) ,, VI | 5 | 0 |
| 14 | ,, (Scholars) ,, ,, | 1 | 8 |
| 15 | ,, Gift. I to VI togethers... | 10 | 0 |
| 16 | ,, Gift I Loose Balls each... | 0 | 4 |
| 17 | ,, Gift. I & IV (100) pieces | 5 | 0 |
| 18 | Tablet Laying VII (gift) Wooden box... | 7 | 0 |
| 19 | ,, ,, ,, (Card Board)s... ... | 2 | 12 |
| 20 | Figure Laying (large box) with diagrams" | 3 | 15 |
| 21 | ,, ,, (Scholars box) ,, ... | 1 | 4 |
| 22 | Kindergarten Letter pieces (large) ... | 4 | 12 |
| 23 | ,, ,, ,, (scholars) ... | 1 | 2 |
| 24 | Mosaic designer ... .. .. ... | 1 | 14 |
| 25 | Coloured cubies Box (8) cubes ... | 1 | 2 |
| 25 | ,, ,, ,, (100) ,, ... | 10 | 0 |
| 26 | Stick Laying Box ... ... 1–2 | 1 | 14 |
| 27 | Ring ,, ,, ... ... large | 1 | 12 |
| 28 | Drawing and painting box and books each | 1 | 8 |
| 29 | Coloured Mosaic... ... ... each | 1 | 14 |
| 30 | ,, ,, Crayon mosaic box ... | 1 | 4 |

| | | | |
|---|---|---|---|
| 31 | ,, ,, Artist ... ... ... | 1 | 14 |
| 32 | Drawing Teachers Box... .. ... | 1 | 4 |
| 33 | ,, Animals, birds, and Tree Fruits Book Rs. 1 12 to ... | 2 | 14 |
| 34 | Coloured painting books (with coloured) | 3 | 8 |
| 35 | Chackered slat (card board) 8 to ... | 0 | 12 |
| 36 | ,, ,, (stone double)... ... | 3 | 14 |
| 37 | Kindergarten Drawing mosaic ... ... | 1 | 12 |
| 38 | Embroidery and sewing box ... ... | 1 | 12 |
| 39 | ,, cards basket ... ... | 2 | 12 |
| 40 | ,, coloured cards (12) packet each | 1 | 8 |
| 41 | ,, ,, ,, ... | 1 | 8 |
| 42 | Perforating needles each ... ... | 0 | 8 |
| 43 | Paper cutting box ... ... ... | 2 | 12 |
| 44 | ,, Folding ,, ... ... ... | 2 | 12 |
| 45 | Weaving mats box (with diagrams and needle) embosing 1 8 to ... ... | 2 | 4 |
| 46 | Weaving mats packet ... ... ... | 0 | 12 |
| 47 | ,, needles ... ... ... | 0 | 6 |
| 48 | Pictures Weaving packet ... ... | 1 | 10 |
| 49 | Paper plainting box ... ... ... | 2 | 4 |
| 50 | Fan Folding packet 1 4 (500) ... | 4 | 4 |
| 51 | Stick plaiting box ... ... ... | 1 | 14 |
| 52 | Joint Measure ... ... ... ... | 0 | 6 |
| 53 | Paper Twining box ... ... ... | 1 | 8 |
| 54 | Cork works (fancy) ... ... ... | 2 | 12 |
| 55 | ,, ,, (ordinary).. ... ... | 1 | 12 |
| 56 | Paper counting (money) ... ... | 1 | 14 |
| 57 | Clay plastian box (coloured) ... ... | 1 | 12 |
| 58 | Clay modeling box (large) 4-8 to ... | 10 | 0 |
| 59 | Kindergarten Gift I to XII ... ... | 10 | 0 |
| 60 | ,, ,, VII to XX ... ... | 40 | 0 |

## Natural History Pictures.

A New Series of Wall Pictures for Schools. Illustrating the Classification of certain Animals on the basis of Structural Resemblances. Lithographed in Colours. Strongly mounted on Cloth and Roller, Varnished, each Rs. 3–10.

## [Cox's Object Lesson Sheets Cards)

Black Lead Pencils. Brushes, Buttons, Candles, Carpets, Colour. Paints and Pigments, Combs, Cotton, Flax and Linen. Fur. Glass, Gloves, Jute, Leather. Needles. News paper Printing Paper, Pens. Pins, PocketKnives, Pottery, Rope, School Slates. Scissors, Silk, Soap, Spoons and Forks, Table knives, Thimbles, Wool. Biblical Substances, Biblical Woods and Oils, Biblical Coins. Calendar, Camphor and Lavender, Charcoal. Clock, Compass, Coral. Cork, Feathers, Gutta-Percha, India Rubber, Magnet, Manufatured Substances, Metric. System, Natural Products. Oak Tree, Porous Bodies, Salt and Sulphur, Sponge. Spnge Fishing, Thermometer, Wind and Weather. Wood, A Leaf of Bread, Cocoa, Coffee. Farinaceous Food, Food Substances, Honey and the Honey-comb, Milk Spices, Sugar, Tea, Metals, Brass. Copper and Zinc, Lead, Tin and Pewter. Iron. Coal and Coal Mining, Building, Stones, Metalic Minerals, Earthy Minerals, Igneous Rocks. Sedimentary Rocks, Fossils, Precious Stones, each net Rs. 5 4

## Indian Colored Pictures Unmounteds and Mounted on Card Board.

1 Lion
2 Tiger
3 Chitah
4 Bear
5 Wolf
6 Fox
7 Zebra
8 Giraffe
9 Elephant
10 Rhinoceros
11 Bison
12 Camel
13 Stag
14 Deer
15 Ape
16 Hedgehog
17 Rabbit
18 Hare
19 Squirrel
20 Crocodile
21 Frog
22 Horse
23 Bullock
24 Cow
25 Buffalo
26 Pig
27 Sheep
28 Donkey
29 Goat
30 Dog
31 Cat
32 Mouse
33 Ostrich
34 Stork
35 Peacock
36 Goose
37 Duck
38 Turkey
39 Fowl
40 Parrot
41 Dove
42 Owl
43 Eagle
44 Crow
45 Walrus
16 Crawfish
47 Sanke
48 Butterflies
49 Silkmath

1 Acacia
2 Banyan Tree.
3 Chilli and Tomato.
4 Chocolate Tree
5 Cinnamon.
6 Citron Tree.
7 Coffee Plant.
8 Cotton ,,
9 Indigo ,,
10 Lotus (water-lily).
11 Maize and Sugar-cane
12 Plantain Tree.
13 Potato Plant.
14 Radish and Rape
15 Rice and Wheat.
16 Tea Plant
17 Tobacco Plant
18 Cocoanut Tree (double sheet)
19 Mango Tree
20 Jack Tree.
21 Palmyra Palm.
22 Irregular Flowers.
23 Pollination.
24 Fruits.
25 Fruits and Seeds..

nimsls, Birds, Plants and Trees, Fruits and Flowers

# Delvadaker's Kindergarten Stall.



| | | |
|---|---|---|
| 1. | A. B. C. Word M. Box ... | Rs. 0–10 to 2– 4. |
| 2. | A. B C. Word Building Box ... ... | 1–12. |
| 3. | A. B. C. Pictures Building Box ... ... | 1–14 |
| 4. | A. B. C. Kindergarten Pictures Box ... | 1–14. |
| 5. | A. B. C. Pictures Blocks ... | Rs. 0–8 to 4– 8 |
| 6. | A. B. C. " Books ... | 0–8 to 2– 4 |
| 7. | Kindergarten Painting Books ... | 0–4 to 2– 8. |
| 8. | A. B. C. Animals Box & Books ... | 0–8 to 3– 8. |
| 9. | Geographical Alphabets Box ... ... | 1–12. |
| 10. | Pictures Drawing Books ... | 0–8 to 3–12. |
| 11. | " " Box ... ... | 1–2 to 4– 8 |
| 12. | Crayon Mosaic Box ... ... | 1–2 to 2– 4 |
| 13. | Models Pictures (How to Make) Part I, II & III each ... ... | 2–14. |
| 14. | Kindergarten Paper Modelling ... ... | 1– 8 |
| 15. | Pictures Pazel Box ... ... | 0–8 to 4– 8. |
| 16. | First steps of sawing Box ... | 0–12 to 2– 4. |
| 17. | Embroidery Cards Packet each ... ... | 1– 8. |
| 18. | Animals & Birds Cards Packet each ... | 0–12. |
| 19. | Riders of the world Box ... ... | 2– 4. |
| 20. | Rocking Animals " ... ... | 2– 4 |
| 21. | Animals & Riders " ... ... | 1–12 |
| 22. | Micanical Animals & Birds Box No. I to VIII (8) each ... ... | 1–10 |
| 23. | Cabinet Maker Box ... ... ... | 1– 4 |
| 24. | Weaving Mates " ... ... ... | 1–10 |
| 25. | Basket worts " ... ... ... | 1–10 |
| 26. | Pictures Penoramus Box ... ... | 1– 4 |
| 27. | Midget L. Pictures Box ... ... | 1– 8 |
| 28. | Sunday School Box ... ... ... | 1– 2 |
| 29. | Post Office Box ... ... ... | 1– 2 |
| 30. | Japanese P. Building Box ... ... | 1– 8 |



દેલવાડાકર-વાર્ત્તામાળા-નં. ૧૬.

# નીલમ-માણેક.

અને

# સન્તતિ

## ભાગ-પ્હેલો.

સચિત્ર-સુધારેલી આવૃત્તિ બીજી.

अवश्यं भाविभावानां प्रतिकारो भवेद्यदि ।

## પ્રકરણ ૧ લું.

### રત્નલાલનો કીર્તિધ્વજ! સર નાઇટની માનવંત મીજલસ!

द्वीपादन्यस्मादपि मध्यादपि जलनिधेर्दिशोऽप्यन्तात ।
आनीय झटिति घटयति विधिरभिमतमभिमुखीभूतः ॥ १ ॥
अनुकूले सति धातरि भवत्यनिष्टादपीष्टमविलम्बम् ।
पीत्वा विषमपि शंभु मृत्युं जयतामवाप तत्कालम् ॥ २ ॥ *

* વિધીની સાનુકૂળતા, દ્વીપમાંથી, સમુદ્રના મધ્યમાંથી, અને દિશાના અંતમાંથી લાવીને પણ જે ઇષ્ટ હોય, તેને તત્કાળ જોડી દે છે? ૧

જો દૈવ અનુકૂળ હોય, તો અનિષ્ટમાંથી પણ તત્કાળ ઇષ્ટ થાય છે. શંકરે વિષનું પાન કર્યું, પણ તરત મૃત્યુંજયપણાને પામ્યા હતા. ૨



તાના સ્વધર્મથી જળવાતો સ્વદેશ, અને તેમાં વસનારી પ્રજાને, પોતાની ઉન્નતિનું ફળ ચખાડવું; કેવળ અનાથ અને અપંગ જનોને ઇશ્વરી પ્રસન્નતાની પ્રસાદી આપવી; કાયા વાચા કે મનથી, જે કાળે જે પોતાની કને હોય, તે વડે સહાયતા કરવી; દૈવી કર્મમાં તન–મન ધનથી ભાગ લઇને પોતાની ઉપયોગતા બતલાવવી, એમાંજ મેં મ્હારૂં જીવન માન્યું છે!"

સ્વદેશ, સ્વધર્મ, અને સત્કાર્યને હાની પહોંચાડીને કીર્તિ મેળવવાની આકાંક્ષા રાખનારા, મૃગજળ તુલ્ય માન મેળવવાની ક્ષુલ્લક લાલચવાળા, પોતાનાં કર્તવ્યથી પોતાનુંજ અરિષ્ટ થતું થવા દઇને, પારકાને આનન્દ આપવાવાળા, પોતે મૂર્ખ અને ખુશામતખોર કહેવરાવીને પણ માન–ચાંદ મેળવવાના લોભી બનેલા, વિદેશીઓની પગની પાની ધોઇને મુછે તાવ દેનારા કેટલાક અભાગીયા દેશીઓ, ઇસ્વી સન શહેનશાહી નવા વર્ષની આગલી રાત્રીએ, સ્વપ્નામાં પુંછડીયા તારાનું દર્શન કરતા હતા. માનસિક મોટાઇના ખોટા ઝુંડા પકડવા માટે લવતા હતા!

જાન્યુઆરીની પહેલી તારીખે પ્રભાતમાં માન–ચાંદનું લીસ્ટ પ્રકટ થતું હતું; અને તેમાં યોગ્યાયોગ્ય પુરૂષોને ચંદ્રક–પદ આપવામાં આવતાં હતાં. જગત્ સ્વાર્થી છે. કેટલાક સ્વાર્થ અને પરમાર્થ કરીને માન પામે છે; કેટલાક સ્વાર્થ મેળવતાં સ્વાર્થ ગુમાવીને આનન્દ માને છે; કેટલાક પરહિત કરીને ગુપ્ત નામ રાખવામાં માન સમજે છે;

કેટલાક પૈસા, બળ, તેજ, અને દૈવત ગુમાવીને માન માગી લઇ, બીજા કને માનવંત કહેવરાવવામાં મજા સમજે છે!

કેટલાક એવા પ્રતાપી પુરૂષો છે, કે જેઓ, સ્વમાન સિવાય રાજકીય વરણાક્ષરની લટકતી લોકીટોની કશી અગત્ય માનતા નથી; જ્યારે એક વસ્તુને અળગી કરવામાં આવે છે, ત્યારે તે વસ્તુ અત્યાગ્રહે સામી આવીને ભેટી પડે છે!

રત્નલાલ ઝવેરી માત્ર પોતાના જીવન સાર્થકનું કર્મ કરતા હતા. અમુક પ્રકારના માનની લાલચે નહિ, પણ અમુક જાતના સંતોષ અર્થે, આ દેશ અને પરદેશમાં લોકહિત જાળવવાનો યથાશક્તિ યત્ન કરતા હતા. માનવ ધર્મ એક સરખો છે. જાતીભેદ અને વર્ણાશ્રમ ધમનો ભેદ; દેવના દરબારનાં નિષ્પક્ષવાદી ગણાતો નથી, અને એ રીતે પક્ષાપક્ષ રાખીને દૈવાર્પણ કરેલાં કર્મથી આત્મા શાન્તિ પામતો નથી. ધર્મ ને ન્યાય પદ્ધતિ પ્રમાણે પ્રથમ આંગીક અને પછી પરાંગીકને સહાયના કરવી જોઇએ; પણ કેવળ પોતાનાજ પંથીઓને ગણીને બીજાનો તિરસ્કાર કરવો જોઇએ નહિ; જીવ પ્રાણીમાત્રમાં પરમાર્થ વૃત્તિનો ભેદ હોતોજ નથી; જીવ-જંતુ આદિ સકળ પદાર્થ ઇશ્વરની પ્રસાદી પામેલાં છે; અને તે સર્વેને, પછી ઝાડ-પાન કે પાષાણ-જમીન કંઇયે હોય; તો પણ તે સર્વેનો આદર કરીને પુજ્યભાવે, માનભાવે સત્કાર કરવો. સજ્જનોનું, સંતજનોનું આ સાત્વિક લક્ષણ છે; ને તે કર્મ કરવા, એ માનવ ધર્મનું મુખ્ય ધર્મ-વચન છે! જો વચન ભ્રષ્ટ થવામાં આવે છે, તો તેની ચૈતન્ય-શક્તિનો લોપ થાય છે; અને અનેક જન્માતર સુધી જન્મ મરણનાં કષ્ટો સહન કરવાં પડે છે.

રત્નલાલ ઝવેરીને આ ઉપદેશ સ્વામી સચ્ચિદાનંદે કર્યો હતો, ને તે પછી તેના જ્ઞાન-ભંડારમાં, વિવેક ધનનો અધિક વધારો થયો હતો. ધન-સંપતિનો ખળભળાટ છતાં, જ્યાં સુધી ઉદારતા અને સખાવતનો

ઝુરે છુપો રહે, ત્યાં સુધી તે પ્રકટ કરવાને હરખાતો નહિ; કેટલાંક કામ એવાં હતાં, કે જે જાહેરમાં જાહેર કરવાની જરૂર પડતી હતી; તોપણ તેની તપાસ તળે, પૂર્વાશ્રમનાં ગર્ભશ્રીમંત, પણ વર્તમાન કાળમાં, અન્ન વિના રિબાતાં, જયશાળી પણ ભાગ્યહીણ જનો આવી ચડતાં, તેને યથાશક્તિ દાન કરતો હતો. આ ખબર જેમ દેવના દરવાનીઓ, પાર્ષદોની નોંધ–પોથીમાં ચડતી હતી; તેજ રીતે આપણી માનવંતી ને કદરદાન બ્રિટીશ સલ્તનતની ડાયરીમાંયે દાખલ થઇ જતી હતી; ને એજ પ્રતાપે રત્નલાલ ઝવેરીને, ખ્રિસ્તી નવા વર્ષ સમયે, તેની અનેચ્છા છતાં, અત્યાગ્રહે '**સર–નાઇટનો** માનવંત ખેતાબ આપવામાં આવ્યો હતો.

જગતમાં રહેવું, તો જગતના નિયમ પાળવા જોઇએ; કૂવાને મ્હોયે ઢાંકણું દેવાય, કંઇ જગને મ્હોડે ડૂચો ન દેવાય ! રત્નલાલને આ નવો ઇલ્કાબ મળ્યો, તેથી વેણીયાકાકા જેવા યશલોભી જીવડાઓ કદાચ પતંગીયા પેઠેમ પ્રજળતા, મરતા લોકો, અનેક ઉપનામ, ઉપાલંભ અથવા તો ઇર્ષા અને અપવાદ લાવીને કંઇ કંઇ બોલે, તેમાં નવાઈ ન હતી; પણ રાજા પાછળ કૂતરૂં, હાથી પાછળ શિયાળ, ને સૂર્ય સામે ધૂળ છાંટવાના કર્મ જેવું તે હતું. કોઇ પુરૂષ, પોતાની સ્રીપર પરજનની કૃપા થવાથી એવા યશ પ્રાપ્ત કરે, કોઇ ધન–પુષ્પની વધામણીને લીધે કીર્તી મેળવે, અને કોઇ ખોટી ખુશામત કરીને બહાદુરીનાં બાંકાં ફૂંકીને મહા પરાણે પુંછડું ઓળવવાનો યત્ન કરે છે ! આ પ્રકારના અનેક અપવાદો જન શીરપર ચડે છે, કદાચિત ખોટાને અને ખરાને બન્નેને લાગે; કેમકે લીલા સાથે સુકુંયે બળે છે ! !

" विगतमानमदा मुदिताशयाः
शरदुपोढशशाङ्क समत्विषः ।

प्रकृतिसंव्यवहारविहारिणम्
त्विहसुखं विहरन्ति महाधियः ॥"*

રત્નલાલ ઝવેરીનું ચળકતું કપાળ, તેના પૂર્વદત્તનું બિંદુ હતું. તેનો ચળકતો વૈભવ, આગલા ભવનું પુન્ય હતું. તેની પરોપકાર વૃત્તિ સદ્બુદ્ધિનું લક્ષણ હતું. અને તેની ધવળ કાન્તિ, સત્કર્મના પ્રતિબિંબનો પ્રકાશ હતો. તેનું મન, પુર્ણિમાની રાત્રી જેવું, ગંગાના નિર્મળ જળ જેવું, સ્વચ્છ અને પવિત્ર હતું. અન્યાય, અધર્મ કે અવિચાર તેની નીકટ આવી શકતો નહતો. પરોપકાર, સદ્વર્તન અને નમ્રતાનો તે પુજારી હતો. પૂર્વનો કોઇ તાપસી પુરૂષ હોવાથી સાંસારિક ગૃહસ્થાશ્રમમાં સુખી અને સર્વ કલા–કૌશલ્યમાં નિપુણ હતો. દરેક જનો તેની ભાગ્ય–રેખા જોઇને અંજાઇ જતાં હતાં. દરેક જનોને તે પોતાની કર્મ પ્રભાથી ખેંચી શકતો હતો. માત્ર એકજ રેખામાં કાળી છાંટ લાગી રહી હતી, જેમ ચંદ્રમામાં સહજ કાળી રેખા જણાતી હોય !—

રત્નલાલનો વૈભવ અનુકરણ કરવા યોગ્ય હતો, પણ સર્વ સુખમા એકજ અસુખ હતું, ને તે એજ કે કુદરતે કસ્તુરીને સર્વ ગુણ આપ્યા છતાં તેને કાળી કરી હતી. એટલે રત્નલાલ પુત્ર વિરાગી બન્યો હતો, ને તેની છાંયા નીલમ, એ કાળી રેખામાં સહજ મનથી અસુખી રહેતી હતી.

---

* " જેના માન અને મદ લુપ્ત થયાં છે, જેના આશયનું લોકો અનુકરણ કરે છે, શરદના પુર્ણ ચંદ્રના જેવી જેની કાન્તિ છે, અને

* પ્રકૃત્તિથી પ્રવાહ પતિત થઇ આવેલા શુભ વ્યવહારમાં જેઓ વિહાર કરે છે, એવા બુદ્ધિવાળાઓ સદાકાળ આ લોકમાં સુખે વિહરે છે."—'યોગ વાસિષ્ઠ'

તેમના કુલીન કુટમ્બમાં જો નવલરાયની મનવૃત્તિ સ્વચ્છ થઇ જાય, તો રત્નલાલનો ચળકતો સિતારો ધ્રુવપદ પામે, પણ અનેક પુન્યમાં એજ એક પાપ આવી અડયું હતું. જો કે તે પાપ ગુપ્તરીતે નિવાણુ થતું હતુ, કેમકે નવલરાયનું ભવિષ્ય, ભગીરથ રાજાનું અનુકરણ કરવા ચાલ્યું હતું. !

નવલરાય પરતાઇને પાછો પિતાનાં પાદાંમ્બુજ સેવવા આવ્યો, ત્યારે રત્નલાલને સંતોષ થયો, કે હવે પોતાનો ઉત્તર કાળ શાન્તિમાં જશે; પરંતુ નીલમનું કમળમુખ વિકાસ પામેલું ન જોવાથી, પિતા તુલ્ય સસરાના મનમાં અસંતોષ થયો, કે હજી પોતાના પુન્યથરમાં કંઇક પાપ-રેપાની છાંટ લાગી રહેલી હોવી જોઇએ. સ્ત્રીરૂપ આરસીમાં પુરૂષની પ્રીતિનું પ્રતિબિંબ તદ્રૂપ દેખાય છે, પછી સારૂં કે નઠારૂં!!

રત્નલાલ ઝવેરીને '**સર નાઇટ**' નો ઇલ્કાબ મળવાથી તેમણે પોતાના મિત્ર મંડળને આજે આમંત્રણ કર્યું હતું. પાટી અને ટોપલા ભરીને ખાવા પીવાનું આવેલું હતું. બાગમાં તહેવાર રીતે ટેબલો ગોઠવાઇ ગયાં હતાં. ઝાડની ડાળીએ ડાળીએ, પાંદડાંની વચ્ચે વચ્ચે દીવાઓ ગોઠવાઇ ગયા હતા. અને બરાબર રાતના મુંબઇ નવ વાગે મિત્ર મંડળની ઘોડા ગાડીઓ, અને મોટરકારોની ધમાલ ચાલુ થઇ રહી હતી. રત્નલાલની અનેચ્છા છતાં કેટલાક મિત્રોએ આ કામ ઉપાડી લીધું હતું. અને પરસ્પર પ્રેમભક્તિનો આ મેળાવડો થયો હતો.

રત્નલાલ ઝવેરીના ઉમદા ગુણો. તેનાં સત્કર્મ, તેની ધૈર્યશીલ પ્રવૃત્તિ, તેની પરોપકાર બુદ્ધિ અને તેની રાજ તથા દેશ પ્રત્યેની ભક્તિનો ઉદ્ગાર બહાર પડયો. છેવટે પશ્ચિમાત્ય દેશના સાચા સુધારક મી. વેડરબર્નને ઘણા હર્ષઘોષ વચ્ચે અભિનંદન આપવામાં આવ્યું. જગ હિતાર્થે સ્વદેશ છોડીને પરદેશી દુઃખિ જનોને બચાવવા માટે નિઃસ્વાર્થ બુદ્ધિએ ચાલવા માટે

તથા તે વિષયમાં જીવન ભોગ આપવા માટે સર્વે જનોએ ઉપકાર માન્યો, ને હાર-તોરા પાન-ગુલાબ લઇ કિર્તિધ્વજ ઉડાડીને 'સરનાઇટ' ની ફતેહ છચ્છી મેળાવડો વિસર્જન થયો.

ભાગ્યશાળીનો, ભગવાન પણ દાસ કહેવાય છે! જેને ત્યાં આનંદ તેને ત્યાં વૃદ્ધિ પણ હોય; આજના આનંદમાં એક નવો આનંદ મળ્યો.—

---

## પ્રકરણ ૨ જું.

### સુખના સૂર્યનું એક કીરણ!

निरर्थकं जन्म गतं नलिन्या
यथा न दृष्टं तुहिनांशुबिम्बम्।
उत्पत्तिरिन्दोरपि निष्फलैव
कृताविनिद्रा नलिनी न येव*



સુશીલ નીલમગવરી, પોતાના શ્વસુરપક્ષના સામ્રાજ્યમાં સુશોભિતી ને નિપુણ મંત્રીરૂપ ગૃહિણી હતી. તેની ઉજ્વળ કાન્તિ, ચંદ્ર જેવી હતી. ચંદ્રની ગતિ જેમ શુક્લ પક્ષમાં ચડતી ને કૃષ્ણ પક્ષમાં પડતી રહેતી, તેવીજ નીલમની સ્થિતી હતી. પતિ-પ્રેમનું સરોવર શુષ્ક થવાથી, આ નલિની, ચંદ્રવિના કરમાયલી રહેતી હતી.

---

* "જેણે કદી ચંદ્રબિંબ પ્રેમ ચક્ષુએ જોયું નથી, એવી નલિનીનો જન્મ વૃથા છે; તેવી રીતે જે ચંદ્રે નલિનીને વિકસાવી નથી, તેનો પ્રકાશ વ્યર્થ છે; અર્થાત્ જોડી વિના સંસાર શૂન્ય છે!

વાંચનાર ? રત્નગવરી અને લીલાગવરીનાં લગ્ન થયાંને માત્ર થોડો સમય થયો છે; જુવાની ખીલી રહી છે. પ્રેમનો ઉછાળો શાન્ત પડયો છે, બાબુલનાથમાં બાબુભાઇના ટહાડા વાળ કરીને બાળ-લીલા વિસ્તરાવી નીલમે આનન્દ લીધો, એ સમય પણ વ્યતિત થઇ ગયો છે.

નીલમનો ચ્હેરો લગાર હસતો કે પ્રકાશતો જણાતો હોય, તો ને માત્ર બે કારણે લાગતો હતો. જો કે રત્નલાલ જેવા પિતા તુલ્ય સસરાની છાયામાં તે કંઇક સુખી હતી. નીલમનો પ્રેમ પાછો સ્વાધીન કરી કામદેવનાં તુટેલાં સામ્રાજ્યને સજીવન કરવા ધારતો હતો, તેમાં નિષ્ફળ થયો; એટલે હવે તો તે વૈરાગ્ય વૃતિપર ચડી ગયો—અને નીલમના અંતઃકરણની વૃત્તિ મુખડાપર આરસીરૂપે પ્રકટ થવા લાગી. રત્નલાલે એકાદ બે વેળા નવલરાયને બહુ સમજાવ્યો. પોતે હવે વૃદ્ધાવસ્થાને પામ્યા છે; સ્વદેશી સાહસ કરતાં વ્યાપાર-કાર્યભાર વધી પડયો છે. ઉત્તરકાળ હોવાથી વાનપ્રસ્થ થવાની જરૂર છે. ગૃહરાજ્યનું ઉપરીપણું જાળવવાની હવે વૃદ્ધજનની શક્તિ નથી. જેને પુષ્તવંયનો પુત્ર હોય, તેનું વૃદ્ધપણ સુખમાં ને શાન્તિમાં, ઇશ્વર ભજનમાં, ને સંત સેવામાં જવું જોઇએ. પુત્રવત્ પિતા ભાગ્યશાળી ગણાવો જોઇએ. તે સતત મોક્ષપદનો અધિકારી થવો જોઇએ. ચિન્તાનો તાપ પરહરી, સંસારથી વિરક્ત થઇ, ઉત્તરાવસ્થા ઐહિક સુખમાં ગળવી જોઇએ, તે છતાં છતે પુત્રે અવસ્થાનાં સુખ ઉલટાઇ જાય છે, એ ભાગ્યની એક કળા ક્ષીણ થયલી માની શકાય, ઇત્યાદિ ઘણું સમજાવ્યું, અને નીલમદ્વારા તથા સ્વામીદ્વારા ઘણો ઉપદેશ આપ્યો, પણ હવે તો તેણે પરમપદ પ્રાપ્ત કરવાનોજ માર્ગ હાથ ધર્યો. મૌન ધર્યું. પિતાના પ્રશ્નો, નીલમના આક્રંદનો, સ્વામીના ઉપદેશનો, કે વ્હાલુડાં બાળકોના સ્નેહનો કંઇ

પણ પ્રત્યુત્તર આપવાનું બંધ કર્યું. જાણે શુન્યકાર મગજ-બ્રહ્માંડ કેવળ અશાન્ત થઇ ગયું હોય, એવો ભાવ કરવા લાગ્યો. આખરે રત્નલાલે તેને સ્વેચ્છાપર મુકયો; ને પોતાના પૌત્ર બાબુની ભાગ્ય-કળી ખિલવવાપર લક્ષ દેવા લાગ્યો. છતે પુત્રે અપુત્ર જેવો માનીને તે પણ ઉદાસ રહેવા લાગ્યો. અને નીલમ પણ તેજ દશા પામી. વડીલ સસરાની કૃપાથી નીલમ, પોતાનું જીવન શાન્તિથી ચલાવતી હતી, પણ તેની શાન્તિનો આધાર બે વસ્તુપર હતો. એક તો સ્વામી સચ્ચિદા-નંદનો ઉપદેશ તેણીને શાન્તિરૂપ થઇ પડયો હતો. સંસારની અસાધ્યતા, અને સંચિત પ્રમાણે બંધાયલાં કર્મથી મળતું સુખ-અસુખ, એ નિર્માણ્ય હૃદયમાં ઘર કરવાથી તેણીને નવલના અસંતોષની પીડા વળગતી ન હતી. વળી બીજી શાન્તિ તેના પુત્ર પ્રત્યેની હતી. રત્નગવરીને સાસરે વળાવ્યા પછી, અને નવલ દિવસે દિવસે અભાવી થતો જતાં પોતાના પુત્ર બાબુ પ્રત્યે નજર કરીને હૃદય ઠારતી હતી. બાબુ હવે પયમાં આવ્યો. દાદાજીજ પોતાના પિતા છે, એવું માયાવી હેત ઠસી રહ્યું. નવલરાય તેના પિતા ખરા, પણ કાકાજી જેવા, અર્થાત્ બાપના ભાઇ પિત્રાઇ હોય, તેનું જે હેત તેવા લાગતા હતા! નવલ કદા-ચજ પોતાના પુત્રને બોલાવતો હતો-તો પછી પ્રેમ દેવા તો તેની શક્તિ કે સમય કયાંથી હોય! એક પશુ-પંખીને જો દીલ દેતાં નથી, તો તે ગણ-કારતાં નથી, તો પછી માનવજાત, ને તે પણ પુત્ર-પુત્રી સમજણાં થયા છતાં તેની પ્રત્યે પિતૃભાવના ન હોય, તો તે શી રીતે વડીલાઇ માન્ય કરે! બહેન ભાઇ તો ગાંડાકાકા કરીનેજ બોલાવતાં હતાં! નવલ તેમાંયે આનન્દ માનતો હતો. તે હૃદય શુન્ય બનેલો હતો. વિષય-વાસનાના વિકારને લીધે, તેના મગજ-બ્રહ્માંડમાં એક જાતનો બ્રહ્મ-વાયુ પેદા થયો હતો. તેમાં વધારો થવાથી પરિણામ ભ્રમણાનું આવ્યું હતું, ને તે ભર્તૃહરિની દશ પામ્યો હતો. જે મુખવડે પ્રિયાના શૃંગાર

વર્ણવ્યા હતા, જે હૃદયમાં અમૃતરૂપ વિષય માનેલો હતો, તેજ શૃંગાર વિકારી–વિરાગી બન્યો હતો. ને તેજ અમૃત, વિષરૂપ બન્યું હતું. નવલની મનેચ્છા વિહ્વળ વિરાગી જોવાથી ઘરનાં માણસોએ તેની સ્વેચ્છા પ્રમાણે વર્તવા છુટ આપી હતી–નવલ માત્ર એકાન્તમાં સુખ માનીને વેદાન્ત–ફીલોસોફીનાં પુસ્તકો વાંચીને આનન્દ માનતો; ને કોઇ વેળા સ્વામીજી કને ચર્ચા કરતો, અથવા તો વ્યાખ્યાનો સાંભળવા જતો હતો. તેણે હવે માનાપમાનનો વિચાર ત્યાજ્ય કર્યો હતો–સાધુવૃત્તિ રાખીને જીવન પુરૂં કરવા ધારતો હતો. જો કે પોતે મરી જાય, અને પિતા તથા પત્નિ–પુત્રને શોક ન થાય, તો પોતે સાક્ષાત્કાર પ્રભુદર્શન કરી મુકિતપદ મેળવવા ઇચ્છા રાખતો હતો, પણ સંસારી ને તેમાં વિષયી માટે આ ઇચ્છા મેરૂ ડગાવવા જેવી હતી !

બાબુનો વિદ્યાભ્યાસ બહુ સરળ રીતે ચાલતો હતો. અને આ વર્ષે બી. એ. ની પરિક્ષામાં બેસવાનો ઉમેદવાર થયો હતો. તેનું વય લગભગ વીસ વર્ષપર આવી ચડયું હતું. અને હવે નીલમના આગ્રહથી તેનો વિવાહ કરવા નિશ્ચય થયો હતો.

મુંબઇના જાણીતા સોલીસીટર મી. સુમનરાય મજમુદારની ગુણીયલ કન્યા સુભદ્રા એક સુધરેલી સોસાઇટીની સહવાસિની ને કેળવાયલી હતી, તેમજ નીલમના સ્વભાવને મળતી તથા માયાળુ બાળા હતી. રૂપાળી નમણી હતી–તેનું વય પણ લગભગ પંદર સોળ વર્ષનું હતું. ને સુલોચના ધારતાંજ હતાં, કે પોતાની પુત્રી સુભદ્રાને રત્નલાલ જેવા સસરા; બાબુ જેવો ગંભીર વર, ને નીલમ જેવી સાસુ મળે, તો સદ્દભાગ્ય ! એ વિચાર પરસ્પર પસંદ પડવાથી, સુમનરાયને, રત્નલાલે વિરેન્દ્રલાલ વેવાઇ મારફત કહેવરાવ્યું, અને નીલમ તથા સુલોચનાની મિત્રતાને લઇને આ કાર્ય ફતેહમંદ થયું. ફેશનેબલ નીલમબાઇ પોતાના

ઠણુકાથી જ્યારે કમળા સાસુને નચાવતાં હતાં, તેને નચાવનારી પુત્રવધુ સુભદ્રાને જોઇને પોતાને પોતાનું બચપણ યાદ આવે, તેમાં નવાઇ ન હતી ! મ્હારો બાબુ તો મ્હારી બેન માણેકના મણી જેવોજ ગરવો છે ! લાડકા શબ્દોએ નીલમ, પુત્રને વધાવતી હતી. ખરેખર બાબુ તો તેવોજ હતો. પણ તેની તર્કશક્તિ ને બુદ્ધિબળ વિરલું હતું.

રત્નલાલ શેઠની પાર્ટીને દહાડેજ બાબુના વેવિશાળના ચાંલ્લા થયા. બપોરે આ મુહુર્ત સાચવ્યું. ને રાત્રીએ બેવડો આનન્દ કર્યો. દસવાગે પાર્ટીનો નાટક પુરો થયો–પડદો પડયો–ને તે પછી પરદા પાર્ટી શરૂ થઇ. નીલમે પોતાની પુત્રવધુ તથા વેવાઇ–વેવાણ અને મિત્રમંડળને પાર્ટીમાં બોલાવ્યાં હતાં. સુભદ્રાને 'સાસુજીએ ચાંલ્લો કરીને એક સોનામોહોર તથા શુકનમાં નાળીયેર આપ્યું. ને તેઓ પણ હળીમળીને છુટાં પડયાં. અને બીજે દહાડે જમવાને નોતરૂં દીધું. આ રીતે બીજો આનન્દ પણ ઉજવાઇ ગયો !

---

## પ્રકરણ ૩ જું.

### સખીઓનો સંવ્વાદ—મેળાપ ને વિજોગ !

**"सखी मम चतुरो भर्ता, परमपि लिखितं स्वयं न वांचयति ।**
**सखी मम चतुरो भर्ता, स्वयमपि लिखितं स्वयं न वांचयति. ॥"**

"હે સખી ? મ્હારો ભરથાર એવો વિદ્વાન છે, કે પારકાનું લખેલું પોતે વાંચીજ શકતા નથી !" ત્યારે બીજી સખી બોલી, કે– "હે સખી ? મ્હારો પતિ તો વળી એવા પંડિત છે, કે પોતાનું લખેલું પોતેજ વાંચી શકતા નથી !"

આ પ્રકારના સ્વામીવાળી સખીઓ અત્રે એકઠી થઇ ન હતી. અહિં તો વિદ્વાન, વિરાંગનાઓ, ધર્મ પરાયણી, પ્રેમ-પારાંગત પંડિતાઓ મળી હતી. ને કોણ કોણ હતી? એક રતન, બીજી લીલુ, ત્રીજી રમા, અને ચોથી આપણા બાબુભાઇની નવલકિશોરી સુભદ્રા, આ ચારે જાણીઓ નીલમ-બાગમાં આનંદ-ક્રીડા કરવા આવી હતી, આજે સર્વને અહીં જમવાનું હતું. બાબુનો વિવાહ મળ્યો, એટલે સગાં-કુટમ્બીઓ અને વેવાઇ વ્હેવાણ તથા પુત્રવધુનાં મુહુર્ત્ત થનાર હતાં. વળી રતન તથા લીલુ પોતાના સ્વામી પાસે જનાર હતાં. એટલે આજે સઘળો મેળો એકઠો થયો હતો કાલે કોણે જોઇ, એમ ધારીને સૌને ભોજન સાથે લેવાનું ઠર્યું હતું. યુવાન સખીમંડળ ઉદ્યાન-ક્રીડા કરવા ગયી રહેલું હતું. વૃદ્ધમંડળ બંગલામાં સ્વામીજીનો વેદાન્ત ઉપદેશ શ્રવણ કરતું હતું. લીલુ અને રતન સમાન હતી. રમા સહજ શરમાળ હતી. અને સુભદ્રા યુવાન પણ કુંવારી અને વળી નણંદોના સમુહમાં આવી ન હોવાથી કેટલીક અઘટિત છુટ લ્હેતાં શરમાતી હતી. લીલુ બોલી.

" અલી રતન? તેને પેલું પદ યાદ છે કે?

"વાગે વસંત વર તું વરણાગીયો છે,
વેલી કુમારી વરીને હણકી ગયો છે;"

" રે જા જા, ઘેલી, એવી વાત ને શું કરતી હઇશ? એવી બાળ ચેષ્ટા છોડી દે, અને કોઇ સાહિત્યની ચર્ચા ચલાવ!" રતને કહ્યું.

" ચાલો બ્હેનો! પેલા હોજ કને કુંજમંડપ છે, ત્યાં જઇએ!" રમાએ કહ્યું.

" ત્યાં જો પેલો કોકિલ તેના વહુને યાદ કરે છે?" લીલુએ ચેષ્ટા કરી.

"હું સમજી ! ત્હારા મનમાં હજી પૂર્વની ધૂન છે, ખરું કે લીલુ? હવે મને તેવું બાળચેષ્ટા જેવું તો નથી ગમતું !"

"વારૂ, ત્યારે ચાલો, આપણે બીજીજ વાતો કરીએ. સુભદ્રાભાભી ? તમે પણ અમારી વાતમાં ભાગ લેશો કે ?"

"હજી ભાઇ પરણ્યા નથી, ત્યાં ભાભી શેની કહે છે; લીલુ ?"

"અલબત ! વળી મેનાં વરી તે પોપટનેજ કાજે ! ચાલો, ચાલો ભાભી ! રતન તો એવીજ છે" લીલુએ સુભદ્રાનો હાથ પકડયો, ને હસતાં હસતાં સૌ કુંજમંડપ કને ગયાં.

"લીલુ બહેન ? તમે એક સુંદર ગાયન ગાઓ. તમને ગાયનનો ઘણો શોખ છે, મ્હારા સમ !" રમાએ આગ્રહ કર્યો, લીલુ હઠીલી થઇ.

"હવે ગાતી હોઉં, તો ગા કની ? એ તો વળી દાણાની કિમ્મત અંકાવે છે."

"હું ગાઇશ, તો કહેશે; પોતાનુંજ ગાયું ગાયું.

"જો બહેન, ગાય ગોંદરે અને ચેર કંઇ ભાવ ન થાય ! કન્યા પિયરમાં અને સાસરે વખાણ ન થાય ! તું ગા, અને પછી અમે સાંભળીને ત્હારા ગાયનની કિમ્મત કરીએ ! પણ જો જે હં, કાગડાઓ ત્હારૂં ગાયન સાંભળીને ગુમાન લાવી ઉડી ન જાય !" રતને ચેષ્ટા કરી.

"રતન બહેન ? જરા લીલુ બહેનને ગાવા તો દો !" સુભદ્રા બોલી.

"રતનને ગમે કે ના ગમે. હું તો ગાવાની છું. સાંભળો—

"વન વગડામાં ભૂલી પડી ત્યાં, અમૃત પ્યાલો પીધો રે;
પીધો લીધો સાર સૃષ્ટિનો, કોલ અમર ત્યાં કીધોરે—

અધવચ વગડે વીંછુ કરડયો, ઝેર ચડયું આ અંગેજી;
કોઇ મુરલીધર મંત્ર ભણે તો, શિતળ થાય સુરંગે—
દુનિયાં મ્હારી ચેષ્ટા કરતી, ને ગાંડામાં ગણતીરે;
હું ગાંડી કે દુનિયાં ગાંડી, આપ કરી લ્હો ગણતીરે—"

"તું ગાંડી! કે આવું ગાંડુ ગાંડુ લવે છે! મેં તો જાણ્યું, કે તું તો સ્ત્રી બોધનું ઉત્તમ ગીત ગાઇશ; પણ ગાંડી તે ગાંડી!" રતને હસીને લીલુને શરમાવી દીધી.

"અરે વાહરે રતનબાઇ? ખાતાં ન આવડે, રાંધતાં ન આવડે, સ્વાદમાં સમજે નહિ, તે બાઇજી પરિક્ષક બન્યાં!" લીલુએ રીસ કરી.

"ત્યારે રમા બહેન કંઇ એવુંજ સરસ ગીત ગાય, તો ઠીક!"

"નણંદીએ ગાયું, હવે ભાભી ગાય!" રતન બોલી.

"સૌ કરતાં સરસ એજ કે સુભદ્રા ગાય; કેમકે નવા ઘરનાં નવાં વહુ, નવું ગીત ને નવું સૌ!" રમાએ હસીને કહ્યું.

"વારૂ, ત્યારે હું ગાઉં, સાંભળો!—

"અમર રહો તે નર નારી જે શિયળ-દીપક સંભાળેરે;
અમુલખ દીપક અખંડ રાખે, વિરલાં જોડાં સુખિયાં તે—
જળચર સારસ અવર પંખીડાં, જોડેથી મદમાતાં રે;
તેમજ અરસપરસ પતિ-પત્નિ, હરનીશ રહે હરખાતાં રે—
ધન્ય ધન્ય એ દિવ્ય દમ્પતિ, સંપત્તિમાં સુખ માણેરે;
વિપત્તિમાં જે પ્રિત સરવરજળ, પ્રેમેથી પી જાણેરે—"

"જોયું લીલુબહેન! ગીત તે એનું નામ!" રતને ટહુકો કર્યો.

"વાહવા-વાહવા!" લીલુ તથા રમાએ પોકાર કર્યો.

"એમાં કોને વખાણીએ! કુંડાંને કે કથરોટને!" લીલુ બોલી-

"ચાલો, હવે બીજી વાત કરીએ! સૌ જણ એક એક સામે સમસ્યા પુછે: દરેકની એક એક સમસ્યા હોવી જોઇએ."

" તેમાં તો એ બે જણુનો પક્ષ બંધાય, તોજ કામ થાય ! "

" હું અને રતન, અને રમા અને સુભદ્રા ! " લીલુએ કહ્યું.

" હાં, એ ઠીક છે; ત્યારે પ્રથમ લીલુબહેન અને રતન બહેનનો સંવાદ ચાલુ કરો. " રમાએ કજીયો પતાવવા નવી યુક્તિ શોધી કહાડી. સાહિત્યની શોખીન, અને પાઠશાળાની પંડિત પ્રમદાઓ સંસ્કૃત અંત્તરલાપિકાના વિનોદપર ચડી–નિવૃતીકાળ આ કાર્યમાં પુરો કરવા લાગી.

" રતન બહેન ? મ્હારા સવાલનો જવાબ આપો; સાંભળો—

कांचिन्मृगाक्षी प्रियविप्रयोगे
निशांधिनीपारमपार यन्ती ।
आगातु मादायकरेणवीणा-
मुदग्रीवमालोक्यशनैरहासीत.

" લીલુ ? જો કે આ શ્લોક તો મેં મુખપાઠ કરેલો છે, એટલે તેનો અર્થ જાણું છું, પણ બધા શ્લોકો કે બધાના અર્થ કોઇ ન જાણે, માટે સઘળાંને સમજાય, તે રીતે ગુજરાતી ભાષામાં કહે; જોકે તેનું મૂળ સંસ્કૃત સાહિત્યનું છે. "

" ત્યારે સાંભળ—પતિના વિયોગને લીધે રાત્રી ગાળવામાં અસમર્થ એવી મૃગનયનીએ, ગાયન ગાઇ રાત્રી ગાળવાનો યત્ન કર્યો, પણ ઉંચે જોતાંજ તેણે વીણા મુકી દીધી, એ શા માટે, વારૂ ? "

" સાંભળ—મૃગ પર સ્વારી કરીને ચંદ્ર, ગગનમાં ચાલતો હતો. કદાચ વીણાના ગાનથી પેલો મૃગ નીચે ઉતરી આવે, અને તેની જોડે ચંદ્ર પણ મ્હારા શયનગૃહમાં ઉતરી આવે તો ? પતિવિયોગને લીધે ચંદ્ર મને સતાવે છે; તો શું એ શત્રુને મ્હારા ગૃહમાં આવવા દઉં ? કદાચ મ્હારાપર કલંક–દોષ આવે તો ? આ કારણસર મૃગાક્ષીએ વીણા ફેંકી દીધી હશે ! "

" વાહવા ! ત્યારે હવે હું તને પુછું, તેનો જવાબ દે ?—સાંભળ

" ઝાડની ટોંચ પાસે વસે છે, પણ પક્ષિરાજ નથી.
ત્રિનેત્ર ધારી છે, પણ તે શુલપાણી શંકર નથી.
છાલ—કાચબારૂપી વસ્ત્ર ધરે છે, પણ તે યોગી નથી.
અને જળ ધારણ કરે છે, છતાં તે મેહ કે ઘડો નથી.

" અરે વાહરે બહેન ? તેમાં તે તેં શું પુછ્યું ? એતો ' નાળિયેર ' લીલુનો જવાબ સાંભળીને સૌ હસી પડયાં. હવે રમા અને સુભદ્રાનો વિનોદ શરૂ થયો. રમાએ સુભદ્રાને પુછ્યું.

" હમેશાં શત્રુના મંડળમાં રહેછે, પણ તે વૈરણી નથી.
તેનો ચ્હેરો લાલ દેખાય છે, છતાં તે ક્રોધી નથી.
તે કહ્યાગરી છે, છતાં તે ચાકરડી નથી.
એવી સ્ત્રીજાતી કઇ હશે વારૂ ? "

" રમા બહેન ? એતો હું સમજી ગઇ છું, તે તો પેલી મેંનાં ? કાગડાના સંગતમાં રહેછે, તેનો રંગ લાલ છે. તેને પઢાવીએ તેટલુંજ તે બોલે છે. જો કે તે ચાકરડી નથી. પણ હવે મ્હારા પશ્નનો જવાબ આપો જોઉ. ?

" સર્વ જગતને વશ કરે, સુખી કરવા કાજ;
બહુ લાડ તે નારીનું, લાવે હળદર લાજ—
"એ તો 'ઉંઘ' કહેવાય !—
કામ જગતનું જે વડે, નીભ્યું જાય સહેલ;
આપી ને વળી રાખવી, સાચી વસ્તુ મેલ.
" તે તો વિધા અથવા વચન—
પુરૂષ એક ને પગ નહિ, નહિ માથું નહિ હાથ;
થીર રહે પણ આપણે, જ્યાં જઇએ ત્યાં સાથ.
" એ તો 'આકાશ' હશે—

" મુખમાંથી રચના રચે, નહિ કરોળિયો જાત;
એનું એઠું ખાય સૌ, નહિ માખીની જાત;

" અરે વાહરે બ્હેન ? એ તોં પેલા કવિશ્વર દલપત અને નર્મદ હશે, હોં ! "

સુભદ્રા અને રમાનો વિનોદ બહુ રસમય થઇ પડયો—અને હજી આનન્દ વધારવા યત્ન થાય, ત્યાં તો જમવા બોલાવવા ભટજી આવ્યો, સર્વે જણ હસતાં હસતાં ચેષ્ટા વિનોદ કરતાં કરતાં બંગલામાં ગયાં—સુઘડ અને શાણી સુંદરીઓ વિનોદ—રસ લ્હેતાં લ્હેતાં આનંદ પામ્યાં.—

નીલમ—માણેક અને ગુણવંતી તથા સુલોચના સર્વ મંડળ સાથે ચાર સહિયરો વિવેકથી વાર્તા કરતાં, હર્ષ—રસ પીતાં પીતાં જમ્યાં. નીલમના આનંદનો પાર નહોતો. પોતાના એકના એક લાડકવાયા પુત્રનો વિવાહ મળવાથી તેનો જન્મ નવા સ્વરૂપમાં ખિલવા લાગ્યો હતો. માણેકે પુત્ર પરણાવીને પુત્ર—વધુનો લ્હાવો લીધો હતો. અને નીલમ હજી એ વાતમાં અધુરી હતી, એટલે આ પ્રસંગ વધારે રમણીય ને આનંદજનક લાગે, તેમાં આશ્ચર્ય કંઇ નહોતું.

રત્નલાલે પણ આ સમયે પોતાના પૌત્રની વધુ માટે નીલમની ઇચ્છા, ને સુલોચનાની આજ્ઞા મુજબ હીરા—મોતીના દાગીના પેહરાવીને સુભદ્રાને તેનાં માબાપ સાથે જમાડીને મોકલી હતી.

ભાઇના વેવીશાળના પ્રસગે રતને પણ સારો જેવો દાગીનો લીધો હતો. અને બીજાં સગાંઓનેયે આ શુભ પ્રસંગે રત્નલાલે યાદ કરીને યથેષ્ટ સત્કાર કર્યો હતો.

શુભ સમારભ પુરો થયો. નવલરાયને કશો હર્ષ—શોક ન હતો. પ્રભાતે રતન પોતાના પતિને ત્યાં રત્નનગરી જનાર હતી. અને લીલુ

સુરત પોતાની સાસુને મળવા વિરેન્દ્રલાલ સાથે જનાર હતી. ત્યાંથી લીલુ પોતાના કાન્ત કને જનાર હતી.

વાંચનાર સહજ રીતે સમજી શકશે, કે રતનનો વર રાજેંદ્ર અયોધ્યા પ્રાંતમાં હતો, ને લીલુનો પતિ સુરેંદ્ર, મધ્યપ્રાંત, વીરપુર નગરી તરફ હતો. હાલમાં તેઓની બદલી થઇ ગઇ છે. સુરેંદ્રરાય હાલ તેના ભાઇ રાજેંદ્રની જગ્યાએ અયોધ્યાપ્રાંતમાં ગયો છે, અને રાજેંદ્ર રત્નનગરી જીલ્લામાં ગયો છે. ને તેથી આ બન્ને યુવતીયો જુદે જુદે સ્થળે જનાર હતી.

વાંચનાર ? સીવ્હીલર સરવંટ અમલદાર જો કે એ પ્રાંતમાં દાખલ થતાં તેને તે પ્રાંતની ભાષા જાણવી પડે છે; ને તેથી તેની બદલી બીજે બહુજ કારણુસર થાય છે. એ રીતે આ બન્ને ભાઇની બદલી થવાનાં ઉંડાં ભેદિત રાજ્યકીય. કારણો છે, તે હવે પછીના ભાગમાં પ્રકટ થશે ! !

રતન પોતાની માતાની માનસીક ઉદાસીનો ખેદ કરતી હતી. પિતાની મનવૃત્તિ ડગમગતી જોઇને માતા તરફ દયાની નજરે જોતી હતી–પોતાને પ્રભાતે પિયર છોડી જવાનું હતું, એટલે માતા સાથે સુખ દુઃખની બે વાતો કરવા, નીલમના એકાન્તલયમાં આવી, અને મા–દીકરી વાતો કરવા લાગ્યાં–

---

## પ્રકરણ ૪ મું.

### મા–દીકરી ! સુખ–દુઃખની બે વાતો.

માતાના દુઃખમાં દિલાસા રૂપ, ને દીકરીના દુઃખની ભાગીયણ એવો મા–દીકરીનો સ્નેહ અલૌકિક છે. જુવાન દીકરી સાસરે

વળાવ્યા પછી. તેના સાસરવાસનાં સુખ–દુઃખ મા વિના બીજા કોની આગળ કહેવાય ! અને માતાના મનની મુઝવણ જ્યારે દીકરી પિયરમાં આવે, ત્યારેજ તેની કનેં ખુલાસો કરીને બે આંસુડાં પાડી શાન્તિ મેળવે ! નીલમ અને રતન વચ્ચે હાલ એવોજ પ્રસંગ ચાલે છે. રતન હવે કંઇ બાળક નથી. લગ્ન થયાને કેટલોક વખત વીતિ ગયો છે. વયમાં પણ વધી ગઇ છે. કમભાગ્ય લો કે રતનને હજી બાળકનો લ્હાવ મળ્યો નથી, ને તેથી તેની માતાના મનમાં ખેદ થયા કરે છે. દીકરી સગર્ભા થાય, માતા તેને સુવાવડનો લ્હાવો લ્હેવરાવે, અને તેનો સ્વામી, પુત્ર–માતાને જોઇને વ્હાલથી વધાવે, એ દિવસ, દીકરીનાં માબાપોને ભાગ્યે પણ પુણ્યવંત ગણાવો જોઇએ; સુભાગીને સવળું સવળું પડે છે. અને પ્રભુની સાનુકુળતા વડે સ્ત્રી તે સઘળાં સંસારી સુખની ભાગ્યવતી થાય છે.

" બા ? તું એમ બળ્યાજ કરીશ, મનમાં ને મનમાં મુંઝાયાજ કરીશ, બંધ કરેલા ઘડાનાં ઉકળતાં જળ પેઠે લોહી ઉકાળો કર્યાજ કરીશ, તો ત્હારૂં તન તે કેમ ચાલશે ? ત્હારૂં શરીર કેવું લેવાઇ ગયું છે ! પ્રભુએ આટલું સુખ ને વૈભવ આપ્યો છે, તે છતાં ત્હારી કાન્તિ કેવી ઝરી ગઇ જણાય છે ? મને તો તે નથી ગમતું બા ! "

" બેટા ? દુઃખ કોને ગમે છે ? સંતાપ કોને ગમે છે ? સુખ દુઃખ ભાગ્ય આધીન છે. તે ક્યારે આવશે, ને વર્ષાના વહેળા પૈઠેમ ક્યારે ટળશે, એ કોઇને ખબર છે ! ચંદ્રમા ઘણો શિતળ ને સ્વચ્છ છે, પણ તેમાંહે જે ડાઘ દેખાય છે, એ કંઇ કલંકીત કહેવાય છે, કે દુઃખરૂપ ગણાય છે ખરો ? આપણા રાજવંશી વૈભવમાં મ્હારાં માનસિક દુઃખ તે કંઇ કોઇ જાણી શકે ? ત્હારા પિતાનો બગડેલો સ્વભાવ ઠેકાણે આવવાનજ નથી. ત્યારે હવે હું શું કરૂં ? કેમ શાન્તિ ધરૂં ! "

" બા ? તમે કહો, તો હું તેમને સમજાવું ! "

"ના, દીકરા; ત્હારૂં તે કામ નહિ ! નાહક ત્હારે સંતાપ કરવાની જરૂર નથી. એ તો સુર્યની પરિક્રમા છે. સાંજ પડે છે, ત્યારે આથમે છે, કમળને દઝાવે છે. ને પાછો પ્રભાતે ખિલીને કમળને વિકસાવે છે. ભાગ્ય ચક્રનો એ પણ એક મહિમા છે. તમે ભાઇ–બ્હેન સુખી રહો. તો બસ છે. પ્રભુ તને જો એક શેર માંસની બક્ષિસ કરે, ને તે તને બાળક રમાડતી જોઉં, તો બસ છે."

"માવડીઓનો જીવ બસ. એમાં ને એમાંજ ધોળાયા કરતો હશે, બા ?"

"હા, દીકરી ! તું હજી બાળક બુદ્ધિની છું. એ લ્હાવામાં મોટો ભેદ છે. સંતાનવતી સ્ત્રી, સાસરવાસમાં પુજાય છે. તે ગમે તેવી કમ આવડતવાળી કે કુબડી હોય છે, તોપણ સંતાન થયા પછી તે પતિની વ્હાલી થઇ જાય છે !"

"શું દીકરીઓ માટે માતા ચિન્તા કરે, ને પુત્ર માટે નહિ ?"

"પુત્રને ત્યાં સંતતિ થાય, તો તેની માતાના આનન્દનો પાર નહિ ખરો; પણ માને દીકરી બહુ વ્હાલી હોય છે. વળી એ લાડકાં બાળકને હેતથી માએ ઉછેરેલી હોય છે, ને તેને પારકાના હાથમાં સોંપેલી હોય છે, એટલે તેના સુખ દુઃખની ચિન્તા માતાને બહુ થાય છે. તને યાદ નથી, કે કણ્વ મુનિયે માત્ર પાળેલી દીકરી શકુન્તલાને સાસરે મોકલતાં તે ચોધાર આંસુડે રડ્યા હતા ! એ શું કરવા ? દીકરીની કોમળ જાત છે. તે ગરીબ ગાય જેવી છે. તેનું દયામણું મુખડું અને તેનો વિયોગ માતા સહી શકતી નથી. જ્યારે તે સાસરવાસમાં ઠરે છે, ને પતિની વ્હાલી થાય છે, ત્યારે તો તે માબાપ ને તેનું પીયર વિસરી જાય છે, પણ—

"એમ ન બોલશો, બા ! મને તો તું હરઘડી હૃદયમાં રમે છે.—

"કણ્વ મુનિએ શકુન્તલાને શું કહ્યું હતું, તે યાદ છે, બેટા !

સાંભળ—

"ઉંચવર્ણું ભર્ત્તારની, ધણિયાણીતું સ્થાન;
મળશે માનીતું તને જાણે ચતુર સુજાન.
રાજતણા વૈભવ થકી, કાજ ઘણેરાં હોય;
રાજાનું મન તે વિષે લાગેલું ખુબ જોય–
થાશે ખરેજ તે થકી, વ્યગ્ર નિરંતર ચિત્ત;
એના દુઃખે દુઃખ છે. સુખથી સુખ એ રીત–
પછી પ્રરવસે એક સુત, પવિત્ર રૂડો સૂર્ય;
પ્રકટ કરે છે રોજ ને રોજ દિશા જયમ પૂર્વ–
તે વેળા સંસારના ખટલામહિં પડીશ;
મુજ વિયોગની શોચના સ્હેજે તું વિસરીશ–"

"બા, ગમે તેમ કહે, પણ મા તે મા! જગતમાં એવું કોણ બાળક હોય, કે જનનીનો જીવ વિસારે? પરણેલી દીકરીને બીજો કોનો આધાર છે! સાસરીયાનાં કે સ્વામીનાં સુખ–દુઃખની વાતો બીજે ક્યાં થઇ શકે?

"પણ પ્રભુએ એવી ફરિયાદ કરવાનો વખત ન આપેલો હોય, તો પછી શું?"

"બા! ભલે, અમને સુખી કરીને તમે પુન્ય મેળવ્યું; પણ જોગે મા તે મા! ત્હારૂં કમળમુખ કરમાયલું જોઇને મને બહુ સાલે છે. તને આ રીતે દુઃખી જોઇને સાસરે જતાં મને બહુ દુઃખ થાય છે, બા!"

"ત્હારે મ્હારી કશી ચિન્તા કરવી નહિ; ત્હારા બાપા મને કશું કહેતા નથી. તે પોતાની ધૂનમાંજ ફરે છે! માત્ર દાદાજીને જીવબળાપો થાય છે, એટલુંજ લાગે છે.–"

"જો મ્હારા બાપા આજે સઘળો વહિવટ કરતા હોય, તો દાદાજી

કેવા ભાગ્યશાળી ગણાય ? પોતાનો ઉત્તરકાળ કેવી શાન્તિમાં ગુજરે !" રતને નિસાસો નાખ્યો. ને પછી રડી પડી.

"દીકરી ? ભાગ્ય વિના સુખ ક્યાંથી મળે !" નીલમ રડી પડી.

"બા ? તું રડીશ નહિ ! હું કાલે જાઉં, તે પછી પણ તું શોક કરીશ નહિ ! મને નિરંતર પત્ર લખ્યાં કરજે; જો મન મુઝાય, તો મ્હારે ત્યાં પાંચ દિવસ આવજે. આપણે મા–દીકરી સુખે રહીશું. હો ! મ્હારા સમ !" રતન તેની માતાની કોટે વળગી પડી. !

અરે એ મા વિનાની દીકરીઓ ? તમે સ્વામીથી કે સાસુ સાસરાંથી દુઃખી હોય, તો કોને કોટે વળગશો ? દીકરીને મા વિના સંસાર સુનો છે. કુંવરબાઇના સીમંતમાં નરસીંહ મહેતાને ભેટતાં એ દીકરીને માતા કેવી યાદ આવી હતી ? ખરે મા તે મા ! માનો ઓછાપો દીકરીજ જાણે !

મા–દીકરી હજી વાતો કરેછે, ત્યાં વેલી ધાટણે ખબર કરી, કે દાદાજી પધાર્યા છે, એટલે મા–દીકરી ત્યાં ગયાં. સહજ વાર્તા–વિનોદ થયો. સુખ–દુઃખની વાતો થઇ. દાદાજી કને બીજી તો કશી વાત થાય તેમ ન હતી. રત્નનગરીની નગર–ચર્ચા ને રાજકીય પ્રસંગો કહાડયા. રત્નનગરીમાં નવી મીલ સ્થાપવાનો વિચાર નક્કી થયો છે, અને તે માટે હનુમંત જાગીરદારની જમીન ખરીદ કરવાનું સાટું થઇ ગયું છે. માત્ર જયન્તિલાલ ત્યાં જવાના છે, અને પ્લાન નક્કી કરી આવે, એટલે બાંધકામ શરૂ કરવાનું છે. ઇત્યાદિ પ્રસંગ નીકળ્યો. રતનને વિદાય કરવા માટે નીલમે કહ્યું. દાદાજીએ રતનને સહજ રાજેંદ્રલાલના સ્વદેશી વિચારો સંબંધી સૂચના કરી. "સરકારી નોકર અને સીવીલીયન તરીકેનો જોખમદાર હોદ્દો ચલાવતાં રાજ અને પ્રજા વચ્ચેનો હાલનો ખળભળાટ આફતમાં ન ઉતારે, તેની સંભાળ રાખવી, કેમકે રાજેંદ્રલાલના મગજમાં કોંગ્રેસ અને સ્વદેશી ચળવળ ચળવળાટ કરી રહેલી માલમ પડે છે. એક તો દેશીઓને મોટા હોદ્દા મળવા કઠણ

નીલમ-માણેક અને સન્તતિ.



મા દીકરી વાતો કરે છે, ત્યાં રતનલાલ પધાર્યા.

ભા. ૧ પૃ. ૨૨.

છે, તેમાં તેવા દેશી હોદ્દેદારો હોય, તો તેને કેમ ખસેડવા, અને શી રીતે દોષ પાત્ર ઠરાવવા, એવો કેટલાક ફાંટાબાજોને પણ પવન લાગેલો છે, માટે હવે સંભાળીને ચાલવાનું છે. આપણા એકલાઓના ફાંટાથી હીંદની હાલત સુધારવાની નથી. વળી એકસ્ટ્રીમીસ્ટ થવાથી કોઇ પણ મતલબ સરવાની નથી. અલબત સ્વદેશોન્નતી કરવાનું સૌને ગમે છે. પણ તે એવા માર્ગે કે આપણને ને બીજાને દ્વેષ-રાગ ન વધે!" દાદાજીનું કહેવું રતને સાંભળ્યું. અને તે પછી રતને પોતાની રંક મા માટે દાદાજીને વિનતી કરી. તેમનાં કોમળ હૃદયપર વિમાસણની છીણીનો ધા પડે છે, તે માટે દુઃખ બતાવ્યું, ને તે રડી પડી. નીલમના મનમાંયે ઓછું આવ્યું, અને "નવલને હાલ તરત મુંબઇમાંથી બહારગામ રવાના કરવાનો છે; રત્નતગરીની મીલ ખાતે રોકવાનો છે." એ વિચાર પણ રત્નલાલે જાહેર કર્યો. પ્રભાતમાં રતનને રાજી ખુશીથી સ્ટીમર માર્ગે વળાવાનું નકી થયું. લીલુ પોતાને સાસરે સુરત જવાની છે, અને તે રાતની મેલટ્રેનમાંજ વિરેન્દ્રનાથ સાથે ઉપડવાની છે, એ વાત ચાલે છે, એટલામાં તો લીલુ અને તેનો સસરો મળવા આવી પહોંચ્યાં. રત્નલાલ અને વિરેન્દ્ર વાત કરવા લાગ્યા. લીલુ અને રતન હસતાં-ઠઠ્ઠા કરતાં અંદર ગયાં, નીલમે પણ તેમાં ભાગ લીધો. રત્નલાલે, પોતાના વેવાઇને પોતાના સુરતના સ્વદેશી કારખાના સંબંધી ઘણુ ભલામણ કરી, અને બાપુના વેવિશાળ પ્રસંગે લીધેલી તસ્દી માટે ઉપકાર માન્યો. થોડીવારે બન્ને વહેવાઇઓ છુટા પડયા. લીલુ પણ માસી તથા બહેનને મળીને સૌભાગ્ય સાસુને પગે પડવા સુરત તરફ જવા ગઇ. સુરતમાં સૌભાગ્ય સાસુની કારકીર્દિ કેવી છે, તે તરફ હવે નજર કરીએ.

---

# પ્રકરણ ૫ મું.

## સાભાગ્ય બહેનનો સુખી સંસાર !

मानुष्यं वरवंशजन्म विभवो दीर्घायुरारोग्यता
सन्मित्रं सुसुतः सती प्रियतमा भक्तिश्च नारायणे ।
विद्वत्त्यं सुजनत्वमिन्द्रियजयः सत्पात्र दाने रति
पुण्येस्तेन विना त्रयोदश गुणाः संसारिणां दुर्लभा ॥

"सुभाषितम्"

"મનુષ્યત્વ, સારા વંશમાં જન્મ, વૈભવ, દીર્ઘ આયુષ્ય, આરોગ્યતા, સારો મિત્ર, સારો પુત્ર, સતી સ્ત્રી, પ્રભુભક્તિ, વિદ્વતા, સુજનપણું, ઇન્દ્રિયોનો જય, અને સત્પાત્રેદાન કરવાની ઇચ્છા, એ તેર ગુણ સંસારીઓને મળવા કઠણ છે; અને જો મળ્યા હોય, તો તેના ગૃહસ્થાશ્રમને ધન્ય છે."

સુરતની કાયસ્થ જ્ઞાતીમાં આ કાળે જો કોઇ પણ જન વર્ગમાં વધારે માનનીય, પછી શત્રુ કે મિત્રમાં પ્રશંસનીય હોય, તો સ્ત્રી વર્ગમાં અખંડ સૌભાગ્યવંતી સાભાગ્ય બહેન અને પુરૂષોમાં વિરેન્દ્રલાલ હતા.

રત્નલાલ ઝવેરીના સહાધ્યાયી સરખા વિરેન્દ્રલાલભાઇ વડોદરા સ્ટેટની વફાદારીભરી સેવા બજાવીને વાનપ્રસ્થ થયા પછી ઉત્તરકાળ કેવળ નિવૃત્તિમાં કહાડવાનો કંટાળો આવ્યો, એટલે સ્વાર્થ અને પરમાર્થ બન્ને યોગ હાથ ધર્યો.

વિરેન્દ્રલાલ ધનવંત નહતો, તોપણ ખપ જેટલું ધન સંગ્રહી રાખેલું હતું. વળી ઇશ્વરે તેને ધનનો જે અખુટ ખજાનો આપ્યો, તે ગુપ્ત હતો—જગતમાં જાણીતા થયલા બે પુત્રો તેની અખુટ દોલત હતી. આ બન્ને પુત્રો સીવીલ સરવન્ટ થયા પછી તેમની ચડતીનો કળશ

ચડયો હતો. રત્નલાલ જેવા યશસ્વી સજ્જનના સંબંધી થવામાં તેમણે મોટું માન માન્યું હતું. અને હાલમાં સ્વદેશી ચળવળ પ્રસંગે દેશના કલ્યાણ અર્થે તેમણે રત્નલાલની સહાયતાથી સુરતમાં રેશમી વણાટનું એક કારખાનું સ્થાપ્યું હતું. આ કારખાનામાંથી નીકળતો રેશમી માલ કેવળ નામને નફે, મુંબઇના એક સ્વદેશી સ્ટોરમાં કમીશનથી વેચવા રાખ્યો હતો.

સૌભાગ્ય બ્હેન સઘળાં સાથેજ જો માયા ને મમતાથી વર્તે, તો પછી પોતાના વ્હાલા પુત્ર, પ્રભુએ સાક્ષાત્કાર કેમ જાણે રામ-લક્ષ્મણની બાંધવ જોડી પોતાને ત્યાંજ અવતરાવી હોય, તેના પ્રત્યે, તેની પવિત્ર ધર્મપત્નિ પ્રત્યે, ને તેના સુખ પ્રત્યે કેમ અનાદર કે અભાવથી જુએ? તે કંઇ જુના વિચારની એકાગ્રહી માતા કે સાસુ ન હતી; તે રત્નલાલની સ્વર્ગસ્થ પત્નિ કમળાબા કે પેલા વેણીયાકાકાની બાઇડી કમળી ભોખીના જેવી અદેખી ને મોટાઇમાં મરનારી નહોતી. વહુકને સાસુજી કહેવરાવવાનો, વિવેક કરતાં પણ વધારે આડંબર રાખીને ડાચું ચડાવી, વગર વાંકે દોષિત બનાવી, નિર્દોષ વહુઓને દમ ભરાવવાનો, ને વડીલ તરીકે ડહાપણનો દરિયો દેખાડીને ભાવ બદલે અભાવ ઉત્પન્ન કરાવવાનો તેને શોખ ન હતો. પોતાના પુત્રોને વહાલથી વધાવવામાં, ને પોતાની પુત્રવધુઓને દીકરી તુલ્ય મમતા બતાવવામાં આ સૌભાગ્ય બ્હેન પાછી હઠતી નહતી; અને એવા સ્વભાવે રતન તથા લીલુ પોતાની સાસુને પુજ્ય માતા-મહાદેવી તરીકે માનથી પુજતાં ને માનતાં હતાં. તેણીઓના પત્રોમાં પુજ્ય સાસુજીને જે ઉચ્ચ વિશેષણો લગાડીને શુદ્ધભાવના બતાવતી હતી, એ પરથી સૌભાગ્ય બ્હેનની, તેના સસરા વિરેન્દ્રની, તેના સ્વામીની, ને તેના માતપીતાની ખાત્રી થઇ હતી, કે વહુઓને પરવશ કરવામાં, વહુઓ કનેથી મોટાઇ મેળવવામાં જે વશીકરણ વિદ્યા વાપરવી પડે છે, તે માત્ર વિવેક અને

વચનના દડીઆ ભરીને સાકર રૂપે વહેંચવી, એટલુંજ હોય છે; રતન ને લીલુ મોટા ઘરની, સુધરેલી માતાની લાડકવાયી કન્યાઓ હતી. કોઇનો પડતો બોલ સાંભળી શકતી ન હતી. અને બીજાનું ઉપરીપણું વેઠી શકતી ન હતી. તે કન્યાઓ, પેલા સરકસના વાઘની પેઠેમ પોતાની વડીલ સાસુને શરણે થઇ હતી; ને તેનો એવો પ્રતાપ પડયો હતો, કે આ કૂળવાન વધુઓ પોતાના વ્હાલા ધણીઓ કને પણ અંતઃકરણપૂર્વક સાસુ માજીના વખાણ કરતી હતી. સૌભાગ્ય બ્હેનને સાસુજી કહેતાં કોઇવાર માજી કહેવામાં રતન ને લીલુ વહાલથી લાડ કરતાં, ને તે સૌભાગ્ય બ્હેનને ગમતું હતું.

સૌભાગ્ય બ્હેન પોતાના દીકરાઓને વરાવીને હવે જીવન સફળ માની બેઠી હતી. પ્રભુ તેઓ જોડલાંને આરોગ્ય રાખે, ને પોતે કુળવાન વહુ તથા આજ્ઞાંકિત પુત્રોના હાથમાં ઢંકાઇ જાય એટલુંજ ચાહતાં હતાં.

પ્રભુની માયા તો જુઓ ? તેની કૃપાનો વરસાદ તો જુઓ ? શરીરે સુખી, કીર્તિ સારી, ધર્મમાં વૃત્તિ, પરોપકારનો ઉદ્દેશ, ભલું કરવાનો આશય, અને સંતોષે સુખી, એ સઘળું તેને પૂર્વદત્તે મળ્યું; પણ પ્રજાએ સુખી, અને પારકી પ્રજા ઘરમાં આવી, તો તેનાથીએ દમ્પતી સુખી તો પછી હવે તે કરતાં વિશેષ સુખમય ગૃહસ્થાશ્રમ સ્વર્ગમાં હશે, ખરો ?

વાંચનાર ? આ ગૃહસ્થાશ્રમ ને તેના વંશ વૃદ્ધિનાં ચરિતનો નમુનો કોઇ બીજાજ પ્રસંગે બહાર પાડીશું, જોકે તે મોટી ને નવા જમાનાની પ્રજાને શિક્ષણરૂપ છે, કે તેનું મ્હોટું પુસ્તક થશે, પણ હાલ તો તેના સંબંધમાં આવતી વસ્તુઓ આલેખીને તેનાં ગુણ ચરિત માત્ર સંક્ષિપ્ત બતાવીશું.

સૌભાગ્ય બ્હેનના સ્વામી વિરેન્દ્રલાલ પોતાની એક પુત્રવધુને લઇને

સુરત આવ્યા. અને રત્નલાલ ઝવેરીના પુત્રના વેવિશાળની ધામધુમ તથા શેઠને મળેલા ખેતાબની પાર્ટીની વાતોથી સૌભાગ્ય ઘણાં ખુશી થયાં.

## પ્રકરણ ૬ ઠું.

## ઉત્તર ધ્રુવમાં દમ્પતિ !



સન્ધ્યા સમયે કુંજમંડપના એક કદળી વૃક્ષ તળે બેઠેલો નવલરાય માનસિક શોકનું પરિવર્તન કરતો હતો. હાથમાં હરબર્ટ સ્પેનસરની ફીલોસોફીનો ગ્રંથ હતો. બાજુમાં Shakespeare's Heroines નું પુસ્તક પડયું હતું. દૃષ્ટિ, આથમતા સૂર્ય સામે હતી. વિચાર, સાગરના ઉડતા તરંગો પ્રત્યે ઘૂમતા હતા. મન ગગનની મુસાફરી કરતું હતું. આશાઓને પવનનું દબાણ થવાથી તે ભૂમિ પર પડતી હતી.

નવલની પ્રકૃતિ હજી શાન્ત થઇ નહતી. સાંસારિક સુખની અભિલાષા અતૃપ્ત હતી. પિતાના વૈભવનો લાભ, અસંતોષ અને કર્મની અનુચિત રેખાઓથી એક કોરે પડી રહ્યો હતો. વ્યાપાર કાર્યમાં મન ગુંથાયું નહતું. પ્રિયાના અલગ પ્રેમથી, અલખનું ભાન ભુલાયું હતું.

અસાર સંસારમાં અસાધ્ય જીવડો ગોથાં ખાતો હતો. આ તર કે પેલી તરનો રહેલો નહતો. કઇ દીશાએ જવું, તેનુંયે ભાન ભૂલાયું હતું.

"સંસારમાં મ્હારે ભાગે સુખના સૂર્યનું એક પણ કીરણ નહિ હોય?" નવલે નિસાસો નાખતાં હૃદયને પુછયું, કે સામો પ્રત્યુત્તર મળ્યો:

"જો અનુભવતાં, અનુકરણ કરતાં આવડે, તો આખો સૂર્ય આપણો છે. આ લોક અને પરલોકનું સર્વ સુખ આપણું છે. વસ્તુ વેચાતી ન હોય, તેથી કારીગરની ખામી ન કહેવાય. પણ ખરીદનારની અછત ગણાય. નાથ!" નીલમગવરી ધીમે પગલે પોતાના એકાન્તવાસી સ્વામીના વિચાર જાણવા કુંજ મંડપ કને આવીને

* नरम्यं नारम्यं प्रकृतिगुणातो वस्तु कमपि ।
" प्रियत्वं वस्तूनां भवति खलु तद्ग्राहकवशात् "

"'કોઇ પણ વસ્તુ પોતાની પ્રકૃતિથી રમ્ય કે અરમ્ય નથી, પણ તે પ્રિય કે અપ્રિય લાગે છે, તે તેના ગ્રાહકના ગુણને લીધેજ છે.
પછવાડે ઉભી રહી હતી, તેણે મન સમાધાન કર્યું

"મ્હારા તરંગો અપરાધી છે, એમ જાણીને તમે ડીટેકટીવ તરીકે પાછળ આવીને ઉભાં રહેલાં હશો! ભલે, આવો બેસો–" નવલે પાછળ જોયું; ને નીલમને વ્યંગમાં કહ્યું. "આપ સારી રીતે જાણો છો, કે–

मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः ।

It is the mind that makes good or ill,
That maketh wre[illegible] or happy or poor.

નીલમે સામે બેઠક લેતાં કહ્યું.

"મન જેમ ચાહે, તેમ કરવાનો માનવનો અધિકાર છે."

નવલે ઘણે સમયે નીલમ્ પ્રત્યે આજેજ વિવાદ ચલાવ્યો. તેનું મન જોવાને યત્ન કર્યો.

"મન જો આડે રસ્તે દોરાતું હોય, તો તેને અટકાવવાનો માણસનો અધિકાર છે!

ગીતામાં કહેલું છે. કે–

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावि मिवाम्भसि ॥

"ચરનાર ઇંદ્રિયોનેજ મન વશ થાય છે. ત્યારે એમજ, તેની બુદ્ધિને પાણીમાં નૌકાને પવન ખેંચે તેમ–ખેંચી જાય છે.

"મન સદા સુખની વાંચ્છના રાખે છે!"

"પણ દુઃખ આવે, ત્યારે સહન કરવાની તેને ટેવ પાડવી જરૂરની છે !"

**सुखं वा यदि वा दुःखं प्रियं वा यदि वाऽप्रियं ।**

**प्राप्तं प्राप्तमनुभवेत हृदये नापराजितः**

કેમકે–Though fortunes malice over throw my stat. My mind exceeds the compass of her wheel."

"એ સઘળું બીજાને ઉપદેશ કરવા માટે યથાર્થ છે. પોતાની મનોવૃત્તિપર આઘાત થાય છે, ત્યારે તેને કેમ જાળવી રાખવું, એ મુશ્કેલી વેઠનારજ સમજી શકે છે !"

"સ્વામીનાથ ? આપની મનોવૃત્તિપર કયા કુહાડાનો ઘા ઉડ્યો છે, કે આપ સદા ગમગીન રહો છો ! આપના મનનો શોક હજી શાન્ત પડ્યો નથી. પિતાજી વૃદ્ધ થયા છે, તેમનો ઉત્તરકાળ નિવૃત્તિનો હોવો જોઇએ. તેમને આપના જેવા વિદ્યા વિલાસી અને લાયક પુત્ર છે. વ્યાપાર કાર્યભાર હાથમાં લઇને તેમને કામના બોજાથી અળગા કરવા જોઇએ. પુત્રને ભણાવવામાં, આપની કીર્તિને વધારવામાં, પિતાના યશને અખંડ કરવામાં, દેશની કેટલીક મુશ્કેલીઓ તોડવામાં અને કુટુમ્બીજનોને આશ્રયરૂપ થઇ પડવામાં આપે તન—મહેનતનો ભોગ આપવો જોઇએ. મ્હારી સેવા સ્વિકારમાં અને સૌભાગ્ય સુખ વધારવામાં આપે તન–મન દેવું જોઇએ.

"જેટલી તું બોલવામાં ડાહી અને કહેવામાં ચતુર છું, તેવી તન–મન દેવામાં દુરાગ્રહી અને કંજુસ છું."

"મ્હારૂં સર્વસ્વ સુખ અને સૌભાગ્ય તો આપનીજ કૃપાના પાલવ ઉપર લટકેલું છે. હૃદયમાં જો સંદેહ થાય, તો "સત્પુરૂષોએ

**सतां हि सन्देह पदेषु वस्तुषु प्रमाणमन्तःकरण-प्रवृत्तयः**

પોતાના અંતઃકરણને પુછવું, કે ત્હારી પ્રકૃતિ ક્યાં જાય છે ?"

"મ્હારા મનની તૃપ્તિ અર્થે, તેં ત્હારા મનને મોકળું કર્યું છે ખરૂં !"

"પ્રાણનાથ ? કુદરતે મ્હારામાં એક દોષ મુકયો, તેને હું શી રીતે તરછોડું ! મને કામદેવનો શ્રાપ લાગ્યો છે. હું કામાંધી નથી—હું વિષયસુખની અપેક્ષિત નથી. હું એ વિષયમાં યોગિની જેવી છું. એ સુખની ભ્રષ્ટા છું." "અને તેથીજ હું માયાના સુખની ભ્રષ્ટ થયો હોઉં, તો તેમાં નવાઇ નથી !

"સ્ત્રીઓ પવિત્ર છે. તેઓ કામ—કુંડની અધિષ્ટાતા છે ખરી, પરંતુ યોગ અને ભોગ બન્નેની સહચરી છે."

"સ્ત્રીઓ એક માયાવી મોહિની છે. આ લોકમાં માત્ર વિષય બાણથી પુરૂષોને તારવા નહિ, પણ મારવા માટેજ તે અવતરી છે.

"સ્ત્રી કેવળ વિષય સુખની અધિકારી નથી. સંતતિ ઉત્પન્ન કરવા માટે ઘડીભરનું વિશ્રામ સ્થાન છે ખરૂં, પરંતુ સ્ત્રીઓ જેવી મ્હાદેવી, ત્રણ ભવ તારનારી છે. માયાનાં બન્ધનમાં બાંધવા માટે સ્ત્રીઓ નિમિત્ત માત્ર છે, પરંતુ સ્ત્રીઓ, જેવી ધૈર્યવાન, સહનશીલ, અને સ્હાયકારી બીજી કોઇ વસ્તુ નથી—આપદ્ કાળમાં પુરૂષો હારી જાય છે, જો કે તે કઠોર હૃદયના છે; પરંતુ સ્ત્રીઓ તો વજ્ર રૂપ થઇને લડે છે, જો કે તે કોમળાંગી કહેવાય છે."

"સ્ત્રીઓ પોતાનું ધાર્યુંજ કરે છે; પછી પતિ ભલે ગમે તેવા સંકટમાં આવી પડે !

"કોમળ કાયા, મધુર વાણી મૃદુ મનડાંની અબળા;
છેડે છળથી શરિર સ્વામીનું, અબળા નહિ પણ પ્રબળા !

"સ્વામીનાથ ? પુરૂષોની કઠોરતા તો પુછવીજ નહિ ! સીતા જેવી સતીએ પતિ ખાતર વનવાસનાં દુઃખ વેઠયાં; રાવણ જેવા બલવંત રાક્ષસનો ત્રાસ સહન કર્યો, અને છેવટે અગ્નિમાં પડીને પુનઃ સ્વરૂપ લીધું, તે છતાં લોકમાન્ય રઘુરામે એક ધોબીના કહેવા ઉપરથી તેનો ત્યાગ કર્યો, એ શું પુરૂષોની ધૃષ્ટતા નહિ કે ?

" બસ, એકજ દાખલાથી સિદ્ધ થયું કે ? "

" સાંભળો ! પાર્વતી જેવી પતિ પ્રેમી તો બીજી સતી કોઇ નથી ? માત્ર રામચંદ્રજી સીતાની શોધ કરતા વનમાં ફરતા હતા, ત્યાં શંકરે વંદન કરતાં પાર્વતીજીને શંકા થઇ, અને રઘુદેવની પરિક્ષા કરવા સીતાનું રૂપ લીધું, ત્યારે ભોળા શંભુએ તેનો ત્યાગ કર્યો, ને સતીને સદેહે બળી મરવું પડયું. એ કથામાં શંકરનો લેશ માત્ર દોષ નહતો, વારૂ ? વિશ્વામિત્રના પ્રેમાલીંગનથી મેનકાને પુત્રી અવતરી, અને અપ્સરાએ તે બાળક જ્યારે મુનિને આપવા માંડયું, ત્યારે તો હાથ ઉંચા કરીને અજાણ્યા થઇ ગયા, એ પણ કઠોરતા નહિ કે ? ઠીક, દુષ્યન્ત રાજાએ પેલી બિચારી બાળ શાકુન્તલાને મોહમાં રમાડીને ગર્ભવતી કરી, અને જ્યારે પતિરૂપ થઇ તે મંદિરે આવી, ત્યારે કેવળ વિસરી જઇને અનાદર કર્યો, એ પણ પૌરૂપ જાતિની ઉચ્ચતા કહેવાય ખરૂં કે ? "

" એ સર્વમાં ખલતા રહી છે । સ્વાર્થ સઘળામાં છે "

" ભલી તારામતીએ રાજા હરિશ્ચંદ્રનાં અચળ વચનો જાળવી રાખવા પોતાનો દેહ વેચ્યો, તેમાં પણ કંઇ તારાનો સ્વાર્થ હતો, કે ? દમયંતીએ મહા વગડામાં દારૂણ દુઃખ વેઠયું, અને નળને વરવામાં કલિનો પ્રકોપ વેર્યો, તેમાંયે દમયંતીનો સ્વાર્થ હતો કે ? પુરૂષો સ્વાર્થનાજ સગા છે. તેમનો સ્વાર્થ પુરો થયો, કે સ્ત્રી કોણ ને પોતે કોણ ! તમે માત્ર બે ઘડીનાજ સગા છો ! આ ટાણે મને પેલી ડેસ્ડીમોનાનો દાખલો યાદ આવે છે. અક્કલહીણુ ઓથલોનાં વાકયો યાદ આવેછે. નિર્દોષ ડેસ્ડીમોનાએ પોતાના સત્યપણા વિષે કહેતાં શું બોલી તે યાદ છે ? સાંભળો !

*Desaemona*—I never did offiend yon in may lif ; never loved Cassio but with such general warranty of heaven as I might love :

O banish me, my lord, bnt kill me not!
Kill me to-morrow; let me live to-night!
But half an hour!

*   *   *   *   *   *

But while I soy one prayer!

આહા! ભલી સુકુમારિકાનું શુદ્ધ અંતઃકરણ તો જુવો! અરે એક હબસી-હવસીના પ્યારમાં ગૌરવદની સુંદરીએ જીવન આપ્યુ, તેના બદલામાં મુખે પુરૂષ ઓથેલોએ આ શબ્દ સંભળાવ્યા?

*Othelo*—Therefore confess thee freely of thy isn; for to deny each article with oath eannt remove nor choke the strong conceptin that I do groan withol. Thou art to die.

ધિક્કાર છે, એવા કૃતઘ્નીની પુરૂષોને કે એકવાર ભોળી લલનાને પોતાની કહીને પાછલથી દગો દે છે."

"પતિના સંકટમાં સહાય કરવાનો સતિનો ધર્મ છે, તે સિવાય તેને શું મેળવવાનું છે! કહો, વરસાદ જળ દઇને શું મેળવે છે? ગુલાબ, સુગંધ દઇને; શેરડી, રસ દઇને; પૃથ્વી રત્ન દઇને; પત્નિ, પુત્ર દઇને; સાધુઓ, આશિષ દઇને; અને સ્ત્રીઓ સુખ દઇને શું મેળવે છે? માત્ર તેણી સંતોષ અને સુખ મેળવી દેવામાંજ મોજ સમજે છે.

"પુરૂષોની કઠોરતા તે કેવી? દ્રૌપદી જેવી સતીને જુગારના દાવમાં મુકી, અને જયારે દુશાસને, દુર્યોધનની ભરી સભામાં લાજ લુટવા માંડી, ત્યારે ધર્મ રાજા જેવા ન્યાયી, ને અર્જુન ભીમ જેવા વીર નરો બાયલા બનીને બેસી રહ્યા!"

તમે તમારા બચાવનાં દાખલા ઠીક શોધી રાખ્યા છે. સમય

કાળ એવો છે, કે તે વખતે પુરૂષોનું પુરૂષાતન, સ્ત્રીઓની માયામાં ગુંચાઇ જાય છે :–

વળી દુર દૂકયાં જાઓછો? ગુણવંતીએ જીવન સુખ આપ્યું તે છતાં જયન્ત પેલી શાન્તનુના એકાન્તલયમાં પેઠો, ને કિશોરનન્દીની જેવી પવિત્ર પતિભક્તિવાળી રાણીએ દેહ અર્પણ કર્યો, તે છતાં ઇન્દ્રકુમાર રનાદેવડીને વશ થઇ રહ્યો, અને કાશીકુમારીનો ત્યાગ* કરી દીધો! અફસોસ! એવા પુરૂષોના તો ભરૂસોજ નહિ!

"સ્ત્રીઓ માત્ર પુરૂષોથીજ શોભે છે. પુજાય છે: શણગારથી જેમ દેહ શોભે છે, તેમ પતિથી પત્નિ શોભેછે. અને આ વાત યાદ રાખવી, કે પથ્થર પુજાતો નથી, પરંતુ શિવલિંગના રૂપમાં મળેછે, તેથી પુજાય છે. માટીનો કુંભ, કાંટાસલીયાનું આંકડાનું, કે કાળાકમ્પાનું ફુલ, તેમજ બિલ્લીપત્ર સર્વે દેવ–સ્વિકારથીજ વખણાય છે, નહિ તો તેનામાં રંગ કે સુગંધ તો નથીજ! કોરા કાગળની કિમ્મત નથી, શાહુકારની હસ્તાક્ષર હુંડી વડે તેનાં નાણાં મળે છે. પાઇના પત્રની કિમ્મત નથી, પણ પ્રિયતમના અક્ષરો ચીતરાયલા હોવાથી કાગળ મુગ્ધાની છાતીએ ભેટવા ભાગ્યશાળી થાય છે. જ્યાં સુધી મુગટ રાજાને માથે છે, જ્યાં સુધી ફુલનો હાર કોમળાંગીના કંઠમાં છે, જ્યાં સુધી તરવાર શુરવીરના હાથમાં છે, અને જ્યાં સુધી સૂર્ય ચન્દ્ર આકાશમાં છે, ત્યાં સુધીજ તે પુજાય છે; તે પછી તો કાજીની કુતરીની ગતિ પામે છે. હોડીએ એમ ન સમજવું હોય, કે સાગરના માથાપર હું નાચુછું, તેથી મોટી છું; માત્ર એ મોટાઇ સાગરની છે. રાજાને માથે કલગી, ઝાડના ઉપર કમળીઉં, પહાડના ઉપર છોડવો, કિલ્લા ઉપર કલશ, નાગ માથે મણી, અને હોદ્દાપર સેવક જો એમ માને, કે પોતે કિમતી છે, તો તે જેના પર રમેછે,

*આ રસીલો પ્રસંગ હવે પછી ભાગ ત્રીજા–ચોથામાં આવશે.

ત્યાંથી ખસી ગયા પછી તેની ગતિ જોવી."

"હું કબુલ કરૂં છું, કે સર્વને મોટાનો આધાર હોય છે, ને તે વડેજ તેઓ શોભે છે. તોપણ સ્ત્રી વિનાનો વૈભવ સઘળો નકામો છે. વનમાં તરૂવરોનીજ શોભા છે, જળાશયોમાં સાગરનીજ શોભા છે. ધર્મને પ્રેમની, કંટકને ગુલાબની, કાયાને જીવની, વિભુતિને મંત્રની, આરસીયાને સુખડની, અને મોતીના હારને કામિનીના કંઠની મદદ હોય, તો જ તે શોભા પામે છે. પુરૂષ એકલો હોય, તો તે આપના જેવોજ યોગી છે. જેમ આપે મને વિસારી દેવાથી, આપનું મન કેવલ શુન્ય થઇ ગયું છે, તેમ સાધુ વિનાનો યોગ અને યોગ વિના સાધુ સમજવો. આપ હવે અવસ્થા લાયક થયા છો. કન્યાને સાસરે વળાવી, ને પ્રભુ કૃપાથી તેને સંતાન થશે. કાલ સવારે બાપુનો વિવાહ થશે. શું ત્યાં સુધી તમે હજી તમારા મનને જુવાન રાખી મુકશો? વિષયના ત્રણ વિભાગ છે. કામ, ભોગ અને પ્રીતિ! આ ત્રણ અવતાર, કામશાસ્ત્રકારોએ નિર્માણ્ય કર્યા છે. કામનું ચિન્તન કરનાર પુરૂષ કદી પણ વંશ વૃદ્ધિ કરી શકતો નથી. તે પુરૂષ નપુંશક કરતાંયે કિલષ્ટ છે.
ગીતામાં કહ્યું છે કેઃ—

**विहाय कामान यः सर्वान् पुमांश्चरति निस्पृहः ।**
**निर्ममो निरहंकारः शान्तिमधिगच्छति ॥**

મહારાજા? મહાત્મા? યોગીરાજ? હું એક સાધુડી, યોગિની, સેવકી છું. આપ હવે કામને ભસ્મ કરી નાખો. મનના શુદ્ધ ધર્મને માર્ગ આપો. સમય કાળે ઇન્દ્રિય દમન ન થઇ શકવાંથી ઉપભોગ કરવાનું ન અટકાવી

---

* સર્વ કામનો ત્યાગ કરી, સપૃહા વિના, મમતા વિના અને અહંકાર વિના, જે પુરૂષ એનાજ વિષયોને પ્રારબ્ધ ભોગથી ચરે છે, તેજ શાન્તિ પામે છે.

શકાય, તો તેટલો સમય માર્ગ આપો, અને તે પણ સ્વધર્મ પત્નિના ઐભવના વિલાસનો લાભ લ્હો, પણ કૃપા કરીને હવે વિષ્ટા પ્રતિ દૃષ્ટિ કરશો નહિ; જીવનને નર્કમાં નાખશો નહિ ! હું બે હાથ જોડીને હવે છેવટની આ એક વિનતિ કરૂં છું." નીલમે હજી પુરાણ આગળ ચલાવ્યું.

"સર્વ શક્તિમાન પ્રભુએ જો સ્ત્રીરત્ન ઉત્પન્ન ન કર્યું હોત, જો તેને માયાનું સ્વરૂપ આપ્યું નહોત, જો તેને શક્તિ તરીકે માન્યભૂત ન કરી હોત, જો તેને જગતની તારણમારણની બુટ્ટી તરીકે પ્રસિદ્ધ ન કરી હોત, તો પ્રભુજી પોતાના યત્નમાં કદી સફળ થાત નહિ ! જો ઇશ્વરી દૃષ્ટિએ, વિકાર તજીને, ધર્મના વિકાસની નજરે જુઓ તો સ્ત્રીઓ પ્રેમમૂર્તિ છે. પુરૂષો ધર્મરૂપ છે. એ ધમમાં પ્રેમનો આવિર્ભાવ લાગે, તોજ સંસારની ક્ષુલ્લક માયા તજાય છે. જળમાં કે અગ્નિમાં, ભોગમાં કે વિલાસમાં પ્રેમ નથી, તો તેની શાન્તિ થતી નથી. અવિકારી પદાર્થમાં ઉત્પન્ન થયેલો પ્રેમ શુદ્ધ પદાર્થનું ફળ આપે છે. જ્યારે ગંદી વસ્તુમાં વિકાર થયો, પ્રેમ ઉડયો, ને એજ પ્રેમ, વિષય વાસંનાથી ભરેલા શુદ્ધાત્માના સુક્ષ્મભાગમાં પ્રવેશ થયો, એટલે તે મોક્ષ ગતિ પામ્યો જાણવો; પરંતુ એ સર્વ યંત્રની કુંચી દમ્પતિના પ્રેમમાં રહી છે. જે પ્રેમ નાયકામાં એજ પ્રેમ સ્વધર્મ પત્નિમાં હોય; જે પ્રેમ પથ્થરમાં છે, તે શીવલિંગમાં હોય; તો તેનાં ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે; માટે જેમ જેમ ઉંડા ઉતરશો, તેમ તેમ સ્ત્રી અને પ્રેમ બે વસ્તુ દૃષ્ટે પડશે. ધર્મએ મોક્ષનું દ્વાર છે, પણ જો ધર્મમાં પ્રેમ ઉત્પન્ન ન થાય, તો મોક્ષ શી રીતે મળશે ? અનાજ પકાવવાને અગ્નિ ને જળની જરૂર છે. ભોજનમાં પ્રેમભાવ ઉત્પન્ન થાય—રૂચી ઉત્પન્ન થાય, તોજ તેમાં ભાવ થશે; અને જે ભાવનું ભોજન થશે, તે જલદી પાચન થશે. જે ભાવ, વિલાસમાં હોય છે, જે ભાવ ગંદી કાયામા ઉડે છે, તેજ પ્રેમ ભાવ તેમાંથી ઉડીને અભાવનું સ્વરૂપ પકડે છે, ત્યારે તે કેવી સ્થિતી પામે છે ? એનો વિચાર કરજો. માંસથી ભરેલી

ત્યાંથી ખસી ગયા પછી તેની ગતિ જોવી."

"હું કબુલ કરૂંછું, કે સર્વને મોટાનો આધાર હોય છે, ને તે વડેજ તેઓ શોભે છે. તોપણ સ્ત્રી વિનાનો વૈભવ સઘળો નકામો છે. વનમાં તરૂવરોનીજ શોભા છે, જળાશયોમાં સાગરનીજ શોભા છે. ધર્મને પ્રેમની, કંટકને ગુલાબની, કાયાને જીવની, વિભુતિને મંત્રની, ઓરસીયાને સુખડની, અને મોતીના હારને કામિનીના કંઠની મદદ હોય, તો જ તે શોભા પામે છે. પુરૂષ એકલો હોય, તો તે આપના જેવોજ યોગી છે. જેમ આપે મને વિસારી દેવાથી, આપનું મન કેવલ શુન્ય થઇ ગયું છે, તેમ સાધુ વિનાનો યોગ અને યોગ વિના સાધુ સમજવો. આપ હવે અવસ્થા લાયક થયા છો. કન્યાને સાસરે વળાવી, ને પ્રભુ કૃપાથી તેને સંતાન થશે. કાલ સવારે બાળુનો વિવાહ થશે. શું ત્યાં સુધી તમે હજી તમારા મનને જુવાન રાખી મુકશો? વિષયના ત્રણ વિભાગ છે. કામ, ભોગ અને પ્રીતિ! આ ત્રણ અવતાર, કામશાસ્ત્રકારોએ નિર્માણ્ય કર્યા છે. કામનું ચિન્તન કરનાર પુરૂષ કદી પણ વંશ વૃદ્ધિ કરી શકતો નથી. તે પુરૂષ નપુંશક કરતાંયે કિલષ્ટ છે.

ગીતામાં કહ્યું છે કેઃ*—

विहाय कामान यः सर्वान् पुमांश्चरति निस्पृहः ।

निर्ममो निरहंकारः शान्तिमधिगच्छति ॥

મહારાજા? મહાત્મા? યોગીરાજ? હું એક સાધુડી, યોગિની, સેવકી છું. આપ હવે કામને ભસ્મ કરી નાખો. મનના શુદ્ધ ધર્મને માર્ગ આપો. સમય કાળે ઇન્દ્રિય દમન ન થઇ શકવાંથી ઉપભોગ કરવાનું ન અટકાવી

* સર્વ કામનો ત્યાગ કરી, સપૃહા વિના, મમતા વિના અને અહંકાર વિના, જે પુરૂષ એનાજ વિષયોને પ્રારબ્ધ ભોગથી ચરે છે, તેજ શાન્તિ પામે છે.

શકાય, તો તેટલો સમય માગું આપો, અને તે પણ સ્વધર્મ પત્નિના ચૈભવના વિલાસનો લાભ લ્હો, પણ કૃપા કરીને હવે વિષ્ટા પ્રતિ દૃષ્ટિ કરશો નહિ; જીવનને નર્કમાં નાખશો નહિ! હું બે હાથ જોડીને હવે છેવટની આ એક વિનતિ કરૂં છું." નીલમે હજી પુરાણ આગળ ચલાવ્યું.

"સર્વ શક્તિમાન પ્રભુએ જો સ્રીરત્ન ઉત્પન્ન ન કર્યું હોત, જો તેને માયાનું સ્વરૂપ આપ્યું નહોત, જો તેને શક્તિ તરીકે માન્યભૂત ન કરી હોત, જો તેને જગતની તારણમારણની બુદ્ધી તરીકે પ્રસિદ્ધ ન કરી હોત, તો પ્રભુજી પોતાના યત્નમાં કદી સફળ થાત નહિ! જો ઇશ્વરી દૃષ્ટિએ, વિકાર તજીને, ધર્મના વિકાસની નજરે જુઓ તો સ્રીઓ પ્રેમમૂર્તિ છે. પુરૂષો ધર્મરૂપ છે. એ ધર્મમાં પ્રેમનો આવિર્ભાવ લાગે, તોજ સંસારની ક્ષુલ્લક માયા તજાય છે. જળમાં કે અગ્નિમાં, ભોગમાં કે વિલાસમાં પ્રેમ નથી, તો તેની શાન્તિ થતી નથી. અવિકારી પદાર્થમાં ઉત્પન્ન થયેલો પ્રેમ શુદ્ધ પદાર્થનું ફળ આપે છે. જ્યારે ગંદી વસ્તુમાં વિકાર થયો, પ્રેમ ઉડયો, ને એજ પ્રેમ, વિષય વાસનાથી ભરેલા શુદ્ધાત્માના સુક્ષ્મભાગમાં પ્રવેશ થયો, એટલે તે મોક્ષ ગતિ પામ્યો જાણવો; પરંતુ એ સર્વ યંત્રની કુંચી દમ્પતિના પ્રેમમાં રહી છે. જે પ્રેમ નાયકામાં એજ પ્રેમ સ્વધર્મ પત્નિમાં હોય; જે પ્રેમ પથ્થરમાં છે, તે શીવલિંગમાં હોય; તો તેનાં ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે; માટે જેમ જેમ ઉંડા ઉતરશો, તેમ તેમ સ્રી અને પ્રેમ એ વસ્તુ દૃષ્ટે પડશે. ધર્મએ મોક્ષનું દ્વાર છે, પણ જો ધર્મમાં પ્રેમ ઉત્પન્ન ન થાય, તો મોક્ષ શી રીતે મળશે? અનાજ પકાવવાને અગ્નિ ને જળની જરૂર છે. ભોજનમાં પ્રેમભાવ ઉત્પન્ન થાય-રૂચી ઉત્પન્ન થાય, તોજ તેમાં ભાવ થશે; અને જે ભાવનું ભોજન થશે, તે જલદી પાચન થશે. જે ભાવ, વિલાસમાં હોય છે, જે ભાવ ગંદી કાયામા ઉડે છે, તેજ પ્રેમ ભાવ તેમાંથી ઉડીને અભાવનું સ્વરૂપ પકડે છે, ત્યારે તે કેવી સ્થિતી પામે છે? એનો વિચાર કરજો. મંત્રથી ભરેલી

લચબચતી જુવાનીથી ભરેલી મધુરી સ્ત્રીનાં આલિંગનમાં માત્ર મોહરૂપ પ્રેમ છે; પણ જ્યારે તે સ્ત્રી રોગી બને, માંસ ગળીને હાડ રહે, તે પછી તેને આલિંગન કરવાનું મન થશે ? એક પ્રેમાળ સ્ત્રી ઉડી ગઇ, મરી ગઇ, ને બીજા પ્રતિ પ્રેમ ન ચોંટયો, ને વિરાગમા મળી ગયો, તે પછી ખરા સુખના માર્ગની ખબર પડશે ! માટેજ કહું છું, કે સ્ત્રી તારનાર ને મારનાર છે; તે પ્રેમરૂપ ધર્મનું સ્વરૂપ છે. સ્ત્રીનો વિયોગ, શક્તિનો લોપ સમાન સમજવો. રામ જેવા મહાભાગી અને અર્જુન જેવા મહારથીનાં ગાત્રો ગાળી નાખનાર એજ સર્વ પદાર્થની ભોક્તા શક્તિરૂપ સિતા તથા સુભદ્રા હતી. શંકરની શક્તિને લુટનાર, વિશ્વામિત્રના તપને તોડનાર, શુકનાં બ્રહ્મચર્યને બાજુ મુકાવનાર, અને કૃષ્ણની કળાને અલગી કરનાર એજ શક્તિ હતી. જો તે શક્તિને શુદ્ધભાવે નિહાળીને ભજવામાં આવે, તો તે કામધેનુરૂપ, ચિન્તામણીરૂપ, પારસમણીરૂપ મનેચ્છિત કાર્ય કરી આપનારી છે; નહિ તો તે કેવળ નર્કની ખાણ છે. તેનાં રૂવે રૂવામાં નર્ક છે. ભર્તૃહરીનો શૃંગાર અને વૈરાગ્ય શતક આપનાથી અજાણ્યો નથી. એજ ભર્તૃહરિ ને એજ પિંગલાનો પ્રેમ ! નાથજી ? આપને એટલો અનુભવ થયો, છતાં હજી કામદેવને શરણે જશો ? હજી ખાબોચીયામાં ડુબશો ? "

" નીલુ ? મ્હારૂં મન મ્હારા કાબુમાં નથી ! "

" મનને વશ કરો—

" ભૂખ્યાને સદાય અન્નના આશરાની જરૂર છે. જો તે ઘરમાં નહિ મળે. તો ક્ષુધા પિડીત પંથી દારૂણ વનમાંયે દોડી જશે. "

" અને ત્યાં કેવાં મહાકષ્ટ પામશે, તેનો વિચાર કર્યો ? "

" પતંગીયાને તેનું ભાન હોતું નથી. "

" તમે શાસ્ત્ર વાંચો છો, ફીલસુફ કહેવાઓ છો. અને વિદ્વાનમાં ખપો છો. તમે વિદ્યાથી સંપત્તિવાન છો. સંપત્તિથી તમારી આબરૂ ચોમેર

ઉડે છે. અને જ્યારે મનને આડે માર્ગે મુકશો, તે પરિણામ દુર્ઘટ આવશે, તો આપઘાત કરીને મને પણ અભાગિણી બનાવશો ? શું મ્હારા કર્મમાં સુભાગી પતિ નથીજ ? શું મ્હારો જીવન કાળ, પતિના સંતાપમાંજ પરિવર્તન પામશે ? તમારા સ્વચ્છંદથી પિતાજી પરવશ પડ્યા; અને જીવન હારી બેઠા. મ્હારા જેવી ધર્મપત્નિએ હાથ જોડ્યા. હવે તમારે સમજવું જોઇએ; નહિ તો તમારા કર્મ પાછવાડે અમારે મરવું પડશે. આપણાં નિર્દોષ બાળકો જગતનાં અપવાદી ઠરશે. તમારા પિતાની શાખની આબરૂ રાખમાં રોળાશે. તમારૂં જીવન વૃથા થશે. પૂનર્જન્મ ભુંડ સરજ્યાનો વારો આવશે. કામના કીડા થઇને કીચડમાં રગદોળાવું પડશે. માટે જરા સમજો તો ઠીક, નીકર વૃધપિતાનાં, અભાગિણી નારીનાં, અને નિર્દોષ બાળકોનાં સુખ બગડશે, નાથ ? સર્વે બગડશે !"

"સુંદરી ? હવે બસ કર—મ્હારે જે જાણવું હતું, તે જાણી તો લીધું. તું ધારે છે, અને માને છે, તેવાં વિષય સુખનો હવે હું ભૂખ્યો નથી. મને તું આજ સુધી જે નજરે જોતી આવી છું, વેઠતી આવી છું, માનતી આવી છું, તે પ્રકૃતિ હવે તેમાં પ્રવૃત્તિમાન નથી. હું પોતે હવે હું નથી. મ્હારૂં આ જગતમાં કંઇ નથી. હું પોતે પણ મ્હારો નથી. જ્યારે હું કોઇને મ્હારૂં માનતોજ નથી, પછી તું હો, પિતા હો, પુત્ર હો, ધન હો, વૈભવ હો કે વિલાસ હોય, તોયે મ્હારે શું ખપનું છે ? રાત્રી અંધારીછે, પછી અજવાલી આંખ હોય તોયે શું ? જીભ ચરચરી ગઇ હોય, પછી મીઠાશ હોકે ખારાસ હો, તેથી શું ? વિષય સુખમાં વિષ ભળી ગયા પછી તે જો અમૃત થાય તો શું ?મનનો વિકાર બળવંત બન્યો, વૈભવનો વિહારી અંધ થયો, પછી પ્રાણ વિનાના દેહપર ગમે તે આવરણ આવે તોય શું ? તું હવે શા માટે કલ્પાંત કરે છે ? હું જીવ્યો તોયે ભલો, ને ગયો-તોયે ભલો? તું મ્હારી નથી, હું ત્હારો નથી, પછી વેદના શી છે?

"આપણે ગૃહસ્થાશ્રમી છીયે. એમ છુટી પડવું નહિ ચાલે !"

એટલુંજ છે કે મને કોઇપર ભાવ નથી થતો."

"ખરી વાત છે. દઝાયલા ખેતરના છોડ, તેનાં મૂળીયાં બળી જવાથી કદાચ પાણી પાતાંયે ઉગતાં નથી. તેમ તમારા દગ્ધ અંતઃકરણમાં એવોજ અવિર્ભાવ આવી ગયો છે, ને તેથી તમે સદાય ગમગીન રહો છો. કોઇ કને કશી વાત કરતા નથી. મનનો ખુલાસો કરતા નથી. તેથી મન મુઝાતું હશે. પણ હવે આજે ખુલાસો થયો છે, તો તેનો ઉપાય છે. તમારા મન—ખેતરને ફરીને ખેડીશું. અને બળેલાં છોડાંને સ્નેહ–રેલથી ક્હાડી નાખીશું, પછી તો શાન્ત થશો કે નહિ!"

"આ જગતમાં જો કંઇપણ પ્રિય લાગતું હોય, તો તે અપ્રિય થવા માટેજ છે."

"એટલી હદ સુધી વેદાન્તી થઇ ગયા છે? હવે એ તમારૂં શુષ્ક વેદાન્ત બાજુએ રાખો! હજી તમારે ઘણી ફરજ અદા કરવાની છે હજી તો સંસારમાં અવતાર લઇને પિતાના રાજ્યમાં આપે મનસ્વી જીવન જોગવ્યું છે. ગ્રહસ્થાશ્રમ ધર્મ હજી પ્રતિપાદન કરવાનો બાકી છે. સ્ત્રી પ્રત્યે હજી શુદ્ધ સ્નેહથી, તાવેલા કંચન રૂપે, ચિન્તામણી ભાવે આનંદ—હિંડોલે ઝુલ્યા નથી, પિતાએ આપને ઉછેર્યા, ભણાવ્યા, વિદ્વાન બનાવ્યા, અને સંસારનાં સઘળાં સુખો પ્રાપ્ત કરાવ્યાં, તેનો બદલો તમે આપ્યો નથી. બાળ પુત્રીએ, ઉછરતા પુત્રે હજી સુધી બાપનું સુખ જોયું નથી. કહો, વ્હાલા નાથ? કહો, તમે આજ સુધી એક વાર મ્હારા લાડકડા, અરેરે! છતે બાપે નમાયા પુત્રને પ્રેમથી ચુંબન કર્યું છે? તમે તમારા બાળકો પ્રત્યે, પિતા તરીકેની લેશ માત્ર ફરજ બજાવી છે! અભાગી શકુન્તળા અને ભાગ્યહીણ સર્વદમનનો એક કાળ તો સુખનો આવ્યો હતો; તેને એક વાર છેલ્લે દુષ્યન્તે ભાવથી, પસ્તાવો કરીને, મુર્ખતા તજી વ્હાલથી સ્નેહ બતાવ્યો હતો. શું એવો એક પણ સમય મને કે મ્હારાં બાળકોને નહિ આવે?

શું ઇશ્વર એટલો ક્રૂર ને નમેરો થશે! શું તમારૂં હૃદય એટલી હદ સુધી કઠોર રહેશે? શું અમારૂં શિરછત્ર, મુકુટમુમણી ને છાયા વગર સ્નેહની શોભામાંજ, લય પામશે? એમ હોય, તો બાળકોનાં અભાગ્ય બીજું શું?"

એટલું કહેતાં નીલમની બોલવાની શક્તિ નબળી પડી ગઇ. જીભ આગળ ચાલતી અટકી ગઇ. હૃદયપર શોકનો ભાર વધી પડ્યો. આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. નીલમ શરમને લીધે આડું જોઇ ગઇ—નજર બાંક તરફ; દીલ, કિરતારની કૃપા–દયા માગતું અલૌકિક માપાપર ચડી ગયું. નવલ પણ નીચી નજરે વિચારગ્રસ્ત થઇ ગયો.

દમ્પતી તરફ કુંજવન દયાની દૃષ્ટે જોઇ રહ્યું, સૂર્ય અસ્ત થઇ ગયો—નીલમના હૃદયમાં શેરડો પડ્યો. જીવિત પતિએ જાણે ભાગ્યનો અસ્ત થયો હોય, તેવો આભાસ થયો—નવલ કંટાળેલું મોં કરીને જરા વારે બંગલા તરફ ચાલતો થયો. શેકસપિયર કૃત "હેમલેટ" નાં વેણ વદતો વદતો ચાલ્યો.

"Give me that man"
That is not passion's slave, and I will bear him
In my heart's core, in my heart of heart.

"મને એવું માણસ આપો, કે જે સુખ–દુઃખનો શરણાગત ન થાય, તેને હું મારા હૃદયના મ્હારા અંતર ભાગમાં, અરે! હૃદય–મંદિરમાં રાખીશ!"

Thus let me live unseen. unknown, thus unlamented let me die. Steal from the world and not a stone tell where I lie.

"આ પ્રમાણે મને કોઇ ન જોય, તથા કોઇ ન જાણે તેમ પણ

રહેવા દો. અને મ્હારી પાછળ કોઇ માણસ શોક કરે નહિ, તેમ મને મૃત્યુ પામવા દો. ભલે હું, દુનીયાંથી ન જણાયલા અંધકારમાં સબડ્યા કરૂં. અને હું કયાં દફન થયેલો છઉં, તેની વાત કહેવાને મ્હારી કબર ઉપર ભલે એક પથ્થર પણ ઉભો કરેલો ન હોય !—"

નવલ મનતરંગ લડાવતો શુન્ય હૃદયનો ને સુસ્ત મગજના આવિર્ભાવ બતાવતો ચાલ્યો ગયો. નીલમ તેના તરફ ટગર ટગર જોઇ રહી. એમની અસ્થિર મનવૃત્તિપર નિસાસો નાખ્યો. નવલે એકવાર મોં ફેરવીને નીલમ તરફ દૃષ્ટિ કરી; નીલમ, બગીચાના કુંજમંડપની ચોમેર બાંધેલી ચોકડીપર હાથ ટેકવીને વિચારમાં તલ્લીન થઇ રહી. ભાવી–સુખથી હારી બેઠી, તેના મનમાં અનેક તર્ક પેદા થયા. સ્વામીને ઠેકાણે લાવવાનો હવે શો પ્રયત્ન કરવો, એવી કલ્પના કરવા લાગી. અંતે એકજ વિચાર સુઝ્યો. સ્વામી સચ્ચિદાનંદને વિનતી કરીને નવલને વેદાન્ત દૃષ્ટાન્તદ્વારા વિશુદ્ધ મનનો બનાવવા મહાત્મા કને ચાલી–સદ્‌ભાગ્યે સ્વામીજી સામેજ મળ્યા–

"બેટા? ત્હારો રડમસ ચ્હેરો આ બાગમાં હસતાં પુષ્પોને વધારે ભયંકર લાગતો જણાય છે.

"ગુરૂજી? આપ ત્રિકાળજ્ઞી મહાત્મા છો, પછી હું—" નીલમથી રડી જવાયું—

"શાન્ત થા, બેટા? ભાવી ટાળવાને કોઇ સમર્થ નથી! ત્હારો ભરથાર પોતાના આત્મકલ્યાણનો સાથી થવા લાગ્યો છે.

"પણ દાદાજીનું વૃદ્ધપણુ બગડયુંજ તો!"

"જો તેના મનમાંથી વિષય–વાસના નીકળી જાય, તો ભલે તે દાદાજીને પ્રત્યક્ષ રીતે લાભ ન આપે, પણ ભગીરથ રાજા પેઠેમ કુળનો તો ઊદ્ધાર કરી શકે?"

"આપ કંઇ તેવો ઉપદેશ કરશો ?"

"હા; મને લાગે છે, કે એ મ્હારા આસન તરફજ જાય છે; હું તેને એક અદ્દભૂત પ્રકારનું દૃષ્ટાન્ત આપીને ઉપદેશ કરીશ."

"કૃપા થશે ! દાદાજી આવવાનો સમય થઇ ગયો છે, માટે આપ આસને પધારો, હું ચોકમાં જઇશ–નમસ્તે !" નીલમ નમી.

"કલ્યાણ મસ્તુ." સ્વામીએ આશિર્વાદ આપ્યો ને બન્ને છુટાં પડયાં.

નવલને ધર્મમાર્ગે ચડાવવા સ્વામીજીએ પુર્ણ ઉપદેશ કર્યો. નવલનું નિરાશા ભરેલું ચિત્ત હવે સચ્ચિદાનંદના પરમધામમાં પહોચ્યું. અને સ્વામીજીને સમાધી સમય થતાં નવલ ઉઠયો, એવામાં વેલી ઘાટણ દોડી આવીને ખબર આપી કે, બાબુભાઇના સસરાના માળામાં આગ લાગી છે, અને સુભદ્રા તથા સુલોચના વગેરે સપડાઇ ગયાં છે. દાદાજી દોડી ગયા છે !" નવલ ત્યાંથી તરત રવાના થયો; જો કે તે તો હવે જનક વિદેહી જેવું મન સ્થિર કરી બેઠો હતો. આગ લાગે કે પ્રલય થાય, તેની તેને માયા મમતા નહતી, એટલે ત્યાં ન જતાં તે તો પોતાના એકાન્ત ભુવનમાં ચાલ્યો ગયો. એવું જોઇને નીલમને બહુ લાગ્યું, પણ માયાહીણ અને હૃદયભંગ પતિને શું કરવું ! નીલમ અફસોસમાં પડી ! ગુણીયલ પુત્રવધુને પ્રભુ બચાવે.

---

## પ્રકરણ ૭ મું.

### રત્નલાલનો ઉપદેશ કે ઠપકો !

ઉ"નવલરાય ? તું દીર્ઘસુત્રી છું, સાહિત્ય, વેદાન્ત, અને ન્યાયશાસ્ત્રમાં નિપુણ છું. મેં મ્હારી તન–મન ને ધનની પુંજીના વ્યવહાર–સુખનો કિલ્લો ત્હારા પિંડપર ચણેલો છે. તું સારી રીતે સમજી શકે છે,

વૃદ્ધ પિતાને યુવાન પુત્રોનુંજ રક્ષણ છે. જો કે તેં એક કરતાં વધારે નાદાનીનું ફળ ચાખ્યું છે. ને અંતે પસ્તાઇને તું ઘડાયો છું, તો હવે શાન્તિથી ત્હારે મ્હારો વહિવટ સંભાલીને કુટમ્બની સલામતી માટે પ્રયાસ કરવો જોઇએ છે. માબાપનું સુખ સત્પુત્રના ઉદય કાળમાં છે.

पात्रं न तापयति नैव मलं प्रसूते
श्नेहं न संहरति नैव गुणान्क्षिणोति ।
द्रव्यावसान समये चलतां न धत्ते–
सत्पुत्र एष कुलसद्मनि कोऽपि दीपः ॥*

હું જાણુંછું કે ત્હારું ચિત્ત આ સંસારપરથી વિરક્ત થઇ ગયું છે. અને સ્વામીશ્રીના કહેવાપરથી મને હવે સ્પષ્ટ માલુમ પડે છે, કે આ સંસારી વહેવાર તને અકારો થઇ પડયો છે. ભાગ્યયોગે નીલગગવરી જેવી સુઘડ ને ઉભય કુલઉદ્ધારણ ગૃહિણી મળી છતાં મણીધર સાપને કોઇ પાળતું નથી, ને કાંટા છતાં ગુલાબને સૌ ઉછેરે છે, એવો સંચીત લેખ, દમ્પતી વચ્ચે લખાયો જણાય છે. કહે, ત્હારો શો વિચાર છે ? તને સ્ત્રી કે બાળકોની, પિતા કે પિંડની, કુટુમ્બ ને વહેવારની દરકાર નથી કે ? બાપુનો વિવાહ કર્યો, તેમાંયે તેં ભાગ ન લીધો. સન્મુખરાયના ઘરમાં આગ લાગી, તેમાંયે તેં કંઇ દિલાસાના બે બોલ ન વાપર્યા, અને મ્હારો ધીકતો રોજગાર ચાલે છે, તેમાંયે તું લક્ષ દેતો નથી, ત્હારા પુત્રને કેળવવામાં પણ તું કેવળ બેદરકાર છે, ત્યારે તેં શું ધાર્યું છે, ભાઇ? ”

---

* કુળવાન ઘરમાં સત્પુત્ર રૂપી એક વિલક્ષણ દીવો છે. જે દીવો બીજા દીવાની જેમ ( કોડીનું ) પાત્રને તપાવતો નથી, મલને ( કાજલ ) ઉત્પન્ન કરતો નથી. સ્નેહને હરતો નથી ( પ્રકાશ ) ગુણને ક્ષય કરતો નથી અને દ્રવ્ય તો અવસાન સમય આવ, તો પણ તે ચપળતા ધારણ કરતો નથી ( દીવો બુઝાતા છતાંયે પ્રકાશ આપતો જાય છે. )

"મ્હારૂં આ જગતમાં કોઇ નથી; ને હું પણ કોઇનો નથી; આ મેં ધાર્યું છે!" નવલે નીચી નજરે જવાબ દીધો.

"ત્યારે તું શું ઇચ્છે છે?"

"મ્હારા દેહનું સાર્થક અને કુળનું કલ્યાણ ઉચ્છું છું."

"મ્હારો વ્યવહાર તને પસંદ છે?

"મને એકાન્તવાસ પસંદ છે."

"તો તું રત્નનગરીમાં જઇને રહીશ! આપણી નવી મીલ બંધાય છે, ત્યાં ત્હારે માટે મનગમતું મકાન બંધાવીયે, અને ત્યાં એકાન્તમાં તું રહે! તને યોગ્ય લાગે, અને પસંદ પડે, તો મીલ ઉપર લક્ષ આપજે—નહિ તો—

"વારૂ, હું વિચાર કરીશ! પણ જ્યારે મને એકાન્ત રાખવાં ઇચ્છો છો, તો પછી મ્હારૂં મન સ્વતંત્ર થવા દો, મન જયાં ચાહે ત્યાં ફરવા જવા દો!"

"આપણા કુટુમ્બ તરફ નજર કરીને ત્હારે જે કરવું ઘટે તે કરજે! એકવાર ફરી આવીને શો લાડવો લીધો? રે મુર્ખ? જરા વિચાર તો કરીએ! ભવતારિણી સ્ત્રી, કુળ તારક પુત્ર, સુખ સંચારક વૈભવ, અને મુક્તિપદ આપનાર સચ્ચિદાનંદ જેવા ગુરૂને છોડીને, દેહને દઝાવા શા માટે ફાંફાં મારે છે! આત્મકલ્યાણ કરવાનો, લોકહિત કરીને શાન્તિ પામવાનો, ગૃહસ્થાશ્રમ ધર્મ સાંભળીને પ્રભુનાં કર પાર ઉતારવાનો આ આશ્રમ સારો છે! મનનો વૈરાગ નૃમ કરવાને જનકવિદેહીયે પણ આત્મ શોધન કરતાં ગૃહસ્થાશ્રમ પસંદ કર્યો હતો."

"વારૂ, આપ કહેશો, તેમ કરીશ!" પિતા-પુત્ર વચ્ચે વિવાદ ચાલતો હતો. તેવામાં નીલમ તાર લઇને આવી, અને રડતી

આંખ્યે રત્નલાલના હાથમાં તાર આપ્યો. રત્નલાલે વાંચ્યો અને ધીમે રહીને બોલ્યો.

"નીલમ ? કદાચ સહજ રતન સીક પડી ગઇ હશે, અને રાજેન્દ્રલાલ સ્વારીમાં ગયો હશે, તેથી રતને ગભરાઇને તાર કર્યો છે, તેમાં ગભરાય છે શું ? રાજેન્દ્રનો આજે પત્ર છે, તેમાં તો કશી માંદગી જણાતી નથી. વળી તે કોંગ્રેસમાં જવાનો છે, એ હકીકત લખી છે ! જો કે એ છોકરો લગાર હદ ઉલંઘવા માંડ્યો છે, એટલે કોઇવાર જોખમમાં આવી જશે. સ્હીવીલીયન અમલદારથી કોંગ્રેસમાં કે બીજી કોઇપણ રાજદ્વારી બાબતસરની પ્રજાકીય જાહેર સભામાં ભાગ લેવાય તેમ નથી, છતાં રાજેન્દ્ર માથું મારે છે ! જો કે આ કોંગ્રેસમાં તો સ્વારીનો મુકામ કરીને રહેલો છે, તોપણ ઉપરી અમલદારો તેની તરફ શકની નજરે જુએ છે; અને હાલનો મામલો ખરાબ છે, તેથી અગવડમાં આવતાં વાર નહિ લાગે. ખેર; તે તો બનવાનું હશે, ત્યારે બનશે; પણ આ તાર પર વિચાર કરતાં રતનની માંદગી ભયંકર લાગતી નથી, રાજેન્દ્રની હાજરી ન હોવાથી કદાચ રતન અકળાયલી હોય, તો નવલ ખબર કહાડી આવે. અને તે પછી ઘણીજ જરૂર હોય, તો નીલમને રવાના કરવી.

નવલ કંઇ બોલ્યો નહિ. નીલમ નીચું જોઇ રહી. રત્નલાલે નવલને આજ્ઞા કરી. "નવલ ? ત્હારે રત્નનગરી જવું પડશે. રતન બ્હેનની તબીયત જોવા ત્હારેજ જવુ પડશે.

"સ્ત્રી મંડળમાં સ્ત્રીયોનું કામ હોય ! પછી આજ્ઞા કરો, તો હું જાઉં !" નવલે ધીમે સ્વરે કહ્યું.

"ત્હારેજ જવું પડશે. વળી ત્યાં મીલ બંધાવાનું કામ ચાલુ થયું હશે. નિવૃત્તી વેળાએ ત્યાં પણ નજર નાખવી અને જો ત્યાંની

જવા માફક આવે, તો થોડો વખત રહી જવું. હનુમંત્તરાવ જાગીરદારને તારથી ખબર આપું છું. ત્હારે માટે અલ્હાયદી ગોઠવણ થઇ જશે. "

" વારૂ ! " માત્ર એટલોજ પ્રત્યુત્તર વાળીને નવલ ઉઠયો. " પ્રભાતની સ્ટીમરમાં જવાનું છે માટે પ્રવાસનો સમાન જોઇને તે પેક કરાવી રાખજો. " રત્નલાલે હુકમ કર્યો, અને નવલ નમીને અંદર ચાલતો થયો.

કાચે ઘડે ને લીલા લાકડાંએ ચણા નહી ચડે !

" નીલમ ? મ્હારો વિચાર નવલને હાલ અહીંથી છુટો કરવાનો છે. ઇશ્વરે આ તક ઉત્તમ આપી છે. તેની પ્રકૃત્તિ અસ્વસ્થ રહે છે. માટે જો એકાન્તમાં સ્વતંત્ર રહેશે, તો તે ઠેકાણે આવી જશે. "

" તેનું ચિત્ત કેવળ સંસાર પરથી ઉઠી ગયું છે. સ્વામી સચ્ચિદાનંદ કહેતા હતા, કે હવે એમની પ્રકૃત્તિમાં કેવળ ભેદ પડી ગયો છે. સંસાર પરથી ચિત્ત ખસી ગયું છે. "

" ચિન્તા નહિ ! હાલ તો જે થાય તે થવા દે, તેનેજ રત્નનગરી જવા દે !"

" સ્વામીજીએ પણ આવતી કાલે હિમગિરીના પ્રવાસે, પધારવાનો નિશ્ચય કર્યો છે. "

" તેમને ગુરૂ દક્ષણા આપવાની હોય, ને આપજો ; કેમ કે પ્રવાસ પુરો થતાં સુધી ખરચી જોઇશે.

આ વાર્તા પુરી થતાંજ એક સિપાઇ ચીઠ્ઠી લાવ્યો. રત્નલાલે તે વાંચી. અને વિચાર કરવા લાગ્યો—નીલમે પુછ્યું, રત્નલાલે કહ્યું—

" એક ગોરા અમલદારની ચીઠી છે. વાત ખાનગી છે. રત્નનગરીના જાગીરદાર હનુમંતરાવને રાજકીય કાવતરામાં ભાગ લ્હેવા માટે પકડવામાં આવનાર છે, ને તેની સઘળી જમીન જપ્ત થનાર છે.

આપણે મીલ સ્થાપવા માટે તેની કનેથી રાજેન્દ્રલાલ દ્વારા જે જમીન લીધી છે, તે પણ જપ્તીમાં આવી ન જાય, તે માટે આ ગોરા મિત્રે ચેતવણી આપી છે, કેમકે તે મિત્ર આપણો ખેરખ્વાહ છે."

"ત્યારે હવે શું થશે ?"

"એ કામ માટે જયન્તિલાલને મોકલવા પડશે, કેમકે તેમની કને જમીનનો પ્લાન છે, અને રેજીસ્ટર દસ્તાવેજ રત્નનગરીમાં રાજેન્દ્રલાલની ઓફીસમાં પડયો છે. રાજેન્દ્ર કોંગ્રેસમાં ગયો હશે, એટલે કદાચ દસ્તાવેજ નહિ મળે; પણ તેની હરકત નથી. જપ્તી વેળા જયન્તિલાલ ત્યાં હાજર હોય, તો પ્લાન બતાવીને મીલની હદ પરથી જપ્તી ખસેડાવી શકે; અથવા પ્રથમથીજ જપ્તી રોકી શકે ! જયન્તીલાલનો પણ મીલમાં ભાગ છે, અને તેના હાથનોજ નકશો છે, એટલે તેને પણ તાકીદે મોકલી દેવો જોઇએ." "ત્યારે જયન્તિલાલને બોલાવીને આજ્ઞા આપો ને તેને પહેલાંથીજ રવાના કરો."

"હા, મ્હારો વિચાર પણ એમજ છે. નવલ અને જયન્તિલાલને એક દિવસને અંતરે મોકલવા. નવલ, કાલની સ્ટીમરમાં રવાના થાય, અને જયન્તિલાલ આજે રવાના થાય."

એટલું કહીને રત્નલાલ ઉઠયા. નીલમ બંગલામાં ગઇ. રત્નલાલે આફીસમાં જઇને જયન્તિલાલને બોલાવવા સિપાઇ મોકલ્યો—અને નવલ તથા જયન્તિલાલ જુદે જુદે વખતે આવનાર છે, તેને માટે જુદો બંદોબસ્ત કરવાનો તાર કર્યો, ને રાજેન્દ્ર કે રતન જે હોય ખબર આપવાને સુચવ્યું.

વાંચનાર ? જયન્તિલાલ અને ગરવી ગુણવંતીની મુલાકાત લાંબે કાળે લઇએ છીયે. આ માયાળુ ને પ્રેમાળ દમ્પતી કેવી સ્થિતીમાં રમણ કરે છે, તે તરફ લગાર નજર કરીએ.

---

# પ્રકરણ ૮ મું.

## ગુણવંતી અને જયંન્ત.

"અમર રહો જે નરનારી તે શિયળ-દીપક સંભારેરે;
આમુલખ દીપક અખંડ રાખે, વિરલાં જોડાં સુખિયાં તે-
જલચર સારસ અવર પંખિડાં, જોડેથી મદમાતાંરે,
તેમજ અરસપરસ પતિ-પત્નિ હરનીશ રહે હરખાતાંરે
ધન્ય ધન્ય એ દિવ્ય દમ્પતી, સંપત્તિથી સુખ માણેરે,
વિપત્તિમાં જે પ્રીત સરવર જળે, પ્રેમ પટોળે ન્હાયેરે—"

"વિજયા"

પ્રીતિ-રસનાં અમૃત ઝરણાં ઝીલીને, પિયુડાની પ્રેમ-બાથમાં હાથ નાખી, રસિક પ્યાલો પિનારી ગુણીના સુખપર કોઇ અભાગિણી નારીને અદેખાઇ આવે, તેમાં નવાઇ ન હતી; પુત્રવતી પ્રમદા, પિયુના પ્યારમાં વૈભવ-હિંચોળે ઝુલતી હતી. પાનનું પાન બીડું ચાવતી હતી. આનંદ દુધના કટોરા પીતી હતી. સોનું અને સુગંધ સાથે મળ્યાં હતાં. ગુણીના રૂપમાં ગુણ એ એક દુધમાં સાકરનો સમાસ થયો હતો. એકાન્તવાસી પિતાના ગૃહ-રાજ્યમાં માતા વિનાની દીકરીએ જુવાન જીંદગી ગાળી હતી, અને મૈત્રીક થતાં સુધી ઘરનો વહેવાર કે સંસારનો ભાર જોયો નહોતો. લાડનો ઘુઘરો બનાવી બાપાજીની પુતળી-પ્રતિમા પેઠેમ પુજાતી હતી. પુસ્તકો વાંચવાં, અને આનંદ કરવો, એ સિવાય બીજી કશી આવડત નહતી. સાસરૂં તે શું? તેનો તેને કશો ખ્યાલ ન હતો. પરણવામાં પણ પિયુના પ્રેમની દરકાર હતી. અને પ્રેમ તો સ્વર્ગનો હિંચોળો છે, તે પર ઝુલવાનું સૌને ગમે; આ તેના મનના વિચારો હતા. એટલે ગૃહસ્થ નરની કેટલીક

વિકટવાટ અને તેની વચ્ચે વેરાયલા કાંટાનું તેને ભાન ન હતું. પ્રભુ પણ દીનદયાળ હતો. જેને જે જોઇતું હતું, તેજ મેળવી દીધું હતું. દુધ સાકરના ખાનારને એકજ ઘરે મેળવી આપ્યું હતું. ગુણીના નમ્ર અને માયાળુ, ગરીબ અને સહનશીલ સ્વભાવની જે છાયા તેના કોમળ મુખારવિંદપર છવાઇ રહી હતી, તેનો ઉજાસ જાણે પુનમની મીઠી ચંદનીને શરમાવતો હતો. જયન્તનો જન્મ સફળ થયો હતો. કથરોટ જાય અને કોડીઉં સાંપડે, પણ જયન્તને તો કોડીયા ઉપર કથરોટ આવી હતી—આબરૂ, પૈસો, ધંધો, સુઘડ સ્ત્રી અને પ્રભુએ પુત્રદાન આપ્યું હતું. દમ્પતીનું આરોગ્ય અને પ્રેમ અખંડ હતો. ગૃહસ્થાશ્રમીને એ કરતાં વિશેષ સુખ શું હોઇ શકે ? મૃત્યુ લોક અને કળિયુગ બન્ને કાળમાં કોઇ પુન્યવંતનેજ આ સમાન સુખ હોઇ શકે.

ગુણી અને જયન્ત પરસ્પર હાથમાં હાથ લઇને બાગમાં ફરતાં હતાં. સમય વ્યતિત થયલો તેનું સ્મરણ કરતાં હસતાં રમતાં હતાં. ચંદ્ર તેને જોઇને આનંદ સાથે અદેખાઇ વડે કીરણ ફેંકતો હતો. કંઇક અફસોસ કરતો હતો. ચંદ્રની ક્ષીતિ ગતિ પ્રમાણે માનવની દશા પણ ફરતીજ છે, એ ભાન, ગુણી અને જયન્તના આનંદજનક વિનોદ–કાળમાં ભુલાયું હતું. સુખચંદ્રના પ્રકાશમાં અંધારાંનો લોપ થયો હતો. આ મનોહર સુખી દમ્પતી આ સમયે વૈકુંઠની લીલાનો પ્રસાદ ખાતાં હતાં. તેના પર સદાકાળ ઇશ્વર પ્રસન્નજ રહેશે, અને કષ્ટ, વિપત્તિ કે સંકટ આવવાનુંજ નથી; તેમ દમ્પતીનો પ્રેમ અચળજ રહેશે, કદાપિયે તે ખંડિત થવાનોજ નથી. આ અવિચળ માન્યતા પ્રફુલી રહી હતી. ને તેથી તેઓને વિરાગ કે વિયોગનું ભાન આવતુંજ નહોતું.

સુખના સમયમાં દુઃખનું ભાન આવેજ શી રીતે ? જેના ઘરમાં કલહણી સ્ત્રી હોય, અને અજ્ઞાની પુરૂષ હોય, જેનાં પુન્ય પરવાર્યાં

હોય, અને જેની શક્તિઓનો લોપ થઇ ગયો હોય, તેનાજ હૃદયમાં કુવાસ ઉભી થાય! કુસુમ વનમાં વળી કાંટાસલીયો કેવો! કેવડાની સુંગધીનો પમરાટ જ હોય! દશાના દમામની વાત ન્યારી છે, વરસાદનો વહેળો પલકમાં પળી જશે; પ્રભાતે ખિલેલી કળી સાંજે તો તે ખરી જશે!–

ગુણી અને જયન્ત વાતો કરતાં હતાં. પુર્વના મેળાપનું સ્મરણ કરતાં હતાં.

" ગુણી? તું જ્યારે ત્હારા પિતાના મનોરાજ્યમાં રમતી હતી, ત્યારે તને પતિ–પ્રભાના શા શા ખ્યાલ આવતા હતા?

" નાથ? એ પ્રસંગની મને કશી યાદ નથી, પણ જ્યારે હું નોવેલો વાંચતી, ત્યારે પ્રેમ અને પ્રેમીયો કેવી દશા ભોગવે છે, તેનો નાજુક ખ્યાલ હતો. ને તે વખતે મને એમ થતું, કે સ્નેહ સીંચન કરવો, એ દુઃખનું મૂળ ખરીદવા જેવું છે!" ગુણી હસી "ત્યારે સીંચન કરવા કરતાં આકર્ષણ કરી લેવામાં આવ્યો તે કેવી રીતે?"

" આપ વિના મેં કદી પણ બીજા તરફ ઝાંખીને જોયું નથી. મને પણ વિસ્મય લાગે છે, કે એક અખંડ જડ વસ્તુમાં ચૈતન્ય શી રીતે આવ્યું હશે?

" એમાં તને કંઇક સ્વાદ ઉભો થયો હતો, વારૂ?"

" હા; જાણે હૃદય–કમળ ખિલવા માંડતું હોય! ગરમીના ઉકળાટથી અકળાયલા જીવને પવન મળે, અને તે પ્રફુલિત થાય, એવું શિતળ જણાતું હતું. અને શુષ્ક આનંદ જાણે સુકાયલાં કંમળીયાં તાજાં થઇને વા વા જતાં હોય, તેવું માલમ પડતું હતું. જો કે તે પહેલાં મ્હારા પિતાશ્રીએ આપની પત્નિના ગમની કવિતા એક માસિકમાં વાંચીને મને વાંચવા આપી હતી, પણ તેથી આપના ઉદ્દગારની કવિતાઇ અસર કે લાગણી સિવાય, દર્શનની અપેક્ષા, યા પ્રેમનો ઉછાળો માલમ પડયો ન

હતો. કેમકે વસ્તુ જોયા વિના યા ચાખ્યા વિના તો કદાચ ભાવના થવી કઠીણુ હતી.”

“જ્યારે મને જોયો, ત્યારે તને શું થયું ?

“જાણે કોઇએ વિરાગનો વેધ કર્યો ન હોય ! જાણે કોઇએ કોમળ ફુલની ડાળીએ બે હાથ બાંધ્યા ન હોય ! જાણે કમળના દાંડાનો માર વાગતો ન હોય ! તેવું થયું ખરૂં !”

“એ જુવાનીના કામ–શરનો ભેદ હોવો જોઇએ. પછી ?

“પછી મને અંગમાં ઝણઝણાટ થવા લાગ્યો. અને પિતાજીએ જ્યારે એક મિત્ર, એક સાથી, એક પોતાની જીંદગીથી અલગ રહેલો પણ રક્ષક મને સોપવામાં આવે છે, એવી સમસ્યા થવા લાગી, ત્યારે મને ભાન આવ્યું, કે હું હવે સ્વામિની થવાની છું. જો કે મને ‘લવર’ શબ્દનું ભાન હતું; સ્વામીધર્મનો જે મહિમા આર્યશાસ્ત્રકારોએ વર્ણવ્યો છે, તેનો સંસ્કાર બહુ અનુભવ સિદ્ધ ન હતો; કેમકે હું પરણેલી સખિયોના સંગમાં આવી નહોતી–શાસ્ત્રીજી મને તરેહવાર સતીયોનાં ચરિત્ર સમજાવતા, પણ તે તો પેટમાં દુખતી વખતે અંદરજવ કે એલમીટ આપે, તેવું મને તો કલીષ્ટ લાગતું હતું. જે વસ્તુનું પુરૂં ભાન ન હતું. તેના સ્વાદની શી ખબર હોય !”

“તું એટલી હદ સુધી મુગ્ધ અને અજ્ઞાત હતી ?”

“હા; જાણે વનમાંથી અજાણ્યું પંખી પકડી લાવ્યા હોય ! જો કે હું પુસ્તકોની કેળવણી લેતી હતી. ને તે દ્વારા સંસારની રચના જોતી હતી, પણ દમ્પતી સુખ, ગૃહસ્થાશ્રમ ધર્મ, અને જીવન–સાગરમાં હરતાં–ફરતાં વહાણો, પવન વડે ચાલતાં–હાલતાં કેવી દશા જુએ છે, તેનો તો ખ્યાલજ કયાંથી આવે ? અંતે તમે પ્રેમ–વિછુનો ડંસ કરાવ્યો, ને નજરબંધીના જોરથી હું પરવશ પડી ગઇ. પિતાને

મરણ સુઝી ગયું કે શું, પણ તેણે મને એવી સુચના સહિત છુટ આપી, કે નિર્દોષ પરોણાગત કરવા જતાં પિંડની પ્રસાદીયે અર્પણ કરવાની તક લ્હેવી પડી ?

" અને તે પછી પેલા નવલરાય જોડે કેવી મજા પડી ? " જયન્તે હસતે ચહેરે પણ ટીકાનું બાણ તાકીને તેનું કોમળ હૃદય ભેદી નાખ્યું ! રમુજમાં ઘા માર્યો. ગુણીને તે આકરો થઇ પડયો.

" પેલી શાન્તનુના બંગલામાં આનંદ કર્યો, તેવી તો મજા નંહિજ ! " ગુણીએ સમય જોઇને નિશાન તાકયું. અને અપશુકનીયા પંખી પર વચનનું બાણ-છોડયું. આ એક અધટિત ને અયોગ પ્રસંગે ઉદ્ગાર નિકળ્યો, જેનું પરિણામ પ્રભુ જાણે ગમે તે આવે. પણ કુસુમ પર દવ પડવાથી તેનો રંગ ને વાસ સહજ મંદપડી ગયો. સુખના ચીલાપર ,બાવળના કાંટા વેરાઇ ગયા-આનંદના સરોવરમાં માટીનો ટેકરો ધસી પડયો. પ્રેમના કુસુમપર દવ પડયો. અને અંતઃકરણનો ઉભરાતો પ્રેમ-ન્હેળો કઇક અટકી પડયો-રંગમાં ભંગ પડયો-આનંદમાં વિઘ્ન પડયું. દમ્પતીનાં હૃદય-કમળ સંકોચાયાં. !

" ગુણી ? ત્હારા મનમાં હજી કંઇ શંકા રહી છે ? "

" નાથ ? આપના મનમાં પણ મ્હારે માટે હજી કંઇ ભ્રમ રહ્યો છે ? "

" હું તો મશ્કરી કરૂં છું ! "

" તમારી નિર્દોષ મશ્કરી મ્હારા પતિવ્રત ધર્મપર કુહાડાનો ઘા કરનારી છે. "

" અને તેં પેલી મરનાર સ્ત્રી વિષે મને તીર માર્યું, તેનો ઘા કાચો છે ? હું તો હવે કદાચ છુટો થયો છું, મરનાર સ્ત્રી મરી ગયા પછી દીલદાર પણ દીલથી તૂટી જાય, પણ—"

" પણ પેલો નવલ જીવતો છે, તેથી મ્હારા દીલનો અંશ કદાચ

નીલમ-માણેક અને સન્તતિ.



જયન્ત હસી પડયો. ગુણીની આંખમાં આંસુ આવી ગયાં. ભા. ૧ પૃ. ૫૩.

જાગતો હોય, એમ કહેવા માંગો છો ? "

જયન્ત હસી પડયો. ગુણીની આંખમાં આંસુ આવી ગયાં; જયન્ત મનાવા લાગ્યો—ગુણી હઠીલી થવા લાગી. રડવા લાગી—એટલામાં રત્નલાલ શેઠનો સિપાઇ ચીઠ્ઠી લઇને આવ્યો. અને તે વિષે ગુણીને જણાવ્યું, શેઠને મળવા જવા માટે ગુણીની રજા લીધી. સિપાઇને રજા આપી. અને બન્ને જણ બંગલામાં ગયાં—જયન્તના હૃદયમાં આઘાત થયો. કોમળ કેળ પર લાકડીનો ઘા પણ આકરો થઇ પડે છે, પોતાને એમ કરવું જોઇતું ન હતું, એવી વિમાસણ કરતો, આ વખતે કંઇપણ બોલ્યા વિના રત્નલાલને બંગલે ગયો. જયન્તની આજની વિચિત્ર વર્તણુંક માટે ગુણીને ઘણોજ ખેદ થયો. અને કાશીનું ઘર, પિતાનો મરણ કાળ, પોતાનું હરણ અને પતિવ્રત પર ચડેલો અપવાદ યાદ આવ્યો. ઘડીભર રડી—છાતી ખાલી કરી, અને એક પુસ્તક લઇને પોતાના ખાનગી વાંચન રૂમમાં ભોંયપર પાથરેલા ગાલીચા ઉપર બેઠી—આંહા ! તેના મનમાં અનેક તરંગો આવવા લાગ્યા—

---

## પ્રકરણ ૯ મું.

### સીતાનાં વીતક ! ગુણીની કર્મ-પ્રભા !

"મૈં પુત્રી મુનિ જનકકી, રામ-પ્રિયા જગ જાન;
ત્યાગ ન જાન્યો હેતુ કછુ, વિધી અતિહી બલિવાન્."

હે મુનિ ! હું જનક રાજાની પુત્રી છું. અને રામચંદ્રજીની સ્ત્રી છું. આ વાત જગ પ્રસિદ્ધ છે, રામચંદ્રજીએ શા કારણથી મ્હારો ત્યાગ કર્યો છે, તે હું જાણતી નથી; પણ ભાગ્ય ગતિ બલવાન છે. !" આ રીતે પતિથી તજાયલી સીતાએ વાલ્મીક રૂષિને કહ્યું, ત્યારે મુનિરાજે શાન્તિ દેતાં કહ્યું.

" ચિન્તા અબ નહિ કરહુ કુમારિ, ભલ હુઇ તોહિ શેપે હિતકારી;
સાદર પરન કુટી સિય આની, પુત્રી કરી સર્જન મુનિ જાની."

હે સુકુમારી ? હવે ચિન્તા કરશો નહિ ! તમને રામચંદ્રજી મળશે.

નિર્દોષ અને સુકુમાર મનની ગુણીયલ ગુણવંતીના હૃદયમાં અપવાદનો આઘાત, જો કે માત્ર ક્ષણીક વિજલીના જીવન જેવો પડયો: પણ દીલને દગ્ધ કરી દીધું. તે મનની વિમાસણા ખસેડવા માટે રામ–કથા વાંચવા લાગી—આહા ! તેના હાથમાં પ્રથમજ રામ–સીતાના દર્શનનો દુહો યાદ આવ્યો—

" વિદહી મુખ પટતર દીન્હે, હોઇ દોપ બડચ અનુચિત કીન્હે;
સિયમુખ છબી વિધુ બ્યાજ બખાની, ગુરૂપહે ચલે નીશા બડીજાની."

" મેં તને વિદેહીના મુખની ઉપમા આપી તે બહુ ગેરવાજબી કર્યું—અપવાદ કર્યો. હે ચંદ્રમાં ? સીતાના મુખ ચંદ્ર કને તું પૈસાના વ્યાજ સરખોયે નથી ! ... ઇત્યાદી ... રઘુરામનો સીતા પ્રત્યે આ મોહ એક વેળા તે કરતાંયે અતી પ્રાણઘાતક નીવડયો હતો—સ્નેહનું દુઃખ કેટલું આકરૂં છે, તેનો આભાસ હૃદય પર પડયો હતો.

" પરદુઃખ હરણ શોક દુઃખ નાંહી, ભા વિપાદ તિનકે મનમાંહી,
હા ગુણખાની જાનકી સીતા, રૂપ શીલવ્રત નેમ પુનીતા !"

પરદુઃખ હરણ અને દુઃખ રહિત એવા રામચંદ્રજીના મનમાં ભારે વિપાદ ઉત્પન્ન થયો; અને સીતા વિયોગે પુકારવા લાગ્યા, કે " હે ગુણખાણી ? હા, જનકતનયા ? હે સીતા ? રૂપ, શીલ, વ્રત વનિયમથી પુનીત તું ક્યાં ગઇ ?

એજ વ્હાલા રામચંદ્રે સીતાનો ત્યાગ કર્યો; એક અખંડ પતિવ્રત ધારી પરમધામના પતિ રામચંદ્રજીએ ધોબીના વચનપર સતી સીતા સુંદરીનો ત્યાગ કર્યો.

ન્યાયી રામચંદ્રજીએ માત્ર પ્રજા સુખ અર્થે કલંકિણી રૂપ સીતા

માતાને વનમાં મોકલ્યાં. પણ મહા સતી તો અગ્નિમાંથી પસાર થયલાં, શુદ્ધકંચન જેવાં હોવાથી અંતે અખંડ પતિવ્રત ધર્મ વડે પતિને મળ્યાં-અને રઘુરામને અત્યંત પસ્તાવો થયો. સીતાના વિતકની વાતો અને તેની દૃઢતા, સ્વામીનો તિરસ્કાર છતાં તેની અખંડ ભક્તિ, અને દારૂણ દુઃખની વેદના છતાં રઘુરામનો જાપ, એ શુદ્ધ ભાવનાનું કારણ રઘુના હૃદયમાં પડ્યું. ભાગ્યગતિ, અને નિમિત્ત કાળની વચ્ચે પ્રભુ પણ નથી. આ નિયમ પ્રમાણે સીતા-રામના સંસારનો મહિમા ગવાયો; પરંતુ સીતા તે સીતાજ! જેનો દુઃખમાં વિકાર નથી, સુખમાં અહંકાર નથી! સ્વામી પ્રત્યે અભાવ કે તેનાં કાર્ય પર તિરસ્કાર નથી. તેઓ પ્રભુ છે. અને તે જે કરતા હશે, એ અસુખ ઉત્પન્ન થવા કરતાજ નહિ હોય, એવો સદૃઢ વિશ્વાસ રાખીને સીતામૈયા રઘુવરને ભજી અંતે તેની જોડેજ મોક્ષ પદ પામ્યાં છે.

ગુણવંતીના હૃદય પર સીતાજીના વૃત્તાંતની જે છાપ પડી. તેથી સહજ પોતાના સ્વામીનો કટાક્ષ વચનોનો ઘા નરમ પડવા લાગ્યો. મગજ પર જે કંઇ દુઃખનો આવેશ ચડી આવેલો તે કેફ રૂપ બનવાથી કંઇ આરામની જરૂર લાગી. અને નિદ્રાદેવી ઘેરવા લાગી-ગુણવંતી ચોપડી બાજઠ પર મુકીને એક તરફ ઢળી પડીને નિદ્રાવશ થઇ.

ગુણીને સ્વપ્નું થયું, તેમાં સયુ નદીના મહાત્માએ તેને દર્શન દીધું, અને માત્ર એટલુંજ સુચવ્યું કે "માતુશ્રી? પુત્ર પ્રસવને પાંચ વર્ષ વિતિ ગયાં છતાં કાશી વિશ્વેશ્વરનાં દર્શન વિસરી ગઇ છું, ત્હારા બાળ કુમારના રક્ષણ અર્થે સમયાનુ સાર દર્શનાર્થે તત્પર થા! સમયકાળ કદાચ પુત્ર તરફ કુદ્રષ્ટિ કરશે, તો તને વિલાપ કરવો પડશે!" એટલું કહેતાં ગુણવંતી ચમકી, તેની આંખ ઉઘડી ગઇ-તેણે જોયું તો કંઇ ન હતું. મહાત્મા અદ્રષ્ય થઇ ગયા હતા. પુનઃ નિદ્રાવશ થઇ, અને વળી નવીન ચમત્કાર જોવામાં આવ્યો.

સ્વપ્નામાં સુંદર સરોવર પર સતી દમયંતીને નળરાજાના પ્રેમ બંધનમાં નિદ્રાવશ થયલી જોઇ.

આહા! વનમાં નીકળતી વખતે નળ રાજાએ અભય વચન આપ્યું, કે:—

एवमेतद्यथात्थं त्वं दमयान्ति सुमध्यते।
नास्ति भार्यासमं मित्रं नरस्या तेस्य भेषजम्॥
न चाहं त्यक्तुकामस्त्वां किमर्थं भीरु शंकसे।
त्यजयमहमात्मानं न चैवं त्वामनिन्दिते॥

હે સુમધ્યએ (સિંહના જેવી પાતળી કટીવાળી) દમયંતિ! તુ કહે છે, તેમ દુઃખી નરને ભાર્યા સમાન મિત્ર કે ઔષધ નથી; હું તને તજવાનો નથી. હે ભીરૂ? (ભયશીલ) શા સારૂ તું શંકા કરે છે? હે અનિન્દતે? હું આત્માને ત્યજું, પણ એમ તને તજું?

આ વચનને પ્રભુ વાક્ય ગણીને દમયંતીએ નળરાય સાથે વન પ્રયાણ કર્યું, પરંતુ ભાવિયોગ નષ્ટ થયો! દમયંતી પર મચ્છ ભક્ષણ કરવાનો આરોપ આવ્યો,.

નળને ન્હાસી જતો જોયો. અધમમતિ અને ભ્રષ્ટ ઇચ્છા તળે દબાયલા નૈષધપતિને પોતાની પ્રિયાંગનાને ભરવનમાં ત્યાગ કરતો જોયો. પતિ છતાં હીણભાગી સતી વૈધવ્ય રૂપ પામી; પુનઃ સ્વયંવર કરવાનો અપવાદ પામી! શું આ મહાશય રાજા નળની મહત્તા? અંતે સતી પતિ અને પ્રભુનાં ઐક્ય સ્વરૂપને પરમેશ્વર તુલ્યજ ભજીને વિરામ પામી.

ગુણવંતીને આ બીજું સ્વપ્નું પણ કંઇક ધીરવંત અને છાંયા રૂપ નીવડયું લાગ્યું—ત્રીજા ભાગમાં હરિશ્ચંદ્રને પોતાની પ્રિયા તારાને ખુની રૂપે જોવાનો વખત આવ્યો; અને ચાણ્ડાળ રૂપે તેનો ધ્વંસ કરવા જતાં સતી બોલી—" પ્રાણનાથ? સૂર્યવંશી રાજા હરિશ્ચંદ્રની રાણી

તારા નિર્દોષ છે ! ખુનના ઝાલમ અપરાધની હું અધિકારિણી નથી ! અરેરે, ત્રિશંકુના કૂળ ઉપર આવેલો ભાવી યોગ બળવત્તર થઇ બેઠો છે, નાથ ! ડરશો નહિ. તમે હિમ્મત હારશો નહિ; એક પત્નિને તેના અપરાધની શીક્ષા કરવા પાછળ પાની કરશો નહિ ! હું અપરાધી નથી; છતાં મ્હારા પતિને હાથે મરૂં છું, એથી મને સંતોષ છે; પણ એ પ્રાણનાથ? પુત્ર ગયો, પત્નિ ગઇ, અને તે બન્ને નિર્દોષ છે એવું ભાન થાય, ત્યારે પણ મહત્તા, હિમ્મત, ધૈર્ય, અને ક્ષત્રીવટ મુકશો નહિ !" આહાઃ આ ધર્મ વાક્ય કઠોર દીલના હરિશ્ચંદ્રને કાને પડયાં. પોતાના વચન માટે પ્રિયાને એક દાસી તરીકે વેચી નાખી, તેનો બદલો આ રીતે મળ્યો ? ભાગ્યગતિ વિચિત્ર છે.

ગુણવંતી આ બનાવો સ્વપ્નામાં જોતી હતી, ભાવીનો ચમત્કારો કંઇક વિચિત્ર રંગ ધરતો જોવામાં આવ્યો—લગભગ એકાદ કલાકમાં ઇંદ્ર જાળનો નાટક નજર પર ચડી ગયો, એવામાં જયન્તિલાલ પોતાનું કામ કરી આવ્યો. રત્નલાલની આજ્ઞાથી રત્નનગરી ઉપડી જવાને પ્રિયાની રજા લેવા આવ્યો. **ગુણવંતી નિદ્રાવશ હતી. તેની પ્રત્યે એકી ટશે જોઇ રહયો.** શંકાનો પવન હઠી ગયો. મુખપરની રતાશ નરમ પડી ગઇ. સુકોમળ અને પવિત્ર પ્રમદાને મશ્કરીમાં પણ સતાવવી જોઇતી ન હતી, તેનો પુરો પસ્તાવો થયો. ગુણી નિદ્રામાં હોવાથી તેને જગાડવાનું બંધ રાખીને પોતાના પ્રવાસનો સામાન પેક કરાવવા ચાલ્યો, દરવાજાની કળ ઉઘાડતાં ઉઘાડતાં ગુણીની નમણી મુખમુદ્રા તરફ તાકીને જોવા લાગ્યો. ઘડીભર ઉભો રહ્યો. ગાંધર્વે દેવડીના સ્વરૂપને નિહાળ્યું. તેના મનમાં શા વિચાર ઘોળાતા હશે, એવી ભ્રમણા થઇ. જયન્ત હજી બહાર પગલું ભરવાને દરવાજો ઉઘાડે, ત્યાં ગુણી ચમઉઠી.—

"ક્ષમા ! ક્ષમા ! સૂર્યવંશી રાજતનય ! ક્ષમા !" આ શબ્દો ગુણીના

મોંમાંથી નીકળ્યા, અને એકદમ અધાવેશમાં જયન્તનો હાથ ઝાલીને ગુંટણભર પડી ક્ષમા માગવા લાગી–જયન્તતો વિસ્મય થઇ ગયો.

"પ્રિયે ? આમ શું કરે છે ?" તેણીને બે હાથ પકડી ઉભી કરી, અને ગુણી તેણીને છાતી સરસી વળગી પડી.

"મ્હારો રોહિત ક્યાં છે ?" ગુણી ગભરાયલી હાલતે બકી.

"રોહિત કોણ ? ગુણી ? આજે આમ શું કરે છે ?"

"અરે ના ! હું ભૂલી ! કોણ મ્હારા નાથ ?" ગુણી પોતાના ભરથારને ભેટી પડી, ને રડી પડી !

"વ્હાલા પ્રાણ ? તમે તો મળ્યા ! મ્હારો ચંદ્રવદન કુમાર ક્યાં છે?"

"તે તો રમા બેહનને ત્યાં ગયો છે. પણ તું આમ ભ્રમિત કેમ થઇ ગઇ ?"

"મને સ્વપ્નામાં સંભ્રમ થયો હશે."

"સ્વપ્નામાં શું જોયું વારૂ ?"

"જાણે હરિશ્ચન્દ્ર પોતાની પ્રિયાને મારતા હોય, ને મૃત પુત્ર નજીક પડયો હોય, તારામતી પોતાને નિર્દોષ ગણાવતી હોય, એવો ભાસ થયો !"

"હા; હા; હા; વાહરે પ્રભુ; ત્હારી લીલાને ધન્ય છે. વાહ, બીજું તો કંઇ નહિ કની !" જયન્તે હસીને પુછયું.

"નાથ ! તમે હસો ના ! મને પેલા સર્યુ નદીના મહાત્માનાં દર્શન થયાં. તેણે એવું સુચવ્યું કે, પુત્ર સુખમાં કાશીવિશ્વેશ્વરનાં દર્શન વિસરી ગઇ કે શું ? પુત્રને પ્રભુ દર્શન કરાવી આવ, નહિ તો વિલાપ થશે !"

"પ્રિયા ! એ વિચાર સ્તુત્ય છે, પણ થોડા દિવસ પછી તેની ગોઠવણ કરીએ તો ?"

"પ્રાણનાથ ! હવે હું બોલીશ નહિ, રખે મ્હારા બાલુડાનું માથું

દુખે તો ? મ્હારો જીવ અધીરો થઇ જાય. હું અભાગિણી દુઃખી થઇ જાઉં !" ગુણી રડવા લાગી.

"શાન્ત થા ! જરા મ્હારૂં સાંભળ ! રત્નલાલ શેઠ તરફથી આજ્ઞા થઇ છે, કે આવતી કાલે રત્નનગરી જવું; કેમકે ત્યાંની નવી સ્વદેશી મીલની મીલકત પર આફત છે. જો તે વેળા ત્યાં હાજર ન રહેવાય, તો યત્નપર તરત વેળા પાણી ફરે તેવું છે ! મ્હારે જરૂરજ ત્યાં જવું પડશે, માત્ર બે ચાર દિવસ લાગશે: પછી તું કહીશ તો હું સાથે આવીશ; અગર જેમ ઇચ્છા અને અનુકુળતા હશે, તેમ કરીશું."

"વ્હાલા ? હું શું કહું ? મેં કાશીના ગોરને પત્ર લખ્યો છે, એ વાત તમે જોણો છો. તેનો જવાબ આવતાં સુધી થોભીએ, તેટલામાં તમે પણ તાકીદે પધારશો."

"હા, હું વધુ દિવસ ત્યાં રોકાઇશજ નહિ !"

હજી વાત આગળ ચાલે, એટલામાં ટપાલવાળો કાગળો લઇ આવ્યો, તેમાં પહેલોજ કાગળ કાશીના ગોરનો હતો. જયન્તે તરત તે ઉખેડયો, અને ગુણીને મુદ્દાની આ હકીકત કહી સંભળાવી "ગોરનો પત્ર આવ્યો છે, અને તેમાં લખે છે, કે વડીલ શ્રી યોગેન્દ્રલાલભાઇનો બંગલો ખાલી પડયો છે, અને જેમની કને છે, તેમને મળીને એકાદ માસ માટે વાપરવાની મેં પરવાનગી લીધી છે. માત્ર કાશી સુધી પહોંચી શકો, તો પછી હું પાછો મુંબઇ સુધી સાથે રહીશ."

"વ્હાલા ! ત્યારે જો અમને રજા આપો, તો જઇએ. મોટી મહારાજ સાથે છે, અને રમા બહેન પણ આવશે. ગોર અમને અમદાવાદ લેવા આવે, એવો તાર કરીએ. અમે બી. બી. સી. આઇ. ની લાઇનમાં જવાનું પસંદ કરશું."

"ત્યારે તો ઘણુંજ સારૂં થાય. તમારૂં અને મ્હારૂં બન્નેનું કામ પાર પડે. પણ ડીયર ! વધુ દીવસ રોકાવાનું નથી. પિયર

સમજીને મન શોકી ન દેતી હં ! " જયન્તે હાસ્ય કર્યું.

" વ્હાલા ? હવે મ્હારે આપ વિના ત્યાં બીજું કોણ? મ્હારૂં કહેનારૂં માનવી છે ? પિતાજી હતા, તે પણ–" ગુણીની છાતી ભરાઇ આવી–તેનાથી રડાય તેટલું રડી જવાયું–અંતે બાળક પેઠેમ ડુસકાં પણ ભર્યાં, ને છાતીનો ભાર ઓછો કર્યો. જયન્તે આજે મશ્કરીમાં ગુણીને બહુજ રડાવી, તેનો મનમાં પસ્તાવો થયો.

" જો પ્રિયા ? ચંદુ ને મોજી મહારાજ હવા ખાઇને આવ્યા. હવે જો ત્હારી ઇચ્છા હોય, તો કાશીનો બંદોબસ્ત કરી દઉં !"

" રમાને સાસરે ખબર કરીએ, અને માણેક બ્હેન તેને સાથે આવવા દે, તો સારૂં ! મોજી મહારાજને મોકલીયે !" ગુણીએ શંકા કરી, અને હજી મોજીને આજ્ઞા કરે, ત્યાં એજ બોલ્યો. " બા ? માણેક બ્હેને કહ્યું છે, કે કુન્દનલાલ ઘણા સીક પડી ગયા છે, અને આજની રાતની ટ્રેનમાં એકદમ મણીલાલ પોતે સાથે જનાર છે. રમા બ્હેન પણ સાથે આવશે. "

" ના ! રમા તો મ્હારી સાથે કાશી આવશે. ચાલ, હું જઇને તેને તેડી આવું; રામાને કહે, કે ગાડી ઉભી રહેવા દે ! "

" બા ? હું ત્હારી સાથે રમા બ્હેનને તેડવા આવું છું ! " ચંદ્રવદને માતાનો હાથ પકડીને કહ્યું.

" વારૂ, બેટા ! તું પણ આવ ! " ગુણીએ કહ્યું. " ત્યારે મોજી મહારાજ મ્હારો સામાન તૈયાર કરવામાં મદદ કરશે. તમે જઇ આવો, તમારા આવ્યા પછી કાશી તાર કરીએ. "

" જો માણેક બ્હેન કહેશે, તો અમે સૌ એકજ ટ્રેનમાં જઇશું. "

" ત્યારે ટેલીફોનમાંજ વાત કરોની ? "

" ના ! રમા બ્હેનને દુઃખ લાગે ! માત્ર હું આવું છું, એટલું મોજી મહારાજ કહી દો ? " ગુણીએ મોજીને હુકમ આપ્યો.

"વ્હાલી બ્હેન રમાને ગુણવંતી જાતે તેડવા ન જાય, તો રમાને ઓછું લાગે." એવું સમજનારી સાવચી માતા હીંદુ સંસારના જુના જમાનામાંથી ક્યાંથી શોધી કહાડીએ ? એ સર્વ પ્રતાપ સ્ત્રી કેળવણીના કેહવાય !

મોટી મહારાજે ગુણીના જવાની માણેકને ખબર આપી. અને સૌ અંદર ગયાં. જયન્તે મુસાફરીનો સામાન તૈયાર કરાવવા માંડ્યો, ને ગુણી કપડાં બદલીને ચંદુભાઇ સાથે રમા બ્હેનને સાસરે ચાલી.

---

## પ્રકરણ ૧૦ મું.

### રત્નનગરીનું રમા મંડલ !

विश्रम्य विश्रम्य तटद्रुमाणाम्
छायासु तन्वी विचचार काचित् ।
स्तनोत्तरीयेण करोद्धृतेन
निवारयन्ति शशिनोमयूखान् ॥

"भर्तृहरि"

"કોઇ એક સુંદરી સરિતાના તટ ઉપર ઝાડે ઝાડે તેની છાયામાં વિસામો લ્હેતી લ્હેતી ચાલી જાય છે. અને દૂર આકાશમાંના ચંદ્રનાં કિરણો પોતાના હૃદય ભણી આવે છે, તે પોતાના હૃદયમાં પેસતાં અટકે, એવાં સંભ્રમથી છાતીપર આવતાં અટકાવવા પ્રયત્ન કરે છે ! !"

દેવ સુંદરીઓ યમુનાતટ પર જળ-ક્રીડા કરવા આવતી, ત્યારે અનેક દેવોનાં તપ ભંગ થઇ જતાં હતાં ! ઇંદ્ર લોકમાંથી વારાંગનાઓ આ લોકમાં વન-રમણ કરવા આવતી, ત્યારે નૃપતિઓ તલ્લીન થઇ જતા હતા-ઉર્વસીની પુઠે નસ દોડેલા રાજા પુરરવાનું વૃતાંત વાંચતાં. અને ચિત્રસેન ગંધર્વનો મહિમા જાણતાં સહજ સમજાય છે, કે આ રમામંડલે

દેવ લોકેને રમાડયા છે, તો રત્નનગરીનું રમામંડલ કળિના કાળ ભ્રમ્મરોને રમાડે તેમાં નવાઇ શી ?

સાક્ષાત્ દેવીમાતાને અર્પણ થયલી, કલિની કુમારી યોગિનીઓ; દેવ–ગંધર્વને પણ ચલિત કરી શકે, ગંધર્વોનાં ગાનથી, સ્વરૂપ ને સન્માનથી, ભલા ભક્તોને ભાનથી ભૂલાવે તેવી મનોહર સુંદરીઓથી ભરપુર રત્નનગરી, સંગીતના સરોદથી રણઝણાટ કરી રહેલી છે. ભારતનું નમુનેદાર રમામંડળ અહીં વસે છે. વસુધાનું એકઠું થયલું યૌવન અહીં પ્રકાશે છે. માયા અને મોહનો અહીં ખજાનો છે; પ્રેમ અને ધર્મનું અહીં યુદ્ધ થાય છે. મહાદેવીની સેવકીઓ અહોકાળ પોતાના તાનમાં મસ્તાન રહીને, મચ્છંદરનાથ જેવા મહા યોગીઓનાં તપ તજાવી દે છે; વીસ વીસ વર્ષની જુવાન કુમારિકાઓ, ચંદ્રકાન્તિનાં ધવલઅંગથી વિરાજતી, શરમતી મલમલની રંગ બેરંગી ઓઢણીઓ અંગપર ઢાંકીને, મોહનમાળાના મણકા ઠણકાવતી, મણીધર નામને શરમાવે તેવા ચોટલા લટકાવતી ધીમી ધીમી પણ મધુરી ચાલથી ચતુરનાં ચિત્ત ચમકાવતી, પ્રાતઃકાળે અને સંધ્યાકાળે મહાદેવીના મંદિરમાં પુજન અર્થે, દર્શન અર્થે આવતી જતી નજરે પડે છે. આ રમામંડલ કોનું બનેલું છે? રત્નનગરી શું કામરૂ છે? વાંચનાર? તું સહજ મસજી શકીશ, કે એ પારીસ દેશની પુતળીયો નથી, પણ મહારાષ્ટની વખણાયલી મુરલીઓ છે, અને તેનો બીજો અવતાર નાયકાના નામે ઓળખાય છે!

" પદર સરસ નાખી વલ્કલોનાં ખભાએ,
ઉર ઉપસણ ઢાંકી ચારિની તે કળાએ;
નિજ તન મહિમાને લોપિયો એહ છાઇ,
ફુલ પર જાખ પત્રો ઓથ લાવે કેલાઇ?"

શકુન્તલા.

પૂર્વજન્મમાં પતિ સંગથી ભ્રષ્ટ થયલી, વિધવા રૂપે કામક્રીડામાં લુપ્ત થયલી, અથવા તો આત્મઘાતથી પાપિણી બનેલી નવયૌવન કુમારિએ દેહ ત્યાગ કર્યો હોય, તેનો પુનર્જન્મ મુરલી તરીકે માનીયે, તો ખોટું નથી! આ કન્યાઓનો જન્મ મહારાષ્ટ દેશમાં થાય છે, સંતાનની અછતે, અથવા એવાંજ કોઇ કારણોએ મરાઠી પ્રજા પોતાને ત્યાં અવતરેલી કન્યા, દેવીને અર્પણ કરે છે; એવા હેતુથી કે તેનો જન્મ અખંડ દેવી ભક્તિમાં પુરો થાય; અને યોગિની તરીકે તેનો સ્થુળ દેહ મુક્તિ પામે! આ ઉદ્દેશ અને આશય, કદાચ પૂર્વે જળવાતો હશે, પરંતુ આ કાળમાં તો તે યોગિનીઓ અનાચારનું આંધળું સાધન થઇ પડયું છે. એ સ્ત્રીઓ મુરલીને નામે પંકાય છે. યુવાન અવસ્થા પ્રાપ્ત થયા પછી તેઓ પુરૂષ શોધતી ફરે છે. ધનવંત લોકો આ નવયૌવના મોહિનીઓ ઉપર ભમરા પેઠેમ ભ્રમણ કરતા નજરે પડે છે. ગોવા અને રત્નાગિરીના પ્રદેશમાં આ જાતની સુંદર, ગૌરવરણી, અને મુગ્ધા નાયિકાઓ બહુ વસે છે. યોગ ભ્રષ્ટ અને ધર્મ ભ્રષ્ટ થયલી અનેક કુમારિકાઓ ધર્મને નામે હવસી રોજગાર કરી ઉદર નિર્વાહ કરે છે?

પેશવાઇ રાજની પડતી થઇ, અને મુગલાઇ નવાબી નરમ પડવા માંડી, એ કાળમાં આ મુરલીઓનું જોર બહુજ વધવા માંડયું. અને અતી ખુલ્લો અનાચાર પ્રકટ થવા લાગ્યો. પેશવાઇ સલ્તનતથી ઉતરી આવેલા કેટલાક મરાઠા જાગીરદારોએ આ મુરલીઓનો નિભાવ કરવા માંડયો. અને તે સમયકાળ પછી એવો પવન ફુંકવા માંડયો, કે સામાન્ય પ્રજાનો કેટલોક ભાગ "બાયકો ઠેવણ્યાચી મહારીતિ" એક અમીરી ખાનદાનની શીલસુરી તરીકે ફેશન માનવા લાગ્યો. આ અનીતિભરી રીતી એટલી હદ સુધી વધી પડી, કે લગ્નવતી સ્ત્રીઓ કરતાં વધારે સ્વતંત્ર અને સુખી જીંદગી ગાળવા માટે મુરલીઓ

ભાગ્યશાળી ગણાવા લાગી! થોડા કાળ સુધી, મહારાષ્ટ્ર દેશના જાગીરદારો અને શોખીન લોકોએ મુરલીઓનાં માન સારી રીતે જાળવ્યાં; પરંતુ જ્યારે દેશમાં દરિદ્ર અને દુકાળનાં ભયંકર સંકટો આવવા લાગ્યાં, અને મુરલીઓનાં મ્હોડાં પુરી ન શકાયાં, ત્યારે મહાનગરી મુંબઇમાં તેઓએ નિવાસ કરવા માંડ્યો; ને ધનવંત લોકોના આશરા નીચે આ મનોહર સુંદરીઓ ગાંધર્વ વિદ્યાને નામે ધંધો ચલાવવા માંડી. સુધરેલા જમાનાને એબયલ થઇ પડેલી આ કોમળાંગીઓ જ્યાં સુધી લજ્જામાં હતી, ત્યાં સુધી તે માનભર મનાતી હતી, પણ જ્યારે મુળયોગ અને આશયથી વિમુખ થઇને પાપ કર્મ કરવા લાગી, ત્યારે તેનું તેજ નબળુ પડવા લાગ્યું.

રત્નનગરીનો રા-ઘાટ મુરલીયોથી મનોહર લાગતો હતો. સમુદ્ર કિનારાપરનું શહેર શોભિતું જણાતું હતું. જો કે વ્યાપાર-કાર્યભારની છોળ બહુ મસ્તાની ન હતી. માત્ર સાદો વહેવાર ચાલતો હતો. પણ મુરલીયોનો વેપાર ધીકતો હતો. પ્રાતઃકાલમાં મહાદેવીના મંદિરની અંદર ગંધર્વ લોકનો સમુદાય જામી રહેતો હતો. સંગીતના કોમળ સ્વર બાયલાનેયે જાગૃત કરતા હતા! શોખીન સજ્જનો આ ભવ્યાલય જોવાને બહુ દુરથી અહીં આવતા હતા.

પ્રભાતના આઠ વાગે મહા પુજન થતું હતું. એ સમયે રત્નનગરીની ઉત્તમોત્તમ ગાનારી મુરલીયો દેવીનાં દર્શન અર્થે આવતી, અને મનોહર ગાન-તાનમાં કાળ ગુજારીને પરવારતી, એટલે આરતી તથા પ્રસાદ વહેંચાતો, તે લઇને સ્વધામ જતી; પણ તે દરમ્યાનમાં નવા પંથીઓને નેત્ર કટાક્ષથી, કીકીના કામણગારા અણસારાથી આમંત્રણ કરવાને ચુકતી નહિ! જે પંથીને જે મુરલી પસંદ પડે, તે પંથી પોતાની તરફથી એક પુષ્પ, પેલી માનીતી મુરલીની સેવકીને આપતો, અને તેનું નામ-ઠામ તથા સ્થળ પુછી લ્હેતો, અને તેણીએ આપેલા

સમયે મુરલીનો સત્કાર મેળવવા, ને તનમન તથા ધનની ભેટ કરવા ત્યાં જતો હતો.

આ મનોહર મુરલીયોનાં રૂપ-રૂપનું ગાન કરતાં એક હિન્દી કવિ, રસ-સરવરનો વહેળો ખુલ્લો મુકી કહે છે કે-

**ચામર છંદ.**

" દેહરી સમીપ આય. બાલ બૃંદ ઉતરી,
જેહરી ઝનંકકી ભનંક કાનમે પરી;
કોટરી દિવાલકે દુહારમેં પ્રબેસિત,
તીર મીન નીર જ્યોં ચહંત જોગીકે ચિત-
તારૂણી સમુહ મંદ મંદ દેહરે ચલી,
માનહો સુરી પુરી મહેશ પુજને મલી;
અંગ નંગ કે શૃંગાર રંગ રંગ સારિયં,
દામની પ્રકાશ દીપ માલીકા ઉજારિયં-
કામની શરીરકે સુખાસ ભીંગ રંજીતં,
બાગકે પ્રસુનકો બિકાસ છાંડ ગુંજીત;
બંક નેન રાહકો બિલોકવો સુ અક્રૂરે,
સિદ્ધ જોગ ધ્યાનકો દદાન ફેરકે કરે-
એક એકસેં કરંત હાસ્ય ભેદ છંદીયં,-
દ્વારકે સમીપ આય, ધ્રશશીશ બંદીયં,
ફૂલ કેસરં કપુર બ્રહ્મ બાલને લીયા,
આદિહી પ્રબીનકા પ્રવેશ દેહરે કીયા;

" મંદિર નજીક બાળાઓ રથમાંથી ઉતરી; તેણીના પાયનાં નુપુરના રણઝણાટ સ્વર શંકર સમીપે બેઠેલા યોગીરાજના કાનમાં અથડાતાં, જળ જેમ માછલાને ચ્હાય, તેમ યોગીરૂપ પ્રેમીનું હૃદય ચાહવા લાગ્યું ! તે જુવાન બાળાઓનાં જુથ મંદગતિથી દેવાલય તરફ

ચાલ્યાં. તે જાણે સુરપુરની દેવાંગનાઓ ટોળે મળીને મહેશ્વરનું પુજન કરવા આવી હોય ! અંગે અનેક રંગના નંગો લાગે છે, તેનો પ્રકાશ વિજળી જેવો જણાય છે. જાણે દીપમાલા પ્રકટી હોય ! આ મનોહરીઓના પરાગથી ભમરાઓ, આસંપાસની સુવાસિત ફુલવાડી તજીને પદ્મિનીઓ પાસે આવી ગુંજારવ કરવા લાગ્યા, અને જો કામી કટાક્ષે માર્ગ તરફ દૃષ્ટી કરે, તો યોગી ને સિદ્ધનું ધ્યાન પણ ચુકાવી દે, એવી માલમ પડી. પરસ્પર હાસ્ય વિનોદ કરતી હતી. અને પુજારીનાં વચનામૃત ઝીલતી પુજન થાળ લઇને પળતી જણાતી હતી–"

આહા ! તેઓનું સ્વરૂપ કેવું હતું ?

" પદ પીઠ કંજન રંગ, નખ જડીત કુન્દન નંગ;
પિંડુરી સુ મેંન નિષંગ, ઉલટી સુ રંભા જંગ–
દોઉ નિતંબ સુ પીન, તી રૂપ સરકે કીંગ;
ત્રિવલી સુગંગ તરંગ, કટિ કસ્યો કેહરી અંગ–
નવ નાભિ નિરજ ધારી, રાજી સુ ચેટી હારી;
કુચ કલશ કંચન ચક્ર, નારિંગ બિલ્વ પક્ક
ભુજ કામકી ભુજ દંડ, કર કંજ માધુર મંડ;
ગ્રાવા સુ કનક કપોત, પક અંબે ડાડી જોત–
બીંબી સુ ઓઠ પ્રવાલ, રસના કમળદલ લાલ;
દાયો કલી છબિ દંત, નાસિકા કીર ચુગંત;
સૌભરન સિક્તા શ્રાન, અલકાવલી નહિ છોંન;
મૃગ મધુપ મીંના સુ નેંન, ભ્રકૂટી ચડયો ધુન મેન–
છબી ભાલ અધિક ચંદ, ફનિ છત્રે બેનિ ફનીંદ;
શિર ફૂલ બેંદી દીન, કજરાજ રેખા કીન;
બેસર તરોંના મોર, મુખ્ય રંગ રેખા તંબોર;
કંગની બલય કિનાર, ચોકી હમેલ સું હાર–

રસના મંજુર બસંત, જેહરી ધ્રુનિ ઝનકંત;
ગિઝવા અનોંટ સુધાર, રૂચી રીઝ દેખન હાર–
નવરંગ અંગ પ્રફુલ, શ્રૃંગાર માળા ફૂલ;
મુખ ચિંદકા છબિ રેન, કહી કોકિલા સુસ બેન–
ઉપમા અનેક સુ લીન, રસ રંગ રેખા ભીન;
પઢી પ્રેમ રૂપ રસાલ, વાહવા મુરલી મૃગાળ !–

" પગનાં તલીયાંનો રંગ કમળના સરખો લાલ, નખ તો જડાવનાં નંગ, પગની પીંડીઓ જાણે કામદેવનાં ભાથાં, ઉલટાવેલી રંભા જેવી જંઘા, નિતંબ જાણે તળાવની પાળ, પેટ પરની નિવલી જાણે ગંગાંના તરંગો, કસાયલા કેસરી સરખી વાંટી અને પાતળી કમ્મર, પાણીમાં મહાલતા નૂતન કમળ જેવી નાભી, પેટપરથી રોમાવલી જાણે કાળી કીડીયોની હાર, તેનાં કઠીણ અને સુંદર સ્તનો જાણે કંચનનાં કળશ–ચકવા અગર નારંગી કે પાકેલાં આંમ્રફળ, કામદેવની ધ્વજાના દંડ જેવા હાથ, ખિલેલા કમળ જેવી હથેળીઓ, કપોત જેવી ગરદન, સફેદ જાંબુ જેવી દાઢી, પરવાળા જેવા લાલ હોઠ, કમળદળ જેવી રાતી જીભ, દાડમ કળી જેવાં દાંત, પોપટ જેવું નાક, સોનાની છીપો જેવા કાન, સર્પના બચ્ચાં જેવી વાળની લટ, મૃગલી જેવી આંખ, કામના ધનુષ્ય જેવી ભમર, ચંદ્ર જેવું સફેદ લલાટ, ફણીધર નાગ જેવી વેણી, કપાળમાં સુંદર ચાંલ્લો, આંખોમાં કાજળ, નાકમાં વેસર, મુખમાં ચાવેલું પાન, હાથમાં કંકણ, ગળામાં ચોકી, કટીએ કટીમેખળા, પગમાં નુપુર ને આંગળીયોમાં વિછુવા, એવા શ્રૃંગાર સજેલી મનોહર સુંદરીયો સુગંધમય ગજરાઓ વેણીમાં ઘાલીને, રસ રંગથી ભીંજાયલા પરાગથી મ્હેકતી, પ્રેમની વિદ્યા ભણેલી રસાલ મુરલીયો જગતના મોહક ભમરાઓને મુઝાવતી હતી ! !–

આ મધુરિકાઓની માતાજીનું સ્થાન દક્ષિણ સમુદ્રના કિનારા પર,

રત્નનગરીની પશ્ચિમ બાજુએ આવેલું હતું. સાગરવાસી પંથીઓ નૌકામાંથી ઉતરીને તરત થોડાં કદમ ચાલી દેવીનાં દર્શન કરતાં હતાં અજાણ્યાં પ્રવાસીઓ માટે મંદિરની સામે ધર્મશાળા હતી. ત્ય ઉતારો કરતા, અને ન્હાઇ ધોઇને માતાને પગે પડવા આવતી મહામૂર્તિએ નિહાળીને મોહાઇ આંધળા બની ઘેલાપણું બ્હોરી લ્હેતા હતા ! મુરલીઓનુ એજ પોપણ, એજ વેપાર, અને એજ જીવન હતું. કેટલાક શોખીન પ્રવાસીઓની તેઓ પરોણાગત કરતાં હતાં. તેઓ દગલબાજ નહોતી પરોણાઓ જે કંઇ રકમ ભાવથી આપે, તે સ્વિકારતી હતી; પોતાની કિમ્મત કદીયે પોતે અંકાવતી ન હતી.

રત્નનગરીનો ખરો મહિમા આ મુરલીઓની પ્રશંસામાંજ વખણાયલો હતો. રત્નનગરીની ભેટ કરવાને કદાચ કોઇ પણ આતુર હોય, તો તે મનોહર મુરલીઓના મોહક નામને માટેજ હોઇ શકે ! જગતની ખાટી-મોઠી માયાથી ખટાશમાં આવી ગયલા, કોઇ કોઇ પંથીઓ આ નગરીમાં પ્રસંગોપાત મોજ શોખને ખાતર આવી ચડતા હતા. અહીંના જાગીરદારો અને ધનવંતો ખાસ પોતાની સાહ્યબી બતલાવવાને કેટલાક મોટા માણસોને આમંત્રણ કરતા હતા—અને મનમોહક સુંદરીઓના નાચ મુજરા બતલાવીને આનંદ આપતા હતા.

આ પ્રકારના જાગીદારો માંહેનો એક રાવ સાહેબ હનુમંતરાવ જાગીરદાર હતો. તેને ત્યાં આપણી વાર્તાનો નાયક નવલરાય મહેમાન તરીકે ઉતરનાર હતો, પણ તે પહેલાં આપણી ગરવી ગુણવંતીનો વહાલો ભરથાર જયન્તિલાલ આવી પહોંચ્યો હતો. હનુમંતરાવની કેટલીક જાગીર સંબંધી વાંધો પડયો હતો. અને તેના નકશાઓ કરવા માટે ખાસ મુંબઇથી જયન્તિલાલને બોલાવ્યો હતો. જયન્ત જો કે આ કામ માટે જાતે આવી શકે તેમ નહતો, કેમકે ગુણવંતી પોતાના વહાલા પુત્રના વાળ ઉંડા કરવાને કાશીવિશ્વેશ્વર તરફ જનાર હતી-પરં

હનુમંતરાવનો ઘણા દિવસનો આગ્રહ હતો. જયન્તે રત્નનગરીનાં બહુ વખાણ સાંભળ્યાં હતાં.–વળી જાગીરદાર પોતાના મામાનું જુનું ઘરાક હતું. ને ગુણીને કાશી તરફ જવાને વિલંબ થયો હતો. આ સઘળાં કારણોને લઇને જયન્ત અહીં ઉતરી પડયો હતો. તેને તેમજ જાગીરદારને ખબર ન હતી, કે નવલરાય અહીં આવનાર છે. જો કે જયન્તિલાલનો ઉતારો, નગરીથી એ માઇલ પર હનુમંતરાવની જાગીર હતી, ત્યાં રાખ્યો હતો. તોપણ નવલરાય તરફ જયન્તનો અભાવ હોવાથી હવે જમવા માટે પણ ઉતારામાંજ ગોઠવણ કરાવી લીધી હતી.

"મી૦ જયન્તિલાલ ? ક્ષમા કરજો રત્નલાલ ઝવેરીનો પુત્ર આપણે ત્યાં મહેમાન થનાર છે. આજે સાંજે અત્રે આવનાર છે. રત્નલાલ શેઠ સાથે તો જુનો સંબંધ છે, પણ કલેકટર સાહેબ મી૦ રાજેંદ્રલાલભાઇને ત્યાંથીયે ખાસ ગોઠવણ કરવા કહેવામાં આવ્યું છે.

"મી૦ રાજેંદ્રલાલ તો કોંગ્રેસમાં ગયા છે; જો કે તેમણે પબ્લીક દેખાવમાં સાહેબ સ્વારી મુકામ થઇ છે તેમ કર્યું છે. એમની સાથે પણ બાપ–દીકરાનો નાતો બંધાયલો છે અને એમની સ્ત્રી રતનબહેન જોડે મ્હારી પુત્રી વસુધાને સહચરીનો સંબંધ જોડાયો છે. તેથી હું આજની રાત આપની જોડે જાગીરની વાડીના બંગલામાં આવી શકીશ નહિ !"

"તેની ચિન્તા નહિ–મને એકાન્તવાસ પસંદ છે. વળી હું જે કામે આવ્યો છું, તે કામ કરવા માટે મને શાન્ત સ્થળ જોઇએ, માટે મને એકલાનેજ આજે ત્યાં રહેવા દેજો. તમારા નવા પરોણાને સત્કાર તમારે જાતેજ કરવો જોઇએ, કેમકે એક તો રત્નલાલ શેઠની સાથે તમારે પિછાણ છે, ને બીજું તો રાજેંદ્રલાલ સાથે સંબંધ બંધાયલો છે. કૃપા કરીને ભૂલ ચુકમાંયે કહી ન દેશો, કે મ્હારું આવાગમન થયું છે. નહિ તો મને ઠપકો મળશે. કેમકે રાજેંદ્રલાલ મ્હારા નિકટના સંબંધી છે. જો હું જાહેર થઇશ. તો મને તેઓ આગ્રહ કરીને રોકી

રત્નનગરીની પશ્ચિમ બાજુએ આવેલું હતું. સાગરવાસી પંથીઓ, નૌકામાંથી ઉતરીને તરત થોડાં કદમ ચાલી દેવીનાં દર્શન કરતાં હતાં. અજાણ્યાં પ્રવાસીઓ માટે મંદિરની સામે ધર્મશાળા હતી. ત્યાં ઉતારો કરતા, અને ન્હાઇ ધોઇને માતાને પગે પડવા આવતી મહામૂર્તિઓ નિહાળીને મોહાઇ આંધળા બની ઘેલાપણું વ્હોરી લ્હેતા હતા ! મુરલીઓનું એજ પોષણ, એજ વેપાર, અને એજ જીવન હતું. કેટલાક શોખીન પ્રવાસીઓની તેઓ પરોણાગત કરતાં હતાં. તેઓ દગલબાજ નહોતી. પરોણાઓ જે કંઇ રકમ ભાવથી આપે, તે સ્વિકારતી હતી; પોતાની કિમ્મત કદીયે પોતે અંકાવતી ન હતી.

રત્નનગરીનો ખરો મહિમા આ મુરલીઓની પ્રશંસામાંજ વખણાયલો હતો. રત્નનગરીની ભેટ કરવાને કદાચ કોઇ પણ આતુર હોય, તો તે મનોહર મુરલીયોના મોહક નામને માટેજ હોઇ શકે ! જગતની ખાટી–મીઠી માયાથી ખટાશમાં આવી ગયલા, કોઇ કોઇ પંથીયો આ નગરીમાં પ્રસંગોપાત મોજ શોખને ખાતર આવી ચડતા હતા. અહીંના જાગીરદારો અને ધનવંતો ખાસ પોતાની સાહ્યબી બતલાવવાને કેટલાક મોટા માણસોને આમંત્રણ કરતા હતા–અને મનમોહક સુંદરીઓના નાચ મુજરા બતલાવીને આનંદ આપતા હતા.

આ પ્રકારના જાગીદારો માંહેનો એક રાવ સાહેબ હનુમંતરાવ જાગીરદાર હતો. તેને ત્યાં આપણી વાર્તાનો નાયક નવલરાય મહેમાન તરીકે ઉતરનાર હતો, પણ તે પહેલાં આપણી ગરવી ગુણવતીનો વહાલો ભરથાર જયન્તિલાલ આવી પહોંચ્યો હતો. હનુમંતરાવની કેટલીક જાગીર સંબંધી વાંધો પડયો હતો. અને તેના નકશાઓ કરવા માટે ખાસ મુંબઇથી જયન્તિલાલને બોલાવ્યો હતો. જયન્ત જો કે આ કામ માટે જાતે આવી શકે તેમ નહતો, કેમકે ગુણવંતી પોતાના વહાલા પુત્રના વાળ ઠંડા કરવાને કાશીવિશ્વેશ્વર તરફ જનાર હતી-પરંતુ

હનુમંતરાવનો ઘણા દિવસનો આગ્રહ હતો. જયન્તે રત્નનગરીનાં બહુ વખાણ સાંભળ્યાં હતાં.–વળી જાગીરદાર પોતાના મામાનું જુનું ઘરાક હતું. ને ગુણીને કાશી તરફ જવાને વિલંબ થયો હતો. આ સઘળાં કારણોને લઇને જયન્ત અહીં ઉતરી પડયો હતો. તેને તેમજ જાગીરદારને ખબર ન હતી, કે નવલરાય અહીં આવનાર છે. જો કે જયન્તિલાલનો ઉતારો, નગરીથી એ માઇલ પર હનુમંતરાવની જાગીર હતી, ત્યાં રાખ્યો હતો. તોપણ નવલરાય તરફ જયન્તનો અભાવ હોવાથી હવે જમવા માટે પણ ઉતારામાંજ ગોઠવણ કરાવી લીધી હતી.

"મી૦ જયન્તિલાલ ? ક્ષમા કરજો રત્નલાલ ઝવેરીનો પુત્ર આપણે ત્યાં મહેમાન થનાર છે. આજે સાંજે અત્રે આવનાર છે. રત્નલાલ શેઠ સાથે તો જુનો સંબંધ છે, પણ કલેક્ટર સાહેબ મી૦ રાજેંદ્રલાલભાઇને ત્યાંથીયે ખાસ ગોઠવણ કરવા કહેવામાં આવ્યું છે.

"મી૦ રાજેંદ્રલાલ તો કોંગ્રેસમાં ગયા છે; જો કે તેમણે પબ્લીક દેખાવમાં સાહેબ સ્વારી મુકામ થઇ છે તેમ કહ્યું છે. એમની સાથે પણ બાપ–દીકરાનો નાતો બંધાયલો છે અને એમની સ્ત્રી રતનબહેન જોડે મ્હારી પુત્રી વસુધાને સહચરીનો સંબંધ જોડાયો છે. તેથી હું આજની રાત આપની જોડે જાગીરની વાડીના બંગલામાં આવી શકીશ નહિ !"

"તેની ચિન્તા નહિ–મને એકાન્તવાસ પસંદ છે. વળી હું જે કામે આવ્યો છું, તે કામ કરવા માટે મને શાન્ત સ્થળ જોઇએ, માટે મને એકલાનેજ આજે ત્યાં રહેવા દેજો. તમારા નવા પરોણાને સત્કાર તમારે જાતેજ કરવો જોઇએ, કેમકે એક તો રત્નલાલ શેઠની સાથે તમારે પિછાણ છે, ને બીજું તો રાજેંદ્રલાલ સાથે સંબંધ બંધાયલો છે. કૃપા કરીને ભૂલ ચુકમાંયે કહી ન દેશો, કે મ્હારૂં આવાગમન થયું છે. નહિ તો મને ઠપકો મળશે. કેમકે રાજેંદ્રલાલ મ્હારા નિકટના સંબંધી છે. જો હું જાહેર થઇશ. તો મને તેઓ આગ્રહ કરીને રોકી

રાખશે; અને તમારૂં કામ ઝડપથી થતું અટકી જશે. વળી મ્હારે વધારે અહીં રોકાઇ શકાય તેવું નથી. ફકત તમારા માનને ખાતરજ મ્હારી ઓફીસનું જરૂરી કામ છોડીને હું અત્રે આવ્યો છું; ને કાલનો દિવસ રહીને પરમ દિવસ તો રજા લેનાર છું."

"જેવી આપની ઇચ્છા! આપનું મન કચવાય, તેમ કરવા હું ખુશી નથી–વાડીના બંગલામાં મેં સઘળી ગોઠવણ કરી રાખીજ છે. કારભારી ત્યાં હાજર રહેશે. રસોયો તૈયાર છે. અને માણસો પણ પુષ્કળ છે. સવારમાં તો હુ ત્યાં હાજર થઇ જઇશ. ચાય–દુધ સાથેજ પીશું! આપને માટે ગાડી તૈયાર છે. તેમાં બેસીને વાડીએ પધારો. કારભારી ગાડી લેવા ગયો છે, તે હમણાં આવશે. હું ડોક ઉપર નવલરાયભાઇને લેવા જાઉ છું. આપ લગારે સંકોચાશો નહિ. ઘર તમારૂં છે. હજી રત્નનગરીની સીમા જોવાની છે. હો!"

"હવે જ્યારે અહીં પગલુંજ થયું છે, તો પ્રસંગ ઘણા મળશે."

જયન્તે મોં મલકાવ્યું, એટલામાં બે ગાડીઓ આવી પહોંચી. એક ગાડીમાં જયન્ત તથા કારભારી બેઠા. ને બીજી ગાડીમાં હનુમતરાવ બેઠો, સાહેબ સલામ કરીને ગાડી છુટી પડી–જયન્ત વાડીએ ગયો. ને હનુમંતરાવ ડોક તરફ ગયો.

---

## પ્રકરણ ૧૧ મું.

### હનુમંતરાવ જાગીરદાર કોણ હતો!

પુનાની પેશ્વાઇ તૂટી ગઇ; મરાઠાઓનું જોર નરમ પડી ગયું, મુસલમાની સલતનતે તોબાહ પોકરાવી–અને મરાઠાઓ પણ અંતે થાકીને હાર ખાઇ ગયા, તેવા સમયમાં અંગ્રેજી નસીબદારીએ જોર

પકડયું. ગુજરાતની રાજધાની નબળી પડી. સુબાઓ રડી ઉઠયા. વાઘેલા વંશજો અને રજપુત જાગીરદારો પાછા પડ્યા. આ રીતે હીંદનો રાજ્ય ફેરફાર ( રેવોલ્યુશન ) થઇ ગયો. ત્યારે સૌ પોત પોતાનું સાચવવા લાગ્યા.

પુનાના મરાઠા જાગીરદારો માંહેનો એક હનુમંતરાવ ખુશામતીયો, પ્રપંચી અને બદમાશ હતો.

હનુમંતરાવ જાગીરદારની બે લાખ રૂપિયાની મીલ્કત હતી. કંઇક ખેતરો, વાડીઓ, અને એકાદ ગામ વસાવેલું હતું; તે ઉપરાંત ઘર–બાર અને માલ–મીલ્કતની સઘળી ઉપજ આશરે દશ-પંદર હજાર ઉપર જતી હતી! મરાઠા ભાઇનો જુસ્સો માત્ર મુરલીને નચાવવામાં, પાન–સોપારી અને તમ્બાકુના હુચા ભરીને તડાકા મારવામાંજ ગુમાતો હતો. પેસ્વાઇ વાતો, ને બાજીરાવના દંભો હજી ગયા ન હતા. મરાઠા બ્રાહ્મણોમાં અસલી ઝનુન ને ખુન આંખમાંથી ગયું ન હતું. ખાસ કરીને પુનાના બ્રાહ્મણો વધારે તેજદાર અને દગલબાજ હોવાનો સિક્કો પડેલો ગણાતો હતો. અને બ્રીટીશ સલ્તનતમાં વધારે ભયંકર લાગતા હોય, તો તેઓ હતા. જોકે જાહેર બળ નરમ પડી ગયું હતું; પણ છુભડીનું જોર નેપોલીયનના નામને પોકારતું હતું!

હનુમંતરાવ મહેમાનદારી કરવામાં કુશળ હતો. દેશ પ્રદેશના લોકો પ્રવાસે આવતા, તેઓને માટે પોતાની વાડીમાં ઉતારાઓ રાખ્યા હતા, ત્યાં ખાસ ખાણા–પીણા ને નાચરંગ ઉડતા હતા. એટલુંજ નહિ, પણ ભોગ–યોગ પણ ચાલુ રહેતો હતો. સાધુ–સંત અને યોગી–મહાત્માઓ માટે પણ એક મઠ બાંધી રાખ્યો હતો. હનુમંતરાવ વહેમી ને કંઇક જુના વિચારનો હોવાથી ધંતર–મંતરને માનતો હતો. દોરા–ધાગા ને માદળીયાંનું પ્રદર્શન કરી રાખતો હતો. ને તે વડે નવા પરોણાઓને ભમાવવાને પણ ભૂલતો ન હતો. માત્ર મોટાઇ અને ભપકા

સિવાય બીજો લાંબો સ્વાર્થ રાખતો ન હતો. આ રીતે છુટા હાથને લીધે તેને વગસગ ઘણી હતી. અમલદારો પણ તેની મહેમાનગીરીમાં દબાયલા રહેતા હતા. રાવ સાહેબનો ખેતાબ આપનાર માત્ર છુટા હાથની પરોણાગતી હતી.

જુના ડેપ્યુટી કલેકટરની બદલી થઇ. અને રાજેન્દ્રલાલનો મુકામ રત્નનગરીમાં સ્થાયી થયો, હનુમંતરાવની પહેલીજ મુલાકાતમાં મહેમાનદારીની મીઠાશ, તથા ગાયન, જલસા અને પાર્ટીની શરમાં રાજેન્દ્ર ખેંચાઇ ગયો. હનુમંતરાવની જુની બાદશાહી પોલીસી આજનો સુધરેલો સીધો જાંગલો તે શું સમજી શકે? તે તો હનુમંતરાવનો આશ્રયદાતા જેવો થઇ પડયો. હનુમંતરાવ તેનું પુંછડું થઇ પડયું. કેટલોક સમય વીત્યા પછી રાજેન્દ્રના કાનપર ખાનગી રીતે ઓફીશીયલ સુચના કરવામાં આવી કે હનુમંતરાવ જોખમદાર માણસ છે, માટે તેની સાથે જે સંબંધ રાખવો, તેમાં પોલીટીકલ નજરે તેની પર ડીટેકટીવ દેખરેખ રાખવી. કેમકે હાલ હીંદમાં જે તોફાન ચાલે છે, તેમાં મરકીનો હિંગામ વધારે જોરદાર છે, ને દક્ષિણ પ્રાંતના મગદાઓ હુલડ કરવા મચી રહેલા છે. માટે તેવા શકદારોને એકદમ પકડવાને તેની હીલચાલ પર નજર રાખવી. રાજેન્દ્રલાલ જો કે ગવનમેંટ સરવંટ હતો, પણ તેના વિચારો, સ્વદેશી ચળવળને છુપી રીતે સહાય થનારા હતા. જો કે તેને મળેલી ખબર પ્રમાણે રાજેન્દ્રે હનુમંતરાવની હીલચાલ પર નજર રાખી, પણ તેમાં એટલોજ સાર નીકળ્યો, કે હનુમંતરાવ ખાસ ગવર્નમેંટ સામે ફીનો લ્હેનારા મંડળ માંહેનો નથી; પણ સ્વદેશી ચળવળમાં ભાગ લ્હે છે. ને તેથી કદાચ કુડી નજરના કોઇ અમલદારનો ડોળો તેના પર બેઠો હશે! રાજેન્દ્રલાલે એકવાર તેને સુચના કરી, કે તેના પર ગવર્નમેંટની કરડી નજર છે! પણ હનુમંતરાવ ડર્યો નહિ! તે તો પોતાના સ્વદેશી જુસ્સામાં

વધતોજ ગયો, કેમકે રાજેન્દ્રલાલ પોતે પણ તેનીજ પંક્તિમાં જોડાયલો હતો.

રાજેન્દ્રલાલના કોઇ કોઇ વાર નીકળતા સ્વદેશી ઉદ્દગારો તરફ કેટલાક ઉપરી ગોરા અમલદારનો ડોળો ખેંચાતો હતો, પણ રત્નલાલ ઝવેરી જેવો ગવર્નમેંટનો વિશ્વાસુ શહેરી, રાજેન્દ્રની પર છાયા કરતો હતો, જે ઝવેરી શેઠીયો ગવર્નમેંટમાં મોટી વગસગ ધરાવતો હતો, એટલે રાજેન્દ્ર જેમ નિશ્ચિંતને નિડરપણે પોતાના ઉદ્દગારો બહાર કહાડતો હતો, તેમ હનુમંતરાવ પણ હિમ્મતવંત બન્યો હતો. વળી નવી મીલ સ્થાપવા માટે રત્નલાલે રાજેન્દ્ર દ્વારા હનુમંતરાવની જમીન ખરીદી હતી—અને હાલ તો તેઓ નિર્ભય જણતા હતા. જો કે રત્નલાલની શીખામણ એવી હતી, કે જેમ બને તેમ ગવર્નમેંટને નુકસાન ન થાય, ને સ્વદેશની ઉન્નતી થાય, તે માર્ગ લ્હેવો; પણ જુવાન લોહી તપી જઇને રાજેન્દ્રથી કદાચ ભાષણોમાં ગુંચવાડો થઇ જતો, ને તે તરફ ગવર્નમેંટનું વારંવાર ધ્યાન ખેંચવાને ઉપરી અમલદારો ચુકતા નહિ!

રત્નનગરીમાં હાલ કેટલાક લુચ્ચા મરાઠા બ્રાહ્મણોની છુપી ટોળી, રાજ સામે કાવતરૂં રચતી હતી. તેઓ રસાયણી દારૂ ગોળા તૈયાર કરતા હતા. અને દક્ષિણ ઘાટ માંહેના ગોરાઓનો નાશ કરવાનું મથન કરતા હતા. આ મંડળમાં હનુમંતરાવ પણ હોવો જોઇએ, એવો ખોટો શક ઉભો કરીને પહેલાંજ હનુમંતરાવને પકડી કેદ કરવો, ને તેની મીલ્કત ઉપર દરોડો પાડવો, આ ઠરાવ થયો હતો! હનુમંતરાવ પકડાયા પછી તેના બચાવમાં એવી દલીલો લાવવાની હતી, કે રાજેન્દ્રલાલનો તેમાં હાથ હતો. ને તે પછી પેલી કાવતરાંબાજની છુપી મંડળી પકડવાની ગોઠવણ કરી હતી. કમનસીબે રાજેન્દ્રલાલ કોંગ્રેસમાં ગયા. એ પણ ઉપરીઓને વધારે શક ઉપજાવવાની તક હાથ આવી, અને

આળુડી રતન ? તું હવે સૌભાગ્યવતી સુંદરી, અને ગૃહરાજ્યની રાણી થઇ છું; તો હવે તું ત્હારા પતિની સેવા કરીને સૌભાગ્ય સુધારજે ! કણ્વ મુનિ પેઠે મ્હારો આશીર્વાદ છે; મેં તો ત્હારા કુળના ચાર અવતાર જોયા છે. સરસ્વતી દાદીને તું તો નામેજ જાણતી હઇશ ! જીવતી રહે રતન !

રતનનાં વડીલો ને હિતેચ્છુઓ એ રીતે આશિર્વાદ આપે, તેમાં અતિશયોક્તિ કશી નથી. કોઇ દિવસ ઉંચે સ્વરે તેણી બોલી નથી. નીલમનો ઉતાવળો ને આકરો સ્વભાવ તેની દીકરીમાં પ્રવેશ થવા પામ્યો નથી. માત્ર સારા ગુણો અને માન્તિની છાયા ચોમેર છવાઇ ગઇ છે. ને તેથી એવી ભાગ્યવતી સદ્ગુણી મેળવવા માટે રાજેંન્દ્રને ભાગ્યશાળી કહીશું ; જેમ રાજેન્દ્ર ભાગ્યશાળી તેમ રતન વધારે તાપસી કહેવાય ! એક કુલીન માબાપનો વિદ્વાન પુત્ર પોતાનો ભરથાર થાય, અને તેણીનો પડતો બોલ ઉપાડીને સદા હૃદયમાં તેની મૂર્તિને સ્થાપિત કરે, એવો લક્ષ્મીજીનો ભરથાર ભગવાન સ્વામી થોડીજ પુન્યવતી કુન્યાને સાંપડે ! ને જેને પ્રાપ્ત થાય, તે ખરેખરીજ ભાગ્યવતી કહેવાય, પછી ફળ હાથમાં આવ્યા બાદ કેવી રીતે વાપરવું, તે કળાબાજ- ગૃહિણીનું કામ છે; પણ રાજેન્દ્ર ને રતનની જોડીમાં તો કશો અપવાદ નથી.

"રતન ? હેં ત્હારી બાને તેડાવાનો આગ્રહ કર્યો, અને ત્હારી માંદગીના નિમિત્તે તાર કર્યો, પણ અંતે તો જે થવાનું હતું તે થયું ! ત્હારી બા જંજાળી જીવડો હોવાથી, અને મુંબઇ છોડીને વિશ્રામ મેળવવા બહાર આવે, તેમ તું ઇચ્છતી હોવાથી તેં નવું નિમિત્ત હાથ ધર્યું, અને મને મદ્રાસની કોંગ્રેસમાં જવાને સેટ કરાવ્યુ ; પરંતુ હરિનું ધાર્યું જ થયું. હવે તું શું ધારે છે ?"

"વ્હાલા ? મ્હારા પિતાની મનની સ્થિતી કોણ જાણે વિચિત્ર

થઇ ગઇ છે, કેવળ તેમનું મન શુન્ય થઇ ગયું જણાય છે, જુના વિચારના વહેમી લોકોની કહેવતમાં કહું, તો તેમને જાણે કોઇએ કંઇ કરી મુકયું છે! પણ ખરેખર તે ઉદાસી થઇ ગયા છે, જાણે કોઇ ગાંડું માણસ ન હોય! મ્હારી બા એવું જોઇને બહુ દઝાય છે, ને તેથી મેં ધાર્યું, કે તે સહજ તો બહાર નહિ નીકળે; હું માંદી થાઉં, ને તે નિમિત્તે આવે; પણ ખરે અંતે તો આપે કહેલું તેમજ થયું, મેં પાર્વતીપેઠેમ હઠ કરી, પરંતુ શંકરનાં વચન સાચાં પડયાં. હવે તો પિતાજીને મળીનેજ સંતોષ પકડીશ!"

"તેઓ આપણા ઘરનું પાણીયે પિવાના નથી. જોકે મેં આપણા પાડોશી હનુમંતરાવ જાગીરદારને ત્યાં સઘળી ગોઠવણ કરાવી છે. મ્હારે તો મદ્રાસ જવુંજ પડશે; કેમકે સ્વારીનો મુકામ ત્યાં થઇ ગયો છે. જોકે સ્વારી તો નામનીજ છે, પરંતુ કોંગ્રેસમાં જવાને સરકારી અમલદાર તરીકે વાંધો આવે, અને મને તો કોંગ્રેસ જોવાની ઇચ્છા છે, માટે તું રજા આપે, તો આજેજ બપોરે રવાના થઇ જાઉં!"

"તમારી ઇચ્છા છે, તો હું ના નથી કહેવાની; પરંતુ પાછા કયારે ફરશો? મને લગારે નહિં ગમે જો!"

"ત્હારા પિતા આવ્યા નહોત, તો હું જરૂર તને મ્હારી સાથેજ લઇ જતે, પણ—

"પણ આપ વહેલા પધારશો, એટલે તેનો બદલો વળી રહેલો ગણાશે!"

"વારૂ, હું જલદી આવીશ—

"વ્હાલા? આપ જાઓ છો તો ખરા, પણ મ્હારૂં હૃદય જાણે ત્યાં જવા દેવાને ના પાડતું હોય એમ થાય છે."

"એ માત્ર ત્હારા સ્નેહની લાગણી વડે અધિરાઇ ઉત્પન્ન થયલી માનજે!

"નાથ? આપને કશું વિઘ્ન આવવાનુંજ નથી: પણ ધારો કે આપના મનમાં એવો ડર છે, કે કોંગ્રેસમાં જતાં યુરોપીયન અમલદાર કરડી નજરે જુએ, ને તેઓ આપણા સુખની વચ્ચે આવે, તો શું થાય!"

"એવા કારણસર તો મેં સાહેબ સ્વારી ત્યાંજ રાખી છે. અને શું હું એટલો ક્રુર થઇ જાઉ કે મ્હારી માતૃભૂમિનાં ગાન થતાં હોય, જ્યાં મ્હારી સ્વદેશી પ્રજાનાં માન ઉડતાં હોય, તે જોવા કે જાણવા ન જાઉ? શું નોકરીની જોડે મેં મ્હારૂં જીવન અને ધર્મ બન્ને વેચી નાખ્યાં છે? હા, હું બ્રિટીશ રાજને ચાહનારો, અને એક વફાદાર સીવીલીયન છું ખરો; હું કેટલાક મિથ્યાભિમાની બોલકણા સ્વદેશીઓને, તેની કાવતરાંખોર નિષ્ટાને ધિઃકારનારો છું ખરો. પણ તેથી હું મ્હારી માતૃભૂમિને ભુલી જનારો કે સ્વદેશાભિમાનને વિસરી જનારો કુપાત્ર પુત્ર તો નથી!"

"અને તેવાં માણસો તો ક્રુરજ હોવાં જોઇએ; જેણે પોતાની માતૃભૂમિને વિસરી તેણે તો પોતાની જન્મ દાતાનેજ વિસરી સમજવી. હું તો માત્ર હાલના કાળની હિલચાલ અને તેને અંગે આપણા હોદ્દાની જોખમદારી માટે કહું છું."

"પ્રિયા? આ શરીરની રગરગમાં ભારતની નિર્મળ નદીયોનાં જળ અને પવન ભરેલાં છે. જો પવન અને એ પાણી જો તેનાજ ખપમાં ન આવે, તો હું કહીશ, કે પ્રભુને ત્યાં પણ તેનો સત્કાર નથી. અલબત પોતાની ભૂમિને રંજાડનારા પાપીઓ તરફ તિરસ્કારની નજરે જોનારા સુજ્ઞ સ્વદેશીભિમાનીના મતને હું મળતો થાઉં છું; પણ આપણી પર હાલ જે બ્રિટીશ છાંયા છે, ને તેની સલ્તનતના ઇન્સાફીપણાં સાથે પૂર્વની સ્વદેશી મુગલાઇ સરખાવતાં રામ-રાજ્ય તરીકે જે છાપ પડેલી છે; તે સલ્તનતને ધિઃકારનારા આપ સ્વાર્થી અભિમાનીયોના

નીલમ-માણેક અને સન્તતિ.



હું મ્હારી ભારતમાતાને તો કદી વિસરવાનો નથી.

ધર્મ-કર્મને તો હું કદી વખાણનારો નથીજ! લોકો ધારે છે, તેવું 'કોંગ્રેસનું મંડળ' નથી. કોંગ્રેસ ઉપર તુફાનીપણાનો જે આરોપ કેટલાક પેટના દાઝેલા મુકે છે, તેવું એ મંડળ નથી; પણ માત્ર સ્વદેશના રક્ષણ અર્થે સ્વદેશી પાર્લામેંટ સ્થાપવાની તે ઉમેદવાર મંડળી છે; ને તે મંડળી બ્રિટીશની વફાદારી બતાવવાની તક માગે છે. અલબત કેટલાક એક્સ્ટ્રીમીસ્ટ દેશી મંડળ પ્રત્યે મ્હારો ભાવ સારો નથી; કારણ કે 'મૉડરેટ' પક્ષમાંજ સારૂં પરિણામ આવવાનું છે; તોપણ તેથી કોંગ્રેસના મંડળને એકંદર કોઇ ધિઃકારવાનું નથી. અને આ વાત તો ખરીજ છે કે આખરે કોંગ્રેસની અસર લાંબે કાળે થશે. જો કે હાલની કેટલીક આપખુદ સત્તા અને તે સત્તાનો સ્વતંત્ર ઉપયોગ કદાચ એકવાર પાર્લામેન્ટને પણ વિચાર વમળમાં નાખશે; ભારતને હુચમચાવશે, વિરોધ પડાવશે, હજારોનાં દીલ રડાવશે, પણ પરિણામે સૌ સારાં વાનાં થશે; એ મ્હારી શુદ્ધ માન્યતા છે!"

"પણ તેમાં સ્ત્રીઓનો અનુમત સામેલ થશે તો?"

"જગતમાં સ્ત્રી કેળવણીનો ઉદય, અને તે વડે પેદા થતી પ્રજાની ખિલવણી કે જે વડે દેશના ઉદયનો આધાર છે, તે મંડળ સુધારવાની તો પ્રથમજ જરૂર છે. જાપાન અને અમેરિકાની ચડતીનો પાયો તેથીજ રોપાયો છે. ટ્રાન્સવાલમાં ચાલેલી હોજા-તોજી વડેજ સ્વતંત્રના સ્થાપાયલી છે. પરંતુ ભારતવાસીઓએ એવા દાખલા લ્હેતાં પહેલાં, અને એક્સ્ટ્રીમીસ્ટ થતાં પહેલાં દેશની ખિલવણી ને વિદ્યાદાન પર પ્રથમ નજર કરવાની છે. સ્વદેશી ચળવળ ઉભી કરીને દેશનાં નાણાં પેટ ભરવાના ને મોજશોખના ઉપયોગમાં લ્હેવાનાં નથી; અથવા વિલાયતી ચીજો એક તરફ બોયકોટ કરવી, ને બીજી તરફ તેજ ચીજો સ્વદેશીય તરીકે વાપરીને દેશીયોને ઠગવાનાં કમ કરવાં, એ માર્ગે દેશનો ઉદય થઇ શકે નહિ! ખરૂં પુછો, તો પ્રભુ પણ સહાય થઈ

શકે નહિ। સૌના હક સંભાળવા, અને સારી નીતિએ કામ લેવું, એજ ઉદયનો માર્ગ છે."

"પ્રભુ આપનો હેતુ પાર પાડે; અને આપ અંગ્રેજી રાજ્યની એક વફાદાર નોકરી બજાવીને સ્વદેશને આરામ આપો, એવી મ્હારી પ્રભુ પ્રાર્થના છે"

"તથાસ્તુ ! ત્યારે હવે મને રજા દે ।

"આપ ખુશીથી સિધારો, ને વહેલા વહેલા પધારો !"

રતને આશીર્વાદ આપ્યો. રાજેન્દ્ર પોતાની વ્હાલી રતનને ભેટયો. રતન પોતાના પતિને બંગલાના બાગના દરવાજા સુધી વળાવા ગઇ. અને સ્વામી ગાડીમાં બેસીને રવાના થયા, તથા જ્યાં સુધી તેની નજર તળે ગાડી રહી, ત્યાં સુધી ઉભી રહી, ને પાછી બંગલા તરફ વળી ગઇ.

વાંચનાર ? નિર્મળ રતનના અંતઃકરણમાં પતિની રાજ સેવા માટે જે શંકા ઉત્પન્ન થઇ હતી, તેમાં કંઇક સત્વ હતું ખરૂં, પણ તે તો હવે કોઇ સમય ઉપર સમજાશે; હાલ તો આપણે નવલરાયના આવાગમન તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૧૩ મુ.

### હું કોણ અને મ્હારૂં શું ?

"હું કર્મવાદી, જન્મ-મરણનો અધિકારી જીવડો છું ? હું મને પોતાને ઓળખી શકયો નથી ! ચોરાશી લક્ષ યોનીમાં મળ-મુત્રાદિ પ્રાશન કરતો, માયાના સ્વરૂપને પિછાણ્યા વગર, કર્મને આધીન ચયલો પ્રાણીયો છું. પણ તેમાં 'હું કોણ અને મ્હારૂં શું ?' એનો મર્મ મને સમજાયો નથી. જ્ઞાનીઓનાં દ્રષ્ટાન્તો, પંડિતોની કથાઓ, મુનિયોનાં વાકયો, અને મહાત્માઓનો ઉપદેશ, સ્મશાન વૈરાગ્ય જેવો

લાગે છે. પશુ યોનીમાં અવતાર લઇને માત્ર શુન્યવાદી જડરૂપ ચૈતન્ય હોવાથી કંઇ કર્મ થતું નથી. માનવ જન્મ ધર્યા પછી જ્ઞાન જોડે માયાનું અવતરણ થવાથી, અને કામ યોમ સંગ હોવાથી મૂળ માર્ગ સુજતો નથી. કોઇનું સાંભળવા ગમતું હોય, તો માયાનો આનંદ, વિલાસની વાતો, સુખનાં સ્વપ્નાં, અને મરણની નિર્મળતા ! જો કે સંસાર સુખીયો નથીજ; પણ અનુભવેજ સિદ્ધ થાય છે. વિરાગીઓનો વૈરાગ્ય સાચો છે. અન્ય જનો કષ્ટથી વૈરાગ્ય પ્રાપ્ત કરે છે. અનેક વિપત્તિઓથી ઘવાયલો સુખના કિલ્લા જીતવા માટે દુઃખના રણમાં કૂદીને અનેક યુક્તિ યંત્ર વડે, શર વડે, જીતવાનો યત્ન કરતો નિષ્ફળ નીવડવાથીજ અંતે વિરાગી બને છે; ને તે વૈરાગ્યજ વૈકુંઠપદ મેળવનારો છે. ગુરૂનું જ્ઞાન તત્કાળ અસર કરી શકતું નથી. મહાત્માનો બોધ વિલાસમાં નિમગ્ન થયલા જીવડાને, વિવિધ કર્મ કરતો રોકી શકતો નથી. જ્યારે નિરાશા અને તે વડે વૈરાગ્ય પ્રાપ્ત થાય છે, ત્યારેજ તે પરમાર્ગ દર્શન કરી શકે છે ?

'મ્હારૂં શું ? અને હું કોણ ?' એ જ્ઞાનનો ગોટકો તો પુન્યશાળીનેજ પ્રાપ્ત થાય -

" ખરે હું કોણ ? રત્નલાલ ઝવેરીનો પુત્ર, એક ધનવંત બાપનો બેટો છું ! એક સુભાગી નારનો સ્વામી છું. એક આજ્ઞાંકિત નિર્દોષ બાળકનો પિતા છું. લક્ષ્મી ને સરસ્વતીનો કૃપાળુ નર છું. પણ મ્હારૂં શું છે ? હું જ્યાંથી આવ્યો છું, ત્યાં પાછો જવાનો છું. મને મળેલાં સંગી કોઇ અટકાવી શકવાનાં નથી ! વ્હાલો હઇશ, તો પ્રેમાશ્રુ પાડી રડશે ! શત્રુભાવે ભજીશ, તો વિકાર બુદ્ધિ વડે વિસારી દેશે ! ત્યારે મ્હારૂં કોણ ?"

કેવળ સ્વાર્થ બુધ્ધિ વડે ભજનારાં પ્રાણી, પૂર્વે સંચિતે એકઠાં થાય છે ! જો તે સંમય કંઇક શાન્તિવાળો હોય, સ્નેહાર્દ્ર ચિત્તવાળો

હોય, તો સારૂં છે; નહિતો તેનો પાપી પલ્લો પકડી રાખવો વૃથા છે !"

માનવ અવતાર લઇને સંગિત પ્રાણીયાંઓને દગો દેવો અયોગ્ય ગણાતો હશે; પણ જો સર્વના સંબંધ જેટલું કાર્ય કર્યું હોય, તો તે કર્મ પુરૂં થાય છે. પિતૃઓને તૃપ્ત કરવા અર્થે પુત્ર, સ્ત્રીનું વય જ્યાં સુધી કામ વિકારને આધીન હોય, ત્યાં સુધી સ્વામી સંયોગ, અને કુટમ્બનાં રક્ષણ અર્થે ધન હોય, તો પછી પુરૂષે ઐહિક સુખ મેળવવા માટે ત્યાગી થવું, તેમાં દોષ નથી ! છાંયા સર્વને ગમે છે. અમૃતથી કોઇ ધરાતું નથી. સ્નેહ ને માયા સદાકાળ ચીરંજીવ છે. પુર્વ કર્મે એકઠાં થયલાં ને છુટાં થવું ગમતું નથી. દેહમાંથી પ્રાણને જવું ગમતું નથી. પછી ભલે ભૂંડી દશા પામે ! પરંતુ જો મ્હારૂં કોઇ નથી. ને મ્હારૂં કંઇ નથી, તો પછી મ્હારે તે સ્થળે રહેવાની જરૂર નથી. ને મ્હારૂં છે, ત્યાંજ મ્હારે જવું જોઇએ; અને હું જાઉં છું "—

નવલરાયના મગજમાં વૈરાગ્યનો ધુમો ગુંગળાયલો હોવાથી તે રત્નનગરીનું નિમિત્ત લઇને અન્ય પ્રવાસે ચાલ્યો–ક્યાં ગયો, શું કામે ગયો, તે તેનું હૃદય જાણે; પરંતુ "મ્હારૂં" સ્થળ શોધવા ચાલ્યો–અને ગયો, તે ગયો ?—

જનમ–મરણના ફેરા ખાતાં સૌને જયાં ત્યાં જાવું છે !
જ્યાં જાવું છે, ત્યાં નિજ કર્મે અંત પદે પસ્તાવું છે !

વાંચનાર ? નવલરાય રત્નનગરી તરફ રવાનાં થયો–એમ રત્નલાલ અને નીલમ જાણે છે; પરંતુ રત્નનગરીના કિનારા પર પેલા હનુમંતરાવે આવીને સ્ટીમરના ઉતારૂઓમાં તપાસ કરતાં નવલરાયનો પત્તો મળ્યો નહિ ! કદાચ મુંબઇથી નીકળ્યાજ ન હશે ?

હનુમંતરાવ ઘર તરફ વળ્યો–અને રતનબહેનને ખબર આપી, કે પિતાજી પધાર્યા નથી ! રતનને તેથી વધારે શાન્તિ થઇ, કેમકે તે પોતાના પિતાનું દર્શન ચાહતીજ ન હતી. તેને તો નીલમનો ખપ હતો.

નવલ મુંબઇથી રવાના થયો, તે પછી તેના વિષે બહુ ચિન્તા ન હતી. કેમકે તેનો પત્ર કદાચ મોડો આવે, તોયે કોઇને વાટ ન હતી. રતનને હનુમંતરાવે ખબર આપ્યા પછી તેણીએ નીલમ પર પત્ર લખ્યો, તેમાં પોતાની તબીયત સારી છે અને રાજેન્દ્રલાલ કોંગ્રેસમાં ગયા છે, એટલુંજ હાલ જણાવ્યું. નીલમે જાણ્યું કે નવલ ત્યાં પહોંચ્યો હશે, પણ પિતા-પુત્રી વચ્ચે બહુ વાત ન થઇ હશે, એટલે વિવેચન કર્યું નથી. અને નવલ આળસુ છે, એટલે તેણે સ્વહસ્તે પત્ર લખવાની તસ્દી લીધી નથી. નવલ, રત્નનગરીમાં પહોંચ્યા. તેની પહોંચ લખવાનું રતન ઉતાવળમાં વિસરી ગઇ લાગે છે. આ રીતે નીલમે તેનો અર્થ કર્યો, ને રત્નલાલને પણ એવીજ રીતે સમજાવ્યા. મુંબઇમાં એમ જાણ્યું કે નવલ તો રત્નનગરી પહોંચી ગયો છે. રત્નનગરીમાં એવું માલમ પડયું કે નવલ મુંબઇમાંજ રોકાઇ ગયો છે. હવે તેનો ભેદ માલમ પડશે, ત્યારે જે થાય તે ખરૂં, હાલ તો નવલ ગુમ થઇ ગયો, એ માત્ર વાંચનારજ જાણે છે.

હવે નવો પરોણો જયન્તિલાલ જે નવા ઉતારામાં પહોંચ્યો છે, ત્યાં શું બનાવ બન્યો, તે તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૧૪ મું.

### મદન-તળાવડીમાં મચ્છ વેધ!

" પ્રથમ કાળામાં આપણા બેનાં શરીર મળી આ એક શરીર હતું! ત્યાર પછી તમે પ્રિય થયા. અને હું માત્ર બિચારી આશા ભંગ ભરી તમારી પ્રિયતમા થઇ ગઇ! અને હવે આજના કાળમાં તમે મ્હારા નાથ છો, અને હું માત્ર તમારી સ્ત્રીજ છું; હવે બીજું શું? આ હતપ્રાણ વ્રજ જેવા કઠણ થઇ દેહને છોડતા

નથી તેનું આ ફળ ચાખવાનું જેટલું બાકી છે. તેટલું ચાખું છું."

આ પ્રતિ ધ્વનિ જયન્તના કાનમાં જાણે થયો હોય. એવો તેને સ્વપ્નમાં ભાસ થયો.

જયન્ત રાત્રીએ ભોજન લઇને બગીચાના એક બાંક પર ચંદ્નીમાં વાંચતો હતો. અને વાંચતાં વાંચતાં પવનથી લ્હેર આવવાથી આંખ મળી ગઇ. વિચાર કંઇક વિચિત્ર માર્ગ પર ચડી ગયો અને ઉપલા શ્લોકનો ધ્વની થયો. તે પછી સ્વપ્ન દ્રષ્ટે શાન્તનુનો ઓળો આવ્યો. તેણી બે હાથ જોડી, ગુંઠણભર પગે પડીને જયન્તને વિનવતી બોલી–

"દીનાનાથ ! હું દુર્દૈવભાગી શાન્તનુનું સ્વરૂપ છું !"

જયન્તને મગજ બ્રહ્માંડમાં આ નાદ પહોંચ્યો.

"શાન્તનુ? તું તો વિદેહ કૈવલ્ય પામી છું ના? મોક્ષદાયીની ભાગીરથીમાં તારો દેહ કલ્યાણ પામ્યો, ના !

"હા; પણ વાસનાભૂત કર્મ વડે હું પુર્નજન્મ પામી છું. ભગવતીનો અવતાર લઇને દેહનું સાર્થક કરવા આવી છું. પૂર્વના પતિનો કાંઇક વાન્છિત પ્રેમ લેવા આવી છું. કર્મ પુરાં કરવા આવી છું ! દેહ મોક્ષ પામ્યો, એ ખરી વાત, પણ વિધવા અને આપઘાત એ બન્ને સંચિત ભેગાં થવાથી નવું કર્મ બંધાયું" કર્મ ઉચ્ચ હોવાથી એવા સ્થલમાં અવતાર થયો છે, કે જો મન સાવધ રહે, તો ભગવતીનું પાન થાય, અને મરણ–જીવનની ઉપાધી ટળી જાય–પણ તે આપની કૃપા હોય તો ? લગ્ન વિધીથી સાંપડેલો સ્વામી તો નિમિત્ત માત્ર હતો. આપની પ્રત્યે સદ્‌ભાવ હતો–ને હવે એજ તપ પુરૂં કરવા પાર્વતી પેઠેમ, શંકરને ચાહતી આવી છું; કેમકે–

इति ध्रुवेच्छामनुशासती सुताम्
शशाक मेना न नियन्तुमुधमात् ।

क ईप्सितार्थस्थिर निश्चयं मनः
पयश्च निम्नाभिमुखं प्रतीपयेत् ॥
" कुमार संभव "

" શંભુ–વર પ્રાપ્ત કરવા તપ આદરવાને જવાની આમ અચળ ઇચ્છા દર્શાવી દેનાર પુત્રીને તેના ધારેલા ઉદ્યમમાંથી મેનાં અટકાવી શકી નહિ! શુભ કામની ઇચ્છા ધરાવનારા સદૃઢ મનનાં માણસને, અને નીચા પ્રદેશમાં સરવા માંડેલા પાણીને પાછું અવળી દિશામાં વાળવાને કોણ શકિતમાન છે?"

" સુંદરી? મ્હારો સંસાર–સાગર તારનારી એક ગુણીયલ નૌકા હાથમાંજ છે? "

" ત્યારે શું તમે દુષ્યન્તની દશા પામ્યા છો? અહા! તેની ભ્રમણામાં ભૂલ્યા છો? દુષ્યન્તે, એવીજ રીતે શકુન્તલાને તરછોડી તો તો ખરી, પણ પછી તેણે કેવી ક્ષમા માગી, તે જાણો છો?

" ઓ સુંદરાંગી? મેં ત્હારો સ્વિકાર કર્યો, તેનો ડાઘ ત્હારા હૃદમાંથી કહાડી નાખજે! તે પ્રસંગે મ્હારા મનમાં કોઇ બળવાન સંમોહ થયો હતો. જેની આસપાસ અંધકાર બળવાળો છે, તેની વૃત્તિઓ શુભ પદાર્થ પ્રતિ આવીજ થઇ જાય છે.

" વળી તમને રઘુપતિ રામનાં વાકય યાદ છે? સીતાનો તિરસ્કાર કર્યા પછી તેની દુઃસહ ગતિનો ઉદ્ગાર સાભળ્યો છે?

अयि कठोर शमः किल ते प्रियः
स नु शमोनु शमस्य विडम्बना ।
परगृहे किमलङ्कारिणीदृशः
कथय नाथ कथं वत मान्यसे ॥
" उत्तरराम "

" હે કઠોર પુરૂષ ? તને શમ પ્રિય છે તે ઠીક; પણ આને ત્હારા શમ કે શમને નામે શમની વિડમ્બનાને તું દેખે છે ? પારકા ગૃહમાં મૃગનયિનીનું શું થયું હશે, તે કહે તો ખરો ? નાથ ? તું આમાં શું માને છે ? "

જયન્તે ડગતે દીલે, ધડકતી છાતીએ, અને સદ્રઢ ચિત્તે જાણે સ્વપ્ન બ્રહ્માંડમાંથી પ્રત્યુત્તર વાળ્યો—

" આ કાળ વીતશે, તે પછી વિરહથી ગુણિત થયલાં ગુણાકાર પામેલાં, પેલા કંઇ કંઇ આપણા અભિલાષો છે તે સર્વ અભિલાષોને શરદ પુર્ણિમાની ચંદની પેઠે પ્રસિદ્ધ કરી દમ્પતી રૂપે ભોગવીશું ! "

આ વાક્ય પુરૂ થતાં શાન્તનુનો ઓળો ધીમે ધીમે ગગનની વાદળીયોમાં વિરામ પામ્યો, અને જયન્ત જાગૃત થયો. તેવોજ તેના કાનમાં મૃદુ સ્વર આવ્યો;

" વાટ જુએ છે મીરાં રાંકડી હો વૃજનાથ ! "

ઘેલી ગોપીયન પેઠેમ ભક્તિભાવમાં તલ્લીન થઇ ગયલી મીરાંબાઇ જાણે વૃજનાથની વાટ જોઇ બેઠી હોય, એમ જયન્તના કાનમાં સ્વર ગયો. સ્વપ્નનો સંભ્રમ વિસરાઇ ગયો–ખરેખર ભુલાઇ ગયો. અત્રે નવી સંગીત કડી પર લક્ષ દોડયું. ખાટ ઉપર બેઠો થયો. એવામાં રસોયો પાણી અને પાન લઇને આવ્યો. જયન્તે તેને પુછયું.

" અલ્યા ? અહીં સંગીતની ધૂન મચાવનાર મીરાંબાઇ કોણ છે ? " રસોયો હસી પડયો. જળનો લોટો આગળ ધરીને બોલ્યો.–

" જળ પ્રાસન કરો–પાનનો અંગિકાર કરો–પછી હું શાન્તિથી કથા સંભળાવું !–" જયન્તે જળનો પ્યાલો લાધો–આંખપર જળ છાંટયું–જરા મુખ પ્રક્ષાલન કર્યું. અને બે ઘુંટડા જળ પીને પાન મોંમાં નાખ્યું; એટલે ઇન્દ્રિયો સાવધ થઇ–પ્યાલો ભટને પાછો આપ્યો– ભટજી ભોંયપર બેસીને બોલ્યા !

" મ્હારાજ ? આપના કાનમાં આવેલો સુકોમળ સ્વર એક કાળી હંસણીનો છે ?

" મૂર્ખ છું કે શું ? મશ્કરી કરે છે કે શું ? કાળી હંસણી ? "

" તે નામ ન ગમતું હોય, તો ધોળી કાગડી માનશો ? "

" જા રે જા, મ્હારા ભાઇ ? " જયન્ત હસી પડયો–

" આપ વિદ્વાન છો, ને સમજતા નથી ? "

" શું સમજું ? કાળી હંસણી ને ધોળી કાગડી તે હોય ! "

" સાંભળો ? અખંડ સૌભાગ્યવતી હોય અને પરણ્યા વિનાની સ્ત્રી દેખાય ! "

" એ વળી વધારે વિચિત્ર ! "

" ભગવતી દેવીને અર્પણ થયલી સાધુડી અને ભોગીનાં મન ચોરનારી જોગીનો જોગ ઉતારનારી ગણાય ! "

" એવી સ્ત્રી તે કોણ ? "

" મુરલી ! દીનાનાથ ? પરણ્યા વગરની પ્રમદા, અને વરઘેલી વધુ તે નાયકા ! ભગવતીની મહા પુજામાં પહેલી પધારે, પણ આંખને અણસારે પુરૂષનાં કાળજાં કોરે, ત્યારે તે કાળી હંસણી નહિ ! વળી હંસા જેવી ચાલથી મુનિનાં દીલ ડોલાવે ! કામ કાળાં કરે ને વેશ ધોળો રાખે, તે ધોળી કાગડી નહિ ? "

" હા, હવે હું સમજ્યો ! ' જયન્ત ખુબ હસ્યો.

" આપ હસ્યા, પણ કશું સમજ્યા ? એ મીરાં કોણું છે ? "

" ના, તે હું ન સમજ્યો. મ્હારે જે સમજવાનું છે તે તો રહી ગયું ! વારૂ, કહે તે કોણ છે ! "

" અમારા શેઠ રાવસાહેબની રાખેલી એક આધેડ મુરલીની સુકુમાર કન્યા મદનિકા, ભગવતીનું રૂપ લઇ બેઠી છે. મીરાંનાં પદપર તેને પ્રીતિ છે. "

"   "   "   "

"નિકટ નથી નમણી નકી, પણ પાસે વસનાર;
જો હોયે હૃદયા મહિં, તો નજરે પડનાર.

આ મધુર કડી સાંભળતાંજ મદનિકા ચમકી–કદળી વૃક્ષમાંથી સુસ્વર આવેલો સાંભળીને, સીતાર મુકી દઇ ઉભી થઇને ચોમેરે જોવા લાગી–કુંજ વનમાંથી આવેલો મધુર મુરલી માંહેનો કૃષ્ણ સ્વર સાંભળીને રાધિકા ઘેલી બની. આ એકાન્તાલયમાં પ્રવેશ કરવાની કોઇની હિમ્મત ન ચાલે, તે છતાં નિકટ આવીને મધુરાં સંગીતનો પ્રત્યુત્તર આપનાર કોણ વીર હશે! પ્રેમમાં તલ્લીન થયલો કોણ પ્રિયતમ થનાર હશે?"

મદનિકાએ બે પગલાં ભર્યાં, પણ તેવામાં તો જયન્તની દૃષ્ટે, ગગન મંડળમાં ઉડતી વિજળી સામે આવતી લાગી! આહા! મદનિકા? તને કુદરતે ભલે સરજાવી!

આ શબ્દ જયન્તના મુખમાંથી બહાર પડયા. મદનિકાએ સાંભળ્યા–લગાર વધારે આગળ આવી. જયન્તે તેની આગળ આવવા હિમ્મત કરી. તે પણ બે ડગલાં ચાલ્યો. બન્નેની દૃષ્ટિ એક થઇ ગઇ, અને શકુન્તલા દુષ્યન્તના સમાગમમાં ગૌતમીએ વિઘ્ન નાખ્યુ, તેમ મદનિકાનિ માતાએ તેણીને સાદ કર્યો. વિજળીનો ચમકારો ઉડી ગયો, મદનિકા ચાલી ગઇ. બહાવરી બનતી, શકુન્તલાની પેઠે પીઠ પાછળ જોતી જોતી ચાલી ગઇ.

"ત્હારા ભોગીના જીવતરને ધન્ય છે!"

એટલુંજ કહીને જયન્ત આરસના પુતળા પેઠેમ ખડો થઇ રહ્યો, મદનિકા અદૃષ્ય થઇ, ત્યાં સુધી જોઇ રહ્યો. ને છેવટે ઉતારા તરફ પાછો ફર્યો.

" વાહરે મદનિકા ? વાહ કામદેવના બીજા અવતારની મૂર્તિ, તને ધન્ય છે ! કુદરતને શું ઠપકો દઉં ? કોયલને કાળી કરી, કંજુસને ધન આપ્યું, ને મુરલીને ( નાયકાને ) રૂપ આપ્યું ? સમુદ્રને ખારો કર્યો ? જારે જા !

न जाने भोक्तारं क्रिमिसहमुपस्थास्यति विधीः

કવિ કાલીદાસની આ કડી વદતો વદતો ભ્રાન્તિકાર જયન્ત પોતાના આશ્રમ ભણી ગયો. મદનિકા તેની આંખમાં ભમવા લાગી. હૃદયમાં રમવા લાગી ! સુકોમળ ગાત્રવાળી, કદળીને લજાવતી, ચંદનીને શરમાવતી, સુકુમાર બાળા ? ત્હારાં અંગ વસ્ત્રને ધન્ય છે ! ત્હારા સુંદર પગ તળે ચંપાતી રજકણને ધન્ય છે ! આહા ! એવી કોમળાંગીના મનમાં કોઇ પ્રિયતમ હશે ખરો ? જો કોઇ તેનો ભાવી ભોગી હશે, તેણે શાં પુન્ય કર્યાં હશે ?

મલમલની બારીક સાડીમાં છવાયલું ગૌર વદન, તેના પર ચંદનીની છાંટ, અને તેનાં પર જુવાનીનો અમલ પડ્યો હતો; જયન્ત તો શું પણ કદી બ્રહ્મા હોત, તો તે પણ મુર્છીત થઇ જાત ? તેણીને પ્રિયા કરવા માટે ગંગા કાંઠે જઇ તપ કરવા બેસી જાત ! મદન-તળાવડીમાં મચ્છ વિંધાણો-મોહ રણમાં વીરો ઘવાણો ! સ્વપ્નામાંયે મુંઝાણો ! ક્યાં સીતા ને ક્યાં વાસવદત્તા ને ક્યાં શુક ?

---

## પ્રકરણ ૧૫ મું.

### હનુમંતરાવ પર વિપદ્-વાદળું !

હનુમંતરાવ જાગીદાર ગફલતની નિદ્રામાં સુતો હતો. તેના પર જે વિપદકાળ આવવાનો હતો, તેની તેને કશી ખબર ન્હોતી ! તે મદમસ્ત

હતો. તેનું નિત્ય કર્મ વિચિત્ર હતું. પ્રભાતમાં નવ વાગે ઉઠતો. કેમકે રાત્રીનો વિલાસ, પ્રભાતના તારા ઝાંખા થતાં સુધી ઘુમતો હતો. દુધ–સાકર અને મેવા–મિઠાઇ લઇ, પાન–સોપારી ને તંબાકુનો ડુચો મારીને ફરી બે ઘડી સંગીતનો સ્વાદ લ્હેતો, અને બાર વાગે પોતાની વાડીએથી ઘેર જમવા આવતો હતો. બપોરના બે કલાક શયન કરી, ચાહ પી, સોગઠાં રમીને સાંજે વાડીયે જતો; અને ત્યાંજ રાત રહી જતો! ઘરમાં એક યુવાન વિધવા કુમારી હતી–તેનું નામ વસુધા હતું. બ્રહ્માએ મોહ ધરીને, ઉત્તમ માટીનો લોંદો લઇને આ પુતળી બનાવી હતી! દુર્ભાગ્યે તે બાર વર્ષની વયે વિધવા થઇ હતી. તે માતપિતાની વ્હાલી હતી–દસમે વર્ષે તેણીની માતા ગુજરી ગઇ હતી. જો કે પુત્રીને સાસરે વળાવ્યા પછી પોતાનું ફરીદાર લગ્ન કરવાનો હનુમંતરાવનો વિચાર હતો, તેટલામાં તો દીકરીને રંડાપો પ્રાપ્ત થયો હતો. અને તેનું જીવન–સુખ હનુમંતરાવને માથે ચડી બેઠું હતું. આ ખેદથી પોતે લગ્ન કરવાનું માંડી વાળ્યું હતું. તેની રાખેલી ભગીરથી નામની જુની નાયકા સાથે બહુજ પ્રેમ બન્ધનમાં પડી ગયો હતો. નાયકાનો આગ્રહ લગ્ન કરાવાનો હતો, પણ ઘરમાં જુવાન કન્યા હોવાથી. અને કામ તૃપ્તીનું સાધન હોવાથી પોતે જે સ્થિતીમાં હતો, તેમાંજ મોજ માની લીધી હતી. વિધવા વસુધાનું ગૌર વરણું શરીર, લગાર ઉચી પણ ભરાવ શરીરની ને ભપકાદાર ગાત્રથી શોભની કન્યા દરેકનું લક્ષ ખેંચતી હતી. ઘરનો કારભાર તેના હાથમાં હતો. એક રસોયો, બે નોકર, ગાડી–ઘોડા, અને જાનવરોનો જથ્થો હતો. વસુધા તે ખટપટમાં ગુંથાણી હતી. હનુમનરાવે તેણીને તેમાંજ પરોવી હતી. એટલે બીજી વાતપર મન દોડતું અટકતું હતું.

વસુધા માત્ર રતનનાજ સહવાસમાં વધારે આવી હતી–સત્સંગ ને સમાગમથી તે ગુજરાતી ભાષા અને રીતભાતમાં કંઇક અનુભવતી થઇ હતી–તેનો કામવિકાર ઉશ્કેરનાર મકરંદ કોઇ તેની નિકટ ન હતો.

સ્વપ્નામાં પણ કામશરનો ઘા લાગ્યો ન હતો. કેવલ અખંડ મૂર્તિ હતી. અને બીજા વિકારો કે શોકની અસર ન હોવાથી તેણી અજ્ઞાત મુગ્ધા રહી હતી. આ કાળે તેનું વય લગભગ સોળ વર્ષનું પુર્ણ જુવાનીમાં ડોલા ખાતું હતું. તેજસ્વી કપાળ, ગંડસ્થળ સુધી લટકતા વાળ, ગુલાબી ગાલ, મેનાં જેવું નાક, પરવાળા જેવા હોઠ, પાનના કસુંબી રંગથી ભીંજાયલા, અને તેની નજીક દાડમની કળીયો જેવા રંગેલા દાંત; હંસગ્રીવા, અને લચબચતી માંસલ છાતી, તથા નીતંબની શોભા કાયરને કામ ઉભો કરનારી હતી; એટલું છતાં આ બાળા કેવળ સંસારી ભોગ-વિલાસમાં અજાણ, ગમાર, અને પ્રેમ-હીણ હતી, એમ કહેવું અયોગ્ય ન હતું !–

આ કન્યાનું નિત્ય કર્મ, પવિત્ર ધર્મનું બિન્દુ સમાન હતું. એક વૃદ્ધ સ્ત્રી તેની સેવામાં રહેલી હતી. પ્રાતઃકાળે તેણી વહેલી ઉઠી દંત ધાવન કરીને સ્નાન કરી લ્હેતી; અને નારાયણ કવચનો પાઠ કરીને સુર્ય-પુજન કરતી. તે પછી એક સેવકી ડોસી દેવળનાં દર્શન કરી આવીને ધર્મ-ગ્રંથો વાંચતી, ઘર કામ પ્રત્યે લક્ષ દેતી હતી. જો કે ઘરના નોકરો અને વૃદ્ધ ડોસી ઘરનાં સઘળાં કાર્યો કરતાં હતાં, એટલે વસુધાને અન્ય કાર્ય પર લક્ષ દેવાનું ન હતું, તોપણ તેનું ચંચળ મન, નિવૃત્ત રહીને ખોટે માર્ગે ચડી ન જાય, તે માટે ઉપરીપણું તેને સોંપ્યું હતું. ને પ્રસંગોપાત હનુમંતરાવ કાર્યની વીગત પુછતો, એટલે વસુધાને લક્ષ દેવું પડતું હતું. એમ કરવામાં હનુમંતરાવ સુવિચારી કહેવાતો હેતો.

વસુધાના સ્વરૂપ ઉપર કેટલાક બદમાશ મરાઠા જુવાનીયા તલ્પી રહેલા હતા. જો તક મળે, તો બળાત્કારે તેનું હરણ કરવાને ચુકે નહિ, પરંતુ તેવો યોગ હજી સુધી આવ્યો ન હતો.

હનુમંતરાવ, નવલ માટે સ્ટીમર પર જઇને ઘેર આવ્યા પછી સ્નાન

સંધ્યા કરી દુધ પીને લગભગ મોડી રાત્રે વાડીએ પોતાના ખાનગી મહાલયમાં, જ્યાં મધુર નાયકા ભગીરથીનો આશ્રમ હતો, ત્યાં સુવા માટે આવ્યો હતો. મદનિકાનો મોહ અસેડનાર હનુમંતરાવ હતો. કેમકે તેની પધરામણી થયા પછી તરત મદનિકાનું મુખડું જોવુંજ જોઇએ, એવી તેની ટેવ હતી. ભગીરથના ઉદરમાં, હનુમંતરાવનું કૃપા–બિન્દુ પ્રવેશ થયું હતું. ને તેનું પંચ મહાભુતનું પૂતળું તે મદનિકા હતી. ખરૂં કહીએ. તો હનુમંતરાવની રાખેલી રખાત સ્ત્રીના પેટની મદનિકા, એક વસુધાથી ઉતરતી બીજી પુત્રી હતી !! આ કન્યા, દેવીને અર્પણ કરી હતી–અને તેથી મુરલીની પંકતીમાં તેણી મુકાયલી હતી. મદનિકા જો કે મદનનો ભંડાર હતો, પણ ગોવાગણી મુરલીનાં નાચ અને નખરાં, વ્યભિચાર ને વિલાસથી આ અજ્ઞાન હતી. તે લગ્ન કરવા ઇચ્છતી હતી, પણ પોતે દેવીને અર્પણ થયલી હોવાથી સંકોચાયલી હતી. કોઇપણ પ્રેમી ભરથાર, મનનો માનીતો લાલ જીવતાં પાળે, ને મુવે બાળે, તેવો મળી જાય, તો લલિત લગની લગાડી દેવાની હતી. પણ આ એકાન્ત કેદખાના જેવા સ્થળમાં, ચોકી–પહેરા અને હનુમંતરાવની ભયંકર ભીતીમાં તેણીને દમયંતી પેઠેમ કયો હંસ પોતાનો મેળાપ કરાવી શકે ? મદનિકાનું ગળું જાણે કોકિલને લજાવતું હતું. ભગીરથી નમણી હોવાથી હનુમંતરાવ તેના પર ફીદા થયો હતો. હવે અવસ્થા ભેદને લીધે મોં પર ચામડીની કરચળી વળી ગઇ હતી, ત્યારે તેનાં અંતઃકરણમાંથી પ્રેમનો શિતળ ભાગ વહેતો, એટલે હનુમંતરાવ આ કાળે તે પર પ્રસન્ન રહેતો હતો. અને મદનિકા તેને સંગીતથી આનંદ આપતી હતી. સંસારનો કીડો, આ રીતે સ્ત્રી–વિલાસમાં આનંદ કરતો હતો. ભગીરથી અને મદનિકા નચિંત જીંદગી ગુજારતી હતી. પણ આ વેળા તેના પર કુદરતી આફત આવી હતી.

ઘરના વડીલ કે સરદાર પર આફત આવે છે, ત્યારે તેની આજુ

બાજુનાંઓને સહજ હાની પહોંચે છે. કિનારાવાળી માટીની ભેખ ધસી જાય, ત્યારે નદીના જળ-વેગને પણ દબાવવું પડે છે; ભેખપરનાં ઝાડોને પણ ધસવાનો સમય આવે છે.

હનુમંતરાવની મિલ્કત, અને તેની ,સાહ્યબી તથા સ્વતંત્રતા પર કેટલાંક માણસોની નજર કુદ્દાકૂદ તો કરતી હતીજ; તેમાં પેલી છુપી ટોળકીનાં પાપનો પડછાયો આ તરફ પડયો. રાજેન્દ્રલાલની સ્વારી રત્નનગરીમાંથી ઉપડી, અને એજ રાત્રે કલેકટર તરફથી સરકારી વોરંટ બજાવવાને એક સરદાર સાથે કેટલાક સોલજર્સ સિપાઇની ટુકડી આવી પહોંચી, રાતના બે વાગે, હનુમંતરાવના ઘરપર છાપો માર્યો-અને નોકરો કને કમાડ ઉઘડાવીને તિજોરી તથા બીજી જણસોના ઓરડાપર સીલ મારવા લાગ્યા, વસુધા ગભરાઇને નાસવા લાગી. તે એક બદમાસ સિપાઇના જોવામાં આવી. વસુધા પોતાનું પવિત્ર શરીર બચાવવાને તે રતનને ત્યાં દોડી જતી હતી. પણ સિપાઇ તેની પાછળ પડતાં તેણે વાડીનો માર્ગ લીધો. સિપાઇએ પુંઠ પકડી. વસુધા પ્રાણ ઘટ બળથી દોડવા લાગી, અને જ્યાં જયન્ત હતો, તે બંગલાપર ચડી ગઇ. સિપાઇથી ત્યાં જઇ શકાયું નહિ, એટલે તે પાછો વળ્યો. અને ઘરમાં આવ્યો, પેલા જપ્તીદારોએ હનુમંતરાવને ઘરમાં જોયો નહિ. તેણે તપાસ કરી, તો માલમ પડયું, કે તે વાડીએ છુપાયલો છે. જે બદમાસો વસુધાને હરણ કરવા મથન કરતા હતા, તેણે આ પ્રસંગે તક તો લીધી, પણ તેણી તત્કાળ છુટી ગયેલી એટલે નજરે ન ચડી. જમાદારો વાડી તરફ ચાલ્યા. પેલો વસુધા પાછળ પડેલો સિપાઇ તેને મળ્યો. તેણે સઘળી બાતમી આપી. વસુધા ગભરાયલી, અકળાયલી જયન્તના ઉતારામાં જઇ ચડી, અને બેભાનીમાં બિછાના પર પડી-જયન્ત ગભરાઇ ગયો. નિદ્રામાંથી જાગી ગયો. પણ આ મનોહરીને પારખી ન શકયો ! તે ગભરાયલી હતી. એક સુંદર યૌવનિકા બેભાન હતી. મોહ ઉપજાવનારી

મોહિની પડખામાં પડી ગઇ હતી. જયન્તે, અજાણી ને ભુલી પડેલી ગભરાયલી સ્ત્રી જાણીને તેણીના મોં પર લગાર પાણીથી ભીંજવેલો રૂમાલ ફેરવ્યો, ને પંખો લઇને પવન નાખવા માંડયો, એટલા સમયમાં જમીદારોએ નાયકાના બંગલા પર દરોડો પાડયો—હનુમંતરાવને કેદ કર્યો, અને પેલી ભગીરથી નાયકાને પણ પકડી લીધી. સારે નસીબે નીચેના ઓરડામાં મદનિકા સુતી હતી. તેના પર કોઇની નજર ન પડી—તે શોરબકોરમાં જાગી ગઇ, અને આડી આંખે જોયું, તો તોફાન માલમ પડયું. જરા વારમાં તો વાદળની ગર્જના ને વિજળીના ચમકારા સાથે આફતનો વરસાદ મુશળધાર વરસવા લાગ્યો. મદનિકા ગભરાઇને પાસેના બંગલામાં, જયન્ત જ્યાં વસુધાની સારવાર કરતો હતો, ત્યાં દોડી ગઇ અને દરવાજા બંધ કરી દીધા, તેણી અકળાયલી માળ ઉપર ચડી ગઇ. પેલા પાપી સિપાઇની નજર તે તરફ હતી, એટલે બીજાઓને ઉશ્કેરીને તે પાસેનો બંગલો જપ્ત કરવા નિમિત્તે ચાલ્યા. જયન્તના કાનમાં આ ગડબડની પેલી મદનિકાએ વાત મુકી; જે સ્ત્રીનાં દર્શન કરવાને જયન્ત તલપગાર હતો, તેજ સુંદરી અનાયાસે, પોતાની છાયા તળે, રક્ષણ માગવા આવેલી જોઇને ગજપુર છાતી કહાડી આશરો આપવા તૈયાર થયો. પેલા ચાણ્ડાળો, બંગલાના ચોકમાં આવ્યા, એટલે જયન્ત તરત નીચે ઉતરી આવ્યો, અને તેણે ખુલાસો કર્યો, કે મજકુર બંગલો, અને તેની નજદીકની બે હજારવાર જમીન, મુંબઇવાળા ઝવેરી રતનલાલે મીલ ઉભી કરવાના કામ માટે ખરીદેલી છે. ને તે સર્વે અમારા કબજામાં છે તેનો પ્લાન સરકારી કોર્ટમાં રેજીસ્ટર થવા પડેલો છે. આ હકીકત સાંભળીને બદમાશો ચાલ્યા ગયા. અને બીજી તરફથી હનુમંતરાવ તથા ભગીરથીને કેદ કરીને પાછલે માર્ગે નગરમાં લઇ ગયા હતા. જયન્તને એ સંબંધી કશી ખબર ન પડી; માત્ર રાજકીય ગડબડ છે, અને કેટલાક બદમાશોએ છુપાં કાવતરાં કરવા

માંડ્યાં છે, તેથી હથિયારો પકડવા અથવા બીજી તપાસ કરવા આવ્યા હશે, તે તપાસમાં કંઇ ન મળવાથી ચાલ્યા ગયા હશે, એટલુંજ તેણે જાણ્યું; પરંતુ અહીં તો કંઇ નવુંજ તોફાન જાગ્યું હતું. નિર્દોષ બિચારો હનુમંતરાવ, વિના દોષે કેદ થયો હતો; ખરા બદમાશો બચી ગયા હતાં જયન્તને તેની કશી ખબર ન હતી. તે તો નવાં પંખીડાંની પાંખો પસવારવામાં મશગુલ થયો હતો.

---

## પ્રકરણ ૧૬ મું.

### બે સરિતાના સમાગમ વચ્ચે એક ટેકરો!

જયન્ત જે મુગ્ધાને ચાહતો હતો, તેને પોતાના શરણમાં, શિકારીના ભયથી મૃગલી આશ્રય મેળવવા આવે, તેમ મદનિકા આવેલી જોઇને હૃદયમાં મોહનો પડછાયો પડયો. વસુધાને એક તરફ સુવરાવી, અને મદનિકાને બાથમાં પકડી લીધી.

"મને બચાવો? મ્હારૂં રક્ષણ કરો!"

"નિર્દોષ મૃગાક્ષી? શાન્ત થા-ત્હારૂં રક્ષણ કરવાને હું, કૌરવ કૂળના રાજા દુષ્યન્ત પેઠેમ શકુન્તલાને કામજવરથી બચાવવા તૈયાર છું!" એટલું કહીને જયન્તે તેના માથાપર હાથ ફેરવ્યો.

ગુણીનો વ્હાલો ભરથાર, માત્ર શાન્તનુનું પ્રેમ-પાન સિવાય, બીજા કોઇની પ્રત્યે ઝાંખીને જોયું ન હતું, તે આજે આ મુરલીને, પોતાના પીંડ જોડે દાબવા લાગ્યો, એ શું કોઇ પૂર્વ ભાવ જાગૃત થયે!

"પેલી સ્ત્રી કોણ!" મુરલીએ વસુધા તરફ જોઇને કંપતે અંગે પુછયું

"ને હનુમંતરાવ જાગીરદારની પુત્રી વસુધા! શું તમે તેને નથી પિછાણતાં?"

"ના; મેં તેને નથી જોઇ; રાવ સાહેબ મ્હારા પિતા જેવા છે, પણ અમને આ બંગલામાં આવનારાં જનો સિવાય કોઇની જોડે પ્રસંગમાં આવવા દીધાં નથી. દેવીનાં દર્શન કરવાયે બધે ગાડીમાં જઇએ છીયે. પણ તે કન્યા અહીં કયાંથી?"

"તે ભયની મારેલી નગરમાંથી દોડી આવી છે. હનુંમંતરાવ પર કંઇક સરકારી અપરાધ હોવાનું જણાય છે, ને તેથીજ તેને પકડવામાં આવ્યા છે, એટલુંજ નહિ, પણ તેની મિલ્કત જપ્ત કરવામાં આવી છે. સારૂં થયું કે આપ પ્રથમથી ચેતી ગયા, એટલે આ બંગલો અને પાસેની જમીન બચાવી શકયા." અંદરથી એક સેવકે ખુલાસો કર્યો.

"ત્યારે તો અહીંથી મ્હારી બાને પણ પકડી લઇ ગયા હશે?"

"તે સૌનો છુટકો તો થઇ જશે, પણ"

"ત્યારે હું કોને આધારે રહીશ? મ્હારાં વાલી હતાં, તે તો બન્ને કેદ થયાં! નગરમાં અમારી જાતવાળાં છે, પણ ત્યાં મ્હારાથી કેમ જવાય?" એટલું બોલતાં મદનિકાથી રડી જવાયું!

"તું નચિંત રહે; ત્હારા જીવને શાન્તિ આપ, તને ત્હારો માનીતો આશરો મળે, ત્યાં સુધી હું ત્હારૂં રક્ષણ કરીશ?"

"તમે મને વચન આપો—મ્હારા રક્ષણદાતા થઇને મને ગમે ત્યાં સુધી. મને બીજાની છાયામાં જવું ગમે ત્યાં સુધી, તમે મને ચાહશો ને પાળશો!"

મદનિકાનાં આ વેણ જયન્તની છાતીને ભેદી નાખનારાં હતાં. મદનિકાની જુવાની, રૂપ, સુંદરતા, ઊારતા, ગૌણતા અને પ્રેમભાવ તો કદાચ બ્રહ્મા પણ તપમાંથી મુકત થઇને તેના પ્રેમનું બલિદાન લેવા ઉભા થઇ જાય. તો જયન્તની શી બલિષ્ટતા હોય, કે આ રંભાને તજી દે!

"હાલ નિર્ભયપણે તું મ્હારી છાયમાં રહી શકીશ, એટલું તને પુરતું છે" જયન્તે મર્મમાં કહ્યું.

"પેલી બાળાનો કોણ બેલી થશે ?"

"ઇશ્વર સૌનો બેલી છે," આ શબ્દ સાંભળતાં વસુધા વિશુધ્ધીમાં આવી. અને ઉઠી બેઠી થઇ. મદનિકા એક બાજુ ખુણામાં સંતાઇ ગઇ. વસુધા ધીમે સ્વરે બોલી–

"મને નગરમાં મોકલી આપશો ?"

"તમે ક્યાં જઇને રહેશો ?"

"હું રતન બેહનની પાસે રહીશ."

"રતનબાઇના વર રાજેન્દ્રલાલ અહીં નગરમાં નથી અને હાલ તમારા પિતાપર આફત છે. કદાચ આ રાજકીય પ્રસંગ હોવાથી, ને રાજેન્દ્રલાલ સરકારી ઓફીસર હોવાથી, રતન બ્હેન તમને ઘરમાં રાખવા ના પાડે તો ? કેમકે હાલનો જોખમ ભરેલો મામલો જોતાં, સરકારી નોકર તરીકે તમને તે આશરો આપી શકાશે નહિ !"

"તમારે ચિન્તા ન કરવી. મને માત્ર નગરમાં પહોંચતી કરો !"

"વાડીમાં માળી કે ભટ યા ઘાટી કે સિપાઇ કોઇ જણાતો નથી!" જયન્તે બારીમાંથી યોગ્ય નજર ફેરવી કહ્યું.

"પેલું કોણ છે ? વસુધાએ દુર જોઇને કહ્યું.

"હા ; એ કોઇ સાધુ લાગે છે."

"અરે એ તો અમારા મંદિરના પુજારી છે. તેની સાથે હું જઇ શકીશ. આપ મેહમાનને અજાણ્યા છે !"

"જો જો હં ! આ વખત ઘણો ભયંકર છે.

"હું હિમ્મતથી જઇશ. સાધુજી મ્હારા પિતાના પરમ ગુરૂ છે. મને પણ ઓળખે છે. તેની સાથે જવામાં હરકત નથી. દરરોજ આ આ વાડીમાં તેઓ મંદિર માટે ફુલ લેવા આવે છે. અને તે હવે નગરમાંજ જશે."

"ત્યારે જાઓ, અને રતન બહેનનું મન કચવાય, તો તમે મને

ખબર આપજો, એટલે તમને નિર્ભય રહેવા માટે બંદોબસ્ત કરી આપીશ."

"વારૂ !" વસુધા એટલું કહીને નીચે ઉતરી પડી. સાધુ મહારાજની પર તેને શ્રધ્ધા હતી. એટલે તેની જોડે નગરમાં જવા ચાલી; પણ કોણ જાણે સાધુ મહારાજ આ નવયૌવના કન્યાને અટુલી સમજીને કેવાય લાભ લ્હેશે ! અંતે ગઇ તો ખરી. વસુધા ગયા પછી મદનિકા હસતે મુખડે બહાર નીકળી પડી.

"તું કેમ સંતાઇ ગઇ, વારૂ ?" જયન્તે પ્રેમથી પૂછ્યું.

"કદાચ પેલી કન્યા મને જુએ, અને હું કોણ છું, તેના ભેદ કહેશે, તો વૃથા એક અપવાદ ઉભો થાય !"

"વાહ ! બુદ્ધિનો ઠીક ઉપયોગ કર્યો ! તમારૂં નામ !"

"મારૂ નામ મદનિકા ! રાત્રીએ આપે જાદુ ચલાવેલું તે !"

જયન્ત હસી પડયો. મોહ દૃષ્ટે તેના કપાળ પર ઉડના રેશમી તાર તરફ જોઈ રહ્યો. અને ચપળ આંખડી ત્યાંથી ઉડીને છાતી પર ચડી બેઠી; નાયકાની જાત, યુવાનીમાં લટકાતી હાવભાવનું પૂતળું, અને કામદેવની મુર્તિ નામે મદનિકા, જેના પર જયન્ત રાત્રે દિવાનો થયલો, તે સુંદરીની તરફથી આંખ હવે હઠી જાય ખરી કે !

---

## પ્રકરણ ૧૭ મું.

### વસુધાનું હરણ–ચોરમાં મોર.

જયન્તની રજા લઇને વસુધા પેલા મહંત કને આવી. અને એ હાથ જોડી નમી.–

"બેટા ? તેરા પિતાશ્રીકો બન્ધન કરકે લે ગયે, ઓર તુ યહી કહાંસે ?

"ગુરૂજી ? નગરના નિવાસ સ્થાન પર કુચ્છંદી સિપાઇઓએ ચસારો કર્યો, અને તેમાં મ્હારા અંગનો અનુસ્વાદ કરવાની ઇચ્છા કરતાં હું અહીં દોડી આવી ; અને પાસેના બંગલામાં પેસી જતાં પવિત્ર રહી શકી છું. હવે મને નગરમાં જવું છે. માટે આપની સાથે આવવા ચાહું છું. મ્હારે રાજેન્દ્રલાલ સાહેબને ત્યાં જવું છે. કેમકે અમારા નિવાસ પર જપ્તી થઇ ગઇ હશે !" એટલું કહેતાંજ વસુધાની આંખમાંથી આસુ આવવા લાગ્યાં.

"ચિન્તા મત કર, બેટા ! પ્રભુકી માયા ન્યારી હય ! ચલ, મેરી સાથ, મયેં તુજકો સાહબકે ઘર પહુંચાતા હું !"

એટલું કહીને ગુરૂએ વસુધાનો હાથ પકડયો. અને કંપતી વસુધા મહંતની સાથે ચાલી–

વાડી અને નગર વચ્ચે એક ન્હાનું સરખું ઝુંડ આવે છે, ત્યાં પવિત્ર તળાવડી છે. મહંત એ તળાવડીમાંથી જળ કમંડળમાં ભરીને નિત્ય પુજન કરતો, તે પુષ્પ લઇને આજે પાછા ફરતાં તળાવડી-માંથી જળ ભરવાને વસુધાની રજા માગી.

"બેટા ? યહાં ખડી રહે, મયેં વો તળાવડીમેંસે જળકા કમંડળ કટોરા ભરકે આતા હું !" ગુરૂજી જળ ભરવા ચાલ્યા. અને વસુધા ત્યાં ઉભી રહી. એક રાફડાની કોર પાસે વસુધા આમ તેમ વન વૃક્ષ પર ઉડતાં–કલ્લોલ કરતાં પક્ષિઓને નિહાળતી હતી, એવામાં એક ઘાતકી રીંછે તેણીના પર તરાપ મારી, અને આંખના પલકારા પેઠેમ કમ્મરથી પકડી, બે હાથ વચ્ચે શરીરને અદ્ધર રાખીને ચાલતો થયો.

"ધાઓ ! ધાઓ ! કોઇ દુષ્ટ રાક્ષસ મ્હારૂં હરણ કરી જાય છે."

આ સ્વર મદાલસા, અથવા તો માલતીનો ન હોય, એ રીતે

કરૂણ કરતી વસુધા ચાલી, સીતાનો સંભ્રમણાંનો સ્વર તો ન હોય, કેમકે તે પિયુ વગરની હતી. વસુધાનો કઠણ સ્વર સાંભળીને મહંતે પાછું ફરી જોયું તો કોઇ મલ્લ–મસ્તાન પુરૂષ, પેલી ચંદ્રાનનાને ઘડીવારમાં ચલિત કરી–છેતરીને ચાલ્યો જતો જણાયો. મહંતે જલદીથી જળ ભરી લીધું, અને પાછળ દોડયો, પણ તેટલામાં તે એક ઉંડાણ જગ્યામાં ઉતરી ગયો.

આ લોકો કોણ હતા? વસુધાની પાછળ પડેલા બે મરાઠા જુવાનો રાઘવ ને માધવ હતા. તે હનુમંતરાવના પાકા શત્રુ હતા. સરકારને ખોટી ખબર આપીને પકડાવનારા એ હતા પોતે કાવતરાં ચોર ટોળકીવાળા છે, ને હનુમંતરાવ પોતાના મંડળમાં છુપો સામેલ છે, એમ છુપી ચીઠ્ઠી સરકારમાં મોકલી હતી. અને તે આધારે પ્રથમ આ આબરૂદાર ગૃહસ્થને પકડવામાં આવ્યો હતો. કેમકે પોલીસ ધારતી હતી, કે છુપાં કાવતરાંખોરોને પકડવાને હનુમંતરાવ હથિયાર થઇ પડશે. હનુમંતરાવ જો નિર્દોષ હશે, તોપણ તે ખરૂં કહેશે; અને સામેલ હશે, તોપણ છુટવાની લાલચે ખરી હકીકત જાહેર કરશે. આ એક છુપી પોલીસની પોલીસીનુ પરિણામ હતું. પાડાની પીડે પખાલીને ડામ દેવાનો હતો. હાંક સુલેમાન ગાલ્લી, કૌન દેખતા હય!

રાઘવ અને માધવ કેટલાક દિવસથી તક સાંધીને બેઠા હતા. અને છેવટે જ્યારે તેને ખબર મળી, કે હનુમંતરાવપર જપ્તી આવી છે, ત્યારે તેઓ હનુમંતરાવને ત્યાં પહોંચ્યા, પણ ત્યાંથી માલમ પડયું, કે તે જપ્તીદારો વાડીએ ગયા છે, ને વસુધા પણ ઘરમાં નથી, એટલે વાડી તરફ વળ્યા. વાડીમાંથી હનુમંતરાવને તથા નાયકાને પકડીને સિપાઇઓને દુર ચાલ્યા જતા જોયા, અને તેમાં વસુધાને જોઇ નહિ, એટલે વિમાસણ કરવા બેઠા. વસુધા કયાં હશે, તેનો વિચાર કરવા લાગ્યા. અરધા કલાકમાં તેમની દૃષ્ટે વસુધા આવી, અને ઝુંડમાં આવતાંજ તે લોકો તૈયાર થઇ

ગયા. મહંતને એક જણે પકડવે, ને બીજાએ વસુધાને ઉપાડી જવી, આ સંકેત કર્યો. પણ તેવામાં તો મહંત પાણી લેવા ગયા—તે લોકોએ પ્રભુનો ઉપકાર માન્યો. મહંત કુંડમાં ગયો, કે વસુધાને ઉંચકી અને બન્ને જણ પલાયન કરી ગયા. મહંત બિચારો, હાથ ઘસતો રહ્યો—અફસોસ કરતો નગરમાં પહોંચ્યો—અને વસુધા કોણ જાણે કયા પાપી કુંડમાં પડી !!

વાંચનાર ? વસુધાનું હરણું બની ગયું. મદનિકા અને જયન્તનું શું થયું ? એ પ્રકરણ તો હવે બીજા ભાગમાંજ વાંચવું પડશે. કેમકે જયન્તને મુંબઇથી મળેલા અરજંટ તારથી રત્નનગરીનો પવન હાલ તો ત્યાગવો પડયો છે !!

હાલ આ રમણીય પાત્રોને રત્નનગરીમાં રહેવા દઇને મુંબઇ નગરી તરફ નજર કરીએ; ગુણીયલ ગુણવંતી અને રસીલી રમા તરફ દૃષ્ટિ ફેરવીએ.

---

## પ્રકરણ ૧૮ મું.



### રમા સાસર વાસમાં.

કોઇ પણ બાળકને સાવકી માતા મળો, તો ગુણી બ્હેન જેવી મળજો. નિર્દોષ ને મધુરી રમાની રાત–દીનની આ વિશુદ્ધ જપમાળ, તેના પ્રચલિત જીવનને સુખપ્રદ થઇ પડી છે. સુમતી ગુજરી ગઇ. જયન્તને પોતાની પ્રેમ પ્રસાદીમાં ‘ રમા ’ નામનું સુંદર વિલાસતંતુ બાળક સોંપી ગઇ, જયન્તે જીંદગીની પર્યાપ્તિ માની લીધી. રમાને રમાડીને, ઉછેરીને, પરણાવીને, વાનપ્રસ્થ થવાનો નિશ્ચય, અને સુમતીના અસ્તિને કાશીપુરીમાં—ગંગાજળમાં પધરાવીને શાન્તિ લેવાની ઇચ્છા, અંતે ગુણવંતીએ ટાળી—ખરેખર ટાળી—સુમતીને વિસરાવે, સુમતીની મનોવાંચ્છના, વાસના ભૂત રૂપે પુરી કરાવે, રમાને પુત્રી તુલ્ય

ગણીને અપૂર્વ પ્રેમભાવે પોષે, અને વિતર્કી નબળા મનના વિલાસી જયન્તની શુદ્ધિ સ્થિર કરાવે, એવો કોઇ પણ વિભૂતિમંત્ર હોય તો તે ગુણવંતી હતી. સુધરેલા સંસારનો ઝળકતો તારો કહો, ભાગ્ય–વિધીનો સિતારો કહો, ગૃહરાજયની રાણી કહો, જીવન–પ્રભાની નાણી કહો, ગંગા–જળનુ પાણી કહો, કે જગત માંહેનું એક પવિત્ર પ્રાણી કહો, પણ ગુણવંતીએ સદ્દવિધાના પ્રભાવે જયન્તની જીંદગી સુધારી રમાને પ્રેમથી પાળી ! !

કોઇ કહેશો ? આજના સુધારાના ઉડતા પવનમાં આમ તેમ ડોલતી નવયૌવના સુંદરીઓ, મેત્રીકનાં પુછડાં લટકાવનારી ઘર–સંસારનો બોજો માથા પર ઉંચકીને, પિયુડાનાં, ઘરનાં ને બહારનાં ભીંતરનાં ને ઉપરનાં મનોવિલાસી સુખડાં હાથમાં ઝીલીને, અને એક હથ્થુ વ્યવહાર ચલાવી મંત્રી તરીકે સાફલ્યતા મેળવનાર ગુણી જેવી અન્ય મધુરી ઠામઠામ છે ? માતા વિનાની દીકરી, બાપના લાડમાં ઉછરેલી, ઘર–સંસારના ક્યાંયે બોજાનો બોજ માથે ઉચકવાનું નામ સાંભળેલું નહિ, અને અન્ન–જળ કે અગ્નિ–પ્રસાદની માત્ર ઉદર પોષણ જેટલીજ પરવા હતી, તેણે જયન્તના ઘરનો ગૃહસ્થાશ્રમ સવિતા પેઠેમ જગતમાં પ્રકાશતો કર્યો, એવી એકાદ મેત્રીક બાનુ બતાવશો ? મુખની શોભા, જીભની શોભા, ગુણની શોભા, પતિની લાડકી, વિદ્યાનિધીની તરંગિણી, દરેક રીતે આવડતવાળી, અને મુનિવરને મોહાવે તેવી સ્વરૂપા છતાં, શાન્ત મનની, ગરીબ સ્વભાવની, કોઇ બે બોલ અદેખાઇ વડેજ કહે, તો પણ નમ્રપણે સહન કરનારી, નિંદા શબ્દનો પરિધ્વંસ કરીને 'કીર્તિના નામનોજ સુખ–પાઠ કરનારી ગુણવંતી તો ભાગ્યવંતનાજ ઘરમાં હોય ! લક્ષ્મીને કલંક પણ ગુણીને નહિ, સીતા પર અપવાદ, પણ ગુણીપર નહિ ! દમયંતી દુઃખી પણ ગુણી નહિ ! આજ સુધી અખંડ સૌભાગ્ય ને સુખ મેળવનાર ગુણી બ્હેન તે ગુણી ! રમાનાં લાડ પાળનારી ગુણી ! માતાની યાદ થવા

ન દેનારી ગુણી–જગતની નિંદક જીભડીયોને પોતાની સમા બાળભક્તિ ભાવે કીર્તિ કરાવનારી ગુણી–એજ ગુણી કે રમાને પુર્વ જન્મે પણ માતા તરીકે મળો, તો ગુણી બ્હેન મળો, એવી ભક્તિભાવે ભજાવનારી ગુણીને રમા હરઘડી જપતી હતી.

નિર્દોષ રમાનું ગરીબ બચપણ ગુણીએ સંભાળ્યું, ત્યારથીજ તેણીનામાં પણ ગુણીનજ સદ્‌ગુણ પ્રવેશ થયા. ગુણીનાં લટકાં તેની આવડત, તેની બોલવાની છબછપ, તેની પહેરવાની ફેશન, અને તેની હસવાની માધુર્યતા, જાણે રમા કેમ ગુણીના ઉપરનું માંસલ હોય! હા, સંગત શું કરી શકતી નથી! કુદરતની ઘટનાને ફેરવી શકે છે. ભમરી ચાહે, તો જીવડાંને પોતાનું રૂપ આપી શકે છે, તો શું માણસ કેવળ સ્વભાવ બદલી ન શકે?

રમાનું યૌવન ખિલી નીકળ્યું! જે બાળકને આપણે પારણામાં હસતું જોયું છે, એ બાળક આજે યુવાનીના બહારમાં ઉભેલું રમતું ભમતું જોઇએ છીયે. કાળની અજબ ગતી છે. એક સમય એવો હતો, કે રમાના બાળ–વિલાસનું વર્ણન હોંશથી કરતાં, તે આજે તેની મદમાતી કાયા–માયાનું વર્ણન કરીએ છીયે. સમયની બલિહારી છે. સમય ચક્રના આંટા અસંખ્ય છે. જન્મ વિજન્મના તારા અગણિત છે.

રમાનો હસતો ચહેરો આજે કંઇક ભીંજાયલો, કદાચ ગરમીના ઉકળાટથી-પ્રસ્વેદનાં પાણી છવાયલાં હોય, ગુલાબી ગાલ લાલ થઇ જાઇ ગયા હોય, તેવો જણાતો હતો. પુનેમની ચંદનીનું ઉજવળ કીરણ જાણે દુધના કુંડમાં પડયું હોય, તેવી કેવળ શુદ્ધ ઉજવળતા રમાના મુખપર છવાયલી હતી. તેણીનો મનમોહક ચેહેરોજ કહી આપતો હતો, કે આ સૌદર્યવંત પ્રતિમા પ્રભુની એક અમુલ્ય પ્રસાદી છે.

માણેક જેવી ગરવી સાસુના હાથમાં કંઇક વિશેષ સંસ્કાર પામેલી રમા, જેટલી ફેશનેબલ તેટલીજ સાદી હતી. તેની ટાપટીપ

ને આવડત એવા પ્રકારની હતી, કે માત્ર સાદી મોતીની માળ કે સાદી ચોળી સાળુમાં દીપી નીકળતી હતી. તે ગરીબ બિચારા મણી-ભાઇને યોગ્ય હતી. મણી જેવો ગરવો ને સાંદો હતો, તેવીજ રમા હતી. અલબત રમાના મુખડાનો મોહક ચેહરો મોટા મુનિવરને અંજાવે તેવો હતો. પશ્ચિમ–પારીસની રૂપસુંદરીના ફાંટાબાજ ફેશનેબલ લટકાળા ચેહરાને હઠાવે તેવો હતો. બ્રહ્માએ કદાચ નવરાશ વેળાએ ઘડયો હશે. ગુણીના હાથમાં તે વૃદ્ધિ પામ્યો, ને પ્રભુની પુર્ણ કૃપા તળે ઉછરી ગયો, પછી તેનામાં ગુણુનીયે શી ન્યુનતા હોય! રમા તે રમા! દીકરી તરીકે માબાપને રાજી કર્યાં, પુત્ર વધુ તરીકે સાસરીયાંને સંતોષ્યા, એજ રમા!

રમાને વીરપુર લઇ જવાની યોજના ચાલતી હતી. આજ સુધીમાં રમા એકાદ વાર માત્ર થોડા દિવસની મોજ મેળવવા વીરપુર ગઇ હતી. હવે મણીલાલ સહિત રમાને જવાનો સંકેત હતો. પણ બીજી તરફથી બાબુના વાળ કહડાવવા માટે ગુણવંતીને બનારસ જવાની તાકીદ હતી. ને રમાને સાથે લઇ જવાની હતી, એટલે માણેકની મુસ્કેલી અને ગુણીનો આગ્રહ, આ બે પુર વચ્ચે અથડાતાં પાણી જેવો દેખાવ થઇ રહ્યો. હવે સાસુજી થયાં હતાં. દુબળી ડોશીની ધનવંત વહુ અને મ્હારાં રંકના રત્ન શબ્દ સાંભળનારી નમ્ર માણેક એક રમા જેવી ગરીબ બાળાની સાસુજી થઇ હતી–વખતનો ફેરફાર કંઇ વિચિત્રજ છે. જુની આંખે નવા તમાશા જોવાનું જીવતરની જીંદગીમાં જનોને માથે જડેલુંજ છે.

"સાસુજી? મને મ્હારી ગુણી બ્હેન સાથે જવા દેશો? મ્હારા ભાઇના વાળ ટહાડા કરાવાને ગુણી બહેન જાય, અને જો હું નહિ જાઉં, તો મને અને તેમને બન્નેને ખોટું લાગશે. ગુણી બ્હેનને ઓછું તો ન આવે, તો પણ મનમાં દઝાય ખરાં, કેમકે લોકમાં શું બોલાય?

મ્હારી ગુણી બેનને અપવાદ આવે તેવું ન કરાય ! સાવકી માતા તો ગુણવંતી બ્હેનજ મળો; પણ જગતને તો નિંદાનો તાંતણો હાથ ચડવો જોઇએ, ને તેમ થશે, તો ગુણી બ્હેને આજ સુધીમાં મ્હારી કરેલી બરદાશ પર નીંદાખોરો પાણી ફેરવશે."

રમાનાં આ લાલિત્ય ભરેલાં ગર્ભિત વાકયો પોતાની સાસુના અંતઃકરણમાં આબાદ ઉતરી ગયાં. માણેકે જવાબ દીધો–સાસુ તરીકે લગાર વડીલાઇથી કહ્યું.

"રમા ? ત્હારૂં મન કચવાય કે ગુણી બ્હેનના દીલમાં દુઃખ થાય, તેમ કરીને તને વીરપુર લઇ જવાની મને જરૂર નથી; પણ ત્હારા સસરા બિમાર છે. હું તેમની સારવારમાં રહીશ, તો પછી ભોજનગૃહ સંભાળવાનું અને સૌને જમાડવાનું કામ એકલા રસોયાના ભરૂસા પર મુકવું અનુકુળ થશે નહિ !"

"લીલુ બહેન પણ અમારી સાથેજ આવવાનાં છે, અને માત્ર થોડા દિવસ જમવાની અગવડ વેઠી શકાશે. હું માંદી હોઉં તો શું કરીએ ?" એટલું કહેતાંજ રમા રડી પડી–માણેકને દયા આવી ને તેણીએ બનારસ જવાની રજા આપી. સંસારી સુખ-દુઃખથી ઘડાયલી સાસુ મળો, તો માણેક જેવી મળજો; કે રમાના હૃદયમાં તેની મરેલી માતાનો ભાવ, અશ્રુથી ભીંજાયલા ગાલ પર અને રસથી છવાતી જીભ પર આવી ન અથડે. મોજી મહારાજને માણેકે કાચો જવાબ આપ્યો, એટલે તે ગયા પછી રમાએ સાસુને વિનંતી કરી, ને તે સ્વિકાર થઇ. મોજી મહારાજે માણેકનાં વચનો સંભળાવ્યાં, એટલે ગુણીને સહજ બળાપો થયો. અને તે પોતે જાતે માણેકને બંગલે ગાડી જોડાવીને ગઇ, બંગલેથી ગુણીએ ટેલીફોન કર્યો, અને માણેક બહેન બહાર જતાં હોય, તો અટકી જાય, એવું જણાવ્યું. ટેલીફોન આવતાં પહેલાં તો રમાએ સાસુજીની રજા મેળવી હતી. અને

માં નવાઇ નથી. મહારાજા સાહેબે તેમને દિવાન તરીકેજ નહિ, પણ ત્રિ, મુરબ્બી ને હીતસ્વી તરીકે રાખ્યા છે. ને કુન્દનભાઇએ તેવીજ તે પોતાનું કરીને ટેવ્યું છે. તેથી સઘળો બોજો વધારે ભારરૂપ થઇ પડે છે. નોકરી દાખલ જોખમદારીનો જે બોજો હોય છે, તે કરતાં પોતાનું ગણીને કામ કરવામાં મગજને વધારે ત્રાસ પડે છે."

"તોપણ દેશી રાજાઓનો કશો ભરૂસો નહિ! તેમને ખાતર જીંદગી જોખમમાં મુકવા. છતાં જ્યારે તેનું મગજ ચસકી જાય, હજુરીયાઓનાં પેટ ન ભરાવાથી દિવાનની ચુગલી કરીને, રાજનું સત્યાનાશ વળાવવા ઉશ્કેરી દે, ત્યારે એજ રાજા નબળાઇથી પોતાનું હિત ન તપાસતાં, કે મંત્રીવરની વફાદારી તરફ કશું ન જોતાં, દગો દઇને તરકડા થઇ ઉભા રહે છે; એવા દાખા આપણી દેશી રજવાડામાં થોડા બનતા નથી. ખુદ હમારે માટેજ એવું બન્યું તો?"

"ખરી વાત છે. રજવાડાની હાલની સ્થિતી કાંઇક નબળી લાગે છે. રાજાની જીંદગી પરવશ પડેલી હોય છે, તેનો મુખ્ય આધાર હલકા ને સ્વાર્થી હજુરીયાઓ છે. દિવાન જેવાને પણ હજુર કરતાં હજુરીયાઓને વધારે ખુશી રાખવા જોઇતા હશે? જો નોકરીનું ખરૂં સુખ માનો, તો બ્રિટિશ રાજમાં છે! ખુશામત કે વડાઇનું કામજ નહિ! માત્ર તમે વફાદારીથી ફરજ બજાવો, પછી સલામીની પણ જરૂર નહિ!"

"અમારૂં સુખ તો મૃગજળ જેવું છે. વીરપુર રાજમાં વળી હાલ નવી ખટપટ જાગી છે. પ્રભુ જાણે વળી શુંયે હશે?"

"રાજને માથે દુશ્મન ઘણા! તેમાં ભાયાતોની ખટપટ તો પ્રભુ તોબાહ કહે છે!"

"ને એજ માટે હું જલદી જવા ચાહું છું. જોકે રમાના પિતાને તાર કર્યો છતાં હજી આવ્યા નથી, કદાચ આવી પહોંચશે, પણ

અમે તો તૈયારી કરી રાખી છે."

"જો તમારી મરજી હોય તો પ્રભાતમાં અમે પણ તમારી સાથેજ ચાલીએ. લીલુ બહેન સુરત છે, તેને પણ અમારી સાથેજ લેતાં જઇએ."

"હા, એ વધારે સારૂં છે. પરમ દિવસે મેલ ટ્રેનમાં લીલુ તેના પતિ તરફ બનારસ જવા રવાના થનાર છે. તમને અજમેર લઇને લેવી પડશે."

"હા; હું આવી, ત્યારે પણ એજ માર્ગે આવી હતી. અને જવાની પણ ત્યાંથીજ છું. કેમકે અમદાવાદ એકાદ ટંક રહીશું, પછી તો ઘરનાં સૌની મરજી હશે, તેમ કરીશું. તમે લીલુ બહેનને પત્રથી આજે ખબર આપજો, તેમને તો જવાનું નક્કી છે. અમારૂં નક્કી થશે, તો તાર કરીશું, હું રમાને લઇ જાઉં છું." એટલું કહીને ગુણવંતી ઉભી થઇ.

માણેકે રમાને રજા આપી. રમાએ સાસુને પ્રણામ કર્યા. ગુણવંતી અને રમા ચોકમાં આવ્યાં. માણેક તેને વળાવા આવી. હજી ગાડીમાં બેસવાને ગુણી તથા રમા ઓટલા નીચે ઉતરે, ત્યાં નીલમનો નોકર ખબર લાવ્યો, કે નવલરાય ગુમ થઇ ગયા. અને નીલમ બહેનની તબીયત બગડી છે! આ ખબર સાંભળીને સર્વે ગુણીની ગાડીમાં બેસીને નીલમને બંગલે ગયાં. નિર્દોષ નીલમનું ભવિષ્ય બગડયું, તે બગડયુંજ! અંતે પણ તેના સૌભાગ્ય પર અપવાદ આવ્યો.

---

## પ્રકરણ ૧૯ મું.



## પ્રયાણ અને વિદાયગિરી!

"નીલમગવરી! તમે શાન્તિથી આરામ લ્હો! તમારા મગજ

પર હજી ગરમીનો પરિતાપ ચાલુ છે." ડૉકટર પોપટે પોતાના હમેશના માયાળુ સ્વભાવ પ્રમાણે નીલમગવરીને ધિરજ આપી.

"ડૉકટર સાહેબ? મ્હારૂં ચિત બહુજ વિહવળ થયલું છે. મને દવા કશી અસર કરશે નહિ!"

"મનની નબળાઇને લીધે તમને આ દુઃખ થાય છે. તમારા શરીરમાં કશો રોગ નથી. તોપણ હું રતનલાલ શેઠને જે કહેવાનું છે, તે કહીશ. નવલરાય વિષે તમારા મનમાં બહુ ઊંડો શોક ઘર કરી રહેલો છે, પણ ભાવી આગળ માનવી લાચાર છે. તમે જ્ઞાની છો, એટલે વધારે કહેવાની જરૂર નથી જો મન ગુચવાડામાં પડી જાય, તો બે ઘડી ગીતા હાથમાં લઇને મનન કરજો, હું રજા લઇશ!" ડૉકટર પોપટ ગયા. અને માણેક તથા ગુણવંતી અને રમા આવ્યાં. તેઓએ નીલમને શાન્તિ આપી. સુખ–દુઃખની વાતો થવા માંડી. ગુણવંતી અને રમાને બનારસ જવાનું હતું તે, અને માણેક વીરપુર જવાની છે, તે વિષે વાતો થઇ. બે ઘડીની વાતોના વિશ્રામથી નીલમની મનશક્તિ સ્થિર થવા લાગી. જ્યારે એકલી રહેતી, ત્યારે તે વિચાર પર ચડી જતી, ને તેથી તેને ફીટ આવતું, આ સમર્થ રોગને તે શરણે થઇ. અરધો કલાક બેસીને સૌ વિદાય થયાં.

રમા ને ગુણી ઘેર ગયાં–કેદમાંથી છુટેલી રમા આજે છુટથી ફરવા ફરવા લાગી. સાસરવાસમાં જાણે ઇંદ્ર-વૈભવ હોય, પણ માબાપના ઘરની ઝુંપડી અને સુકી રોટલી, પોતાનાં ભાંડુંઓના સમુહમાં દીકરીને એટલી તો મીઠી લાગે છે, કે વખતે સાસરવાસનો વૈભવ ને મોટાઇ કોઇ કિમ્મતમાં હોતાં નથી.

ગુણી પોતાની વ્હાલી રમાને લઇ આવી. અને પ્રભાતમાં કાશી તરફ વિદાય થવા માટે તૈયારી કરવાં લાગ્યાં. જયન્તને ગુણીએ પોતાનું પ્રોગ્રામ જણાવી દીધું. એટલે તેણે ગોરને તાર કર્યો, અને કાશીનો

બંગલો કબજે લઇ, ત્યાં સઘળી ગોઠવણુ કરીને અમદાવાદ આવવા જણાવ્યું.

પ્રભાતે ગુણવંતી તથા રમા, બાબુભાઇ તથા મોજી મહારાજ અને માણેક વગેરે ખાસ રીઝર્વ બોકસમાં મુબઇથી રવાના થયાં.

વાંચનાર ? નીલમ-માણેક અને સન્તતિના આ પ્રથમ ભાગમાં સર્વે પાત્રોના જીવ અધર લટકતા જોવામાં આવે છે. નાયિકા નીલમ પોતાના પતિ-નાયક નવલના ગુમ થવાની વેદનામાં માંદગીને બિછાને પડી છે. કુળવાન રતન પોતાના સ્વામી રાજેન્દ્રનો વિયોગ રહેતી પિતાની રાહ જોતી રત્નનગરીમાં રમે છે; માણેક પોતાના ભરથારની માંદગી જાણીને વીરપુર જવા ઉપડી છે. અને વીરપુર રાજની ખટપટ શી હશે, ને તેનું શું પરીણામ આવશે, તે ચિન્તામાં માર્ગ કાપે છે. ગુણવંતી પોતાના પ્રિય બાળકની પાંચ વર્ષે પુરી થતી પ્રતિજ્ઞા પ્રતિપાદન કરવાને રમા તથા ચંદુ સહિત કાશી પુરી તરફ રવાના થયા છે. અને રત્નનગરીમાં વિશુદ્ધ પ્રેમી જયન્ત પોતાની પ્રિયાના પ્રેમને છેહ દઇને પેલી ગુણિકાપુત્રી મદનિકાના પ્રેમ બન્ધનમાં પડયો છે ! આ સર્વ ખળભળાટનો અંત તો ઇશ્વર લાવશે, ત્યારેજ આવશે, પરંતુ હાલ તો તેની રચનાની અનુપમ લીલા જોવાને અને પાત્રજનોની હવે પછીની સ્થિતી જાણવાને અવશ્ય આતુર થઇશું.

કવિવર દયારામ કહે છે. કે-

રવની ઇક શ્રી રામ જૂ ગન નાયક ઇક દંત;
શેષ, ચંદ્ર, મન, આતમા, પતિવ્રતા ઇક કંથ !-

**સન્તતિ-દર્શન.**



દેલવાડાકર-વાર્ત્તામાળા-નં. ૧૯.

# નીલમ-માણેક.

અને

# સન્તતિ

સચિત્ર-સંસારી નવલકથા. આવૃત્તિ બીજી.

## ભાગ-બીજો.

साध्वी शीलवती दयावसुमती दाक्षिण्य लज्जावती ।
तन्वी पापपराङ्मुखी स्मितवती मुग्धाप्रिया लाविनी ॥
देव ब्राह्मणवन्धु सज्जनरता यस्यास्ति भार्या गृहे ।
तस्यार्थागम काममोक्षफलदां कुर्वन्ति पुण्यप्रिया: ॥ *
पतिर्हि देवो नारिणां पतिर्बन्धुः पतिर्गतिः ।
पत्युर्गति समा नास्ति दैवतं वा यथा पति ॥ *

* જે પુરૂષના ઘરમાં સ્ત્રી પતિવ્રતા, શીલવતી, દયારૂપી, ધનવાળી, ડહાપણ ભરેલી, લજ્જાવાળી, પાપથી દુર રહેનારી, હસતા મ્હોડાની, દેખાવડી, પ્રિય બોલનારી, દેવ-બ્રાહ્મણ અને કુટુમ્બીઓ તથા સજ્જન પુરૂષો પર પ્રીતિ રાખનારી હોય છે, તે પુરૂષના ધર્મ, અર્થ કામ અને મોક્ષને પુન્યપર પ્રીતિ ધરાવનારા દેવો સફળ કરે છે.

* પતિજ સ્ત્રીઓનો દેવ, બંધુ ને ઉત્તમ ગતિ ગણાય છે. સ્ત્રીઓને પતિના જેવો આશ્રય અથવા દૈવત બીજું નથી.

# પ્રકરણ ૧ લું.



## હિમ્મગીરીના ઉદય-ઘાટ પર મન-પંખીનું પ્રાતઃસ્નાન !

"સુંદર ગિરિનાં શૃંગ, ચુંબતાં જલધરગણ ને,
પવિત્ર સાધુ વૃન્દ, જગવતાં સાંજ અલખને;
મૃગ-જળ સરવર તીર, પડયો છે રમણીય રસ્તો,
જગ સજી જનારા તણો, પંથ સંતોને સસ્તો.

'ચંદ્રકાન્ત'

આ વ્હાણું વાય નવું આજ, મન્દ ધીર પ્રકાશ લાગે,
ધીમી ધીમી ઉઘડે મુજ આંખ, સૂર્ય મંડળ ઉચું આવે;
આ ગિરી શૃંગ પ્રભાત હોમ, થાતો તે કાળે;"

* * * * *

કરતાં મન-પંખી કલ્લોલ, સ્નાન આ પ્રાતઃકાળે !

પ્રાતઃકાળમાં રવિરાજ મહારાજની સ્વારી પૃથ્વીદેવીના મંદીર ભણીથી પધારી, અને રાજ્યભૂમિના જનલોકને દર્શન દેવા ચાલી ! સેવક જનો ખમાં પુકારવા લાગ્યા. સુંદર તરૂવરો પર પક્ષી ગણો કલ્લોલ કરવા લાગ્યાં. સાધુજનો, ભકતજનો, તાપસીજનો, જલ અંજલી વડે, ઉદય-ઘાટ પર ઉભા રહીને, ઉદય-ભાણુને અર્ધ્ય દેવા લાગ્યા. સાધ્વી સ્ત્રીઓ, સાૈભાગ્ય સુધારવા નિમિત્તે સૂર્યદેવને કંકુ છાંટીને, તલવટ ટીલડી કપાળ પર કરી, બે હાથે પ્રત્યક્ષ દેવનાં ઓવારણાં લઇ, પતિ-ભક્તિ દર્શાવવા લાગી ! જળ-કમળ પ્રફુલ્લિત થઇ, સૂર્યકીરણોનો પ્રસાદ ચાખી, શંકરના શીર પર ચડવાને તલપી રહ્યાં. જળ-તરંગો, ઉદય-ઘાટનાં ચરણ સ્પર્શ કરતાં કરતાં મહાસાગરને નમસ્કાર કરવા ચાલ્યા-વાયુના વિમાન પર બેસીને માર્ગ કાપવા લાગ્યા. ઘાટ પરનાં તરૂવરો આશિર્વાદ

આપવા લાગ્યાં ! આશામાં તણાતું, લપટાયલું પંથી-હૃદય, એક કાળે ભંગ થશે; કાં કે જ્ઞાન છતાં અજ્ઞાન બની, માયાના પ્રભાવે મન મૂર્ખ બની, દેહથી દુઃખી થશે. તે કરતાં ચૈતન્ય હીણુ ઝડરૂપ ઝાડો સુખી છે. એમ એક માયાવી જ્ઞાનીને લાગ્યું !!

સૂર્યદેવની પ્રભા જગત પર પડતાં પહેલાં તાપસીજનો કર્મ ક્રિયામાં તલ્લીન થઇ રહ્યા હતા. મહાત્મા જનો, સાધુજનો, સત્સંગની ભલી ભાવનાઓનું સ્મરણ કરી રહ્યા હતા, યોગીજનો ધ્યાનાવસ્થેત્ થઇ રહ્યા હતા. અને પંથીજનો, પ્રાતઃસ્નાન કરવા માટે ઉદય-ઘાટ પર આવી ચડ્યા હતા.

હિમગિરીના શ્રૃંગપર બિરાજતી કૈલાસપુરીના અધિષ્ટાતા મહાદેવ શંભુએ, તાપસી ભગીરથ રાજાની ઇચ્છા તૃપ્ત કરવા, પાપમોચની ગંગાને જટામાં રાખીને, પછી જગને પાવન કરવા છુટી મુકી દીધી; એ ભગીરથી હિમગિરીના ઉદય-ઘાટને ધોતી ધોતી, મહાત્માનાં ચરણ લ્હોતી લ્હોતી, હિમગિરીની રમણીય ઘટના જોતી જોતી, મહાસાગરને મળવા ચાલી. પાપી મનનો મેલ લ્હેતી લ્હેતી, અવાચ્ય પશુની તૃષા ટાળી આનંદ દેતી દેતી, તાપસીનો, તપતા પ્રવાસીનો આશિર્વાદ લ્હેતી લ્હેતી ચાલતી હતી, અને તેની સાથે એક મન-પંખી પ્રવાસી પણ ચાલ્યો આવતો હતો. ચાલતાં ચાલતાં ઉદય-ઘાટ ઉપર આવી ચડ્યો. અને અહીં તેનું મન શાન્ત-તૃપ્ત થઇ ગયું ! મલીન મન જાણે પવિત્ર થયું હોય, મગજ પર ચડેલો ભાર ઉતરી ગયો હોય, શરીર પર ચડેલો શ્રમ નાશ થઇ ગયો હોય, સંસારી સુખ-દુઃખનાં આવરણો ટળી ગયાં હોય, જીવન-ચિન્તા પરહરી ગઇ હોય, અને કેવળ કૈવલ્ય પદનાં દર્શન થયાં હોય, એમ તેને લાગ્યું ! આહા ! ઉદય-ઘાટ પર બેસીને તેણે ચોમેર દૃષ્ટિ કરી; તેને એમજ લાગ્યું, કે સંસાર-સાગરમાંથી આજ પર્યંત ક્ષાર રહિત પવિત્ર જળ પીવાનો જે ઓરતો રહી ગયો

હતો, તે હવે પુર્ણ થયો !

માયાવી ચક્ષુને નિર્મળ માનીને, અંધાપો ગ્રાહ્ય કર્યો હતો, તે પર હવે પ્રકાશ પડયો ! મૃગજળને સ્થિર જળ માનીને પીવાની મિથ્યા લાલસા વૃથા હતી, એનું હવે ભાન થયું ! સંસારના ચળકતા વૈભવો, કેવળ શુન્ય ને ઝાકળ રૂપ છે, એમ હિમગિરીના શ્રૃંગ ઉપર ચડીને, જ્ઞાન દૃષ્ટિએ જોયું, તો તે સત્ય ઠર્યું. પ્રેમ, કેવળ મોહના પડમાં છુપાયો છે. એ વાત સિદ્ધ થઇ ! સંસારીઓ માત્ર કર્મ સંબંધે મળે છે, અને તેની પ્રીતિ-ભાવના વર્ષાના વ્હેળા જેવીજ ક્ષણીક અને શ્રાવણની વાદળીયોના સરવડીયાની ધારા જેવી છે, પણ મોહ કે સ્વાર્થ ટળ્યા પછી તે સુકાયલી જમીન પર તલવલતા કંકર પેઠે અભાવ વાળી છે, એમ સિદ્ધ થયું ! આખરે જે સ્થિર-ચીર છે, તેજ રહેવાનું છે; અને જે વ્હાલું કહેવાય છે, તે કોઇપણ સંગાથી થવાનું નથી; માત્ર કર્મની પ્રભા, આત્મ-દર્પણમાં દેખાય એટલોજ પ્રકાશ, માયાવી અંધકારમાં માર્ગ બતાવવા મિત્ર રૂપે સાથે આવનાર છે; અને ઉદય-ઘાટની પાછળ ગુપ્ત ચાલતી વૈતરણીમાંથી તારવા માટે સાથે રહેનાર છે, એમ તેને લાગ્યું !

મન-પંખીની ચક્ષુ પિત્તવાસી થવાથી તે ઘડીભર નેત્રપર હાથ મુકી, મગજ બ્રહ્માંડને આધીન કરવા ઉદય ઘાટ પર બેઠો;

केनाप्यनर्थरुचिना कपटं प्रयुक्तमेतत्
सुन्हत्तनयनबन्धुभयं विचित्रम् ।
कस्यात्र कः परिजनैः स्वजनो जनोवा-
स्वप्नेंद्र जालसदृशः खलु जीवलोकः ॥ *

* * * *

श्रियोदोलालोला विषयजरसाः प्रान्तविरसाः
विपदोहं देहं महदपि धनं भूरिनिधनम् ।

वृद्धच्छोको लोकः सततमबला दुःखबहला-
स्तथाप्यस्मिन्घोरे पथि बत रता हन्त कुधियः ॥ †

દશરથ સુત રઘુરાજા પણ અયોધ્યા નગરીનાં રાજ-સુખ તજીને હિમાલયમાં ગળાયા! યુધિષ્ટર અને પાંડવ બન્ધુઓ પણ સંસારના ક્લિષ્ટ-સ્નેહથી હારીને ગત થયા હતાં! મોક્ષદાયિની ગંગામાં સ્થુળ દેહ પડયો હોય, અને કર્મ-વિપાકે કરીને આત્મ શુદ્ધિ થઇ હોય, તો ત્રિવિધ તાપ ટળી જાય; સાક્ષાત્કાર પ્રભુ દર્શન મળી જાય!

अनित्यानि शरीराणि वैभवो नैव शाश्वतः ।
नित्यः सन्निहितो मृत्युः कर्तव्यो धर्म संग्रहः ॥ *

---

*અનર્થ કરવાની રૂચીવાળા કોણે, મિત્ર, પુત્ર અને બન્ધુવાળું આ વિચિત્ર કપટ-જગત રચ્યું? કોણ કોનો ચાકર, કોણ કોનો મિત્ર, અથવા કોણ કોનો માણસ છે? આ જીવ-લોક તો સ્વપ્નામાં જોવાયલા ઇન્દ્ર જાળ જેવો છે.

† લક્ષ્મી, ડોળાના જેવી ચંચળ છે. વિષયના રસો પરિણામે નિરસ છે. શરીર, વિપત્તિનું ઘર છે. સંપત્તિ એ મોટું મરણ છે. લોકો શોકથી ભરપુર છે. સ્ત્રીઓ દુઃખ દેનારી છે. તો પી અજ્ઞાની જનો સંસારના ઘોર માર્ગમાં મચ્યાજ રહે છે?

* શરીરો નાશવંત છે. તેમજ વૈભવો પણ શ્વાસત નથી. અને મૃત્યુ નિત્ય પાસે રહેલું છે. માટે ધર્મનો સંગ્રહ કરવો.

મન-પંખીને આ પ્રકારની ઝંખના પ્રાપ્ત થઇ, અને અંતે શુધ્ધિ માર્ગે તેને આત્મ-સચન થયું, કે—

महता पुण्यपण्येन क्रीतेयं कायनौस्त्वया ।
पारं दुखोदधेर्गन्तुं तर यावन्न भिद्यते ॥
नोत्पद्यते विना ज्ञानं विचारेणान्यसाधनैः ।
यथा पदार्थमानं हि प्रकाशेन विनाक्वचित ॥ *

"જગત્ મિથ્યા" આ વિચાર સજીને આત્મ-કલ્યાણનો માર્ગ શોધતો મન-પંખી બહુ પંથ કાપી, પાપને માપી, મનેન્દ્રિયનો વિકાર કાપી. શુદ્ધમતિ સ્થાપીને ઉદય-ઘાટ પર પ્રાતઃસ્નાન કરવા લાગ્યો. જગત્ માયાનું કથન કરવા લાગ્યો-મંત્ર ભણવા લાગ્યો.

आयुः कल्लोल लोलं कतिपयदिवसस्थायिनी यौवन श्री
रथीं संकल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोमपूराः ॥
कण्ठाश्लेषोपगूढं तदपि च न चिरं यत्प्रियाभिः प्रणीतां
ब्रह्मण्यासक्तचित्ता भवत भवत्रयांभोधिपारं तरीतुम् ॥ *

---

* મહા પુન્યરૂપી ધનના બદલામાં, તે કાયારૂપી નાવ, દુઃખઃ રૂપી સંસાર તરવાં માટે ખરીદેલું છે; તે તે ભાંગી ન-જાય, ત્યાં સુધીમાં તરી લ્હે; સુવિચાર વિના અન્ય કોઇ સાધનોથી જ્ઞાન ઉત્પન્ન થતું નથી. પદાર્થ જ્ઞાન, પ્રકાશ વિના થતું નથી.

* આયુષ્ય, પાણીના, મોઝા જેવું ચંચળ છે યૌવન-શોભા પણ કેટલાક દિવસ સુધીજ રહેનારી છે. ધન પણ સંકલ્પ જેવાં છે. વૈભવોના સમુહો પણ વર્ષારૂતુની વિજળીના ચમકારા જેવા ક્ષણિક છે. અને સ્ત્રીઓથી કરાતું કણ્ઠાલિંગન પણ લાંબો વખત સુધી રહેવાનું નથી. માટે હે પંખી? તમે ભયંકર ભવ-સાગર તરવા માટે પરબ્રહ્મમાં ચિત્ત લગાડો!... ... ... ( ચંદ્રકાન્ત )

"રાવનકે સમ બાવન વીર, રહ્યા ન ગયો સો ભગો કહેનીકો,
શેષ સુરેષ મહેષ ગનેશ, સબેં ચલિ જાઇ તો ઓર રહીકો.
કાલ કરાલકે આનનમેં સબ, જાય બુવે અરૂ ખાય અમીકો,
ચેતકે હેત કરો હરીસેં, જો ગઇ સો ગઇ અબ રાખ રહીકો.

* * * *

તન સુકાય પિંજર કરે, ધરે રેન દિન ધ્યાન;
તુલસી મીટે ન વાસનાં, બિના બિચારે જ્ઞાન.

મન-પંખી, ઉડવા લાગ્યો. ચોમેર માનસિક સૃષ્ટિ નિહાળી, પણ મનોરથ સફળ થઇ શકે, એમ ન લાગ્યું. હજી વૈકુંઠાશ્રમમાં પહોંચવાનું હતું. માર્ગ અજાણ્યો હતો. સમાધી યોગ કે જ્ઞાનચક્ષુ વડે ત્રિકાળ દર્શન શીખવાનું હતું. સંસારી વિદ્યાર્થિએ જ્ઞાનાંજલી લઇ તપતા શરીર પર છાંટી હતી. ને તેને લીધે વિપત્તિ-તાપ સહજ નરમ પડયો હતો. શરીરનો આન્તરીક ને બાહ્ય ઉછળેલો તાપ નરમ પાડવા હિમગિરીના શ્રૃંગ ઉપર જવા ધારતો હતો. મન-પંખીએ ઉદય-ઘાટ પર પ્રેમ-જળ વડે પ્રાતઃસ્નાન કર્યું; અને વેદ ચક્ષુરૂપ સૂર્ય નારાયણને નમસ્કાર કર્યો.

મગજ-બ્રહ્માંડ શાન્ત થયું. શ્રમિત પ્રવાસી એક સુંદર કલ્પિત આમ્રવૃક્ષ પર બેઠું ! આહા ! ત્યાં તેની દૃષ્ટે શું પડયું ?

कतिः कति न वसन्ते वल्लयः शाखिनोवा
किसलयसुमनोभिः शोभमानाबभूवः ।
तदपि युवजनाना प्रीतये केवलोऽभूत्
अभिनवकलिकाली भारशाली रसालः ॥ *

अधिश्रीरुद्याने त्वमसि भपयः पल्लवचयो
धुरीणः कल्याणे तव जगति शाखा श्रमहराः ।
मुदे पुष्पोल्लेखः फलमपि च तुष्टयै तनुभृतः
रसाल त्वां तस्माच्छ्रयति शतशः कोकिलकुलम् ॥ * २

મન-પંખીની કલ્પના, વૃક્ષની રસાયણુતા પર જઇ ચડી. આમ્ર-ઉત્કૃષ્ટતા, આત્મ રૂપ-વાણી રૂપ-કલ્યાણ રૂપ, ઇશ્વર રૂપ માની; અને સ્થુળ શરીર સાથે સુક્ષ્મ શરીરની અવસ્થા વિચારવા લાગ્યો.

આહા! ભવ-સાગરના ભરતી-ઓટમાં ખેંચાતા ને તણાતા, અથડાતા-અફળાતા, અને પાષાણને ચુર્ણ કર્ણ કરીને રજ બનાવતા તરંગોના ઘા, સ્થુળ શરીરને સ્હેવા પડે, તે કરતાં આ જડ રૂપ આમ્ર વૃક્ષ કેવું સુખી છે? જીવન-મરણના આઘાતમાંથી તે મુક્ત તો નથી, પણ અજ્ઞાને કરીને દુઃખ શોસતું નથી, પાપ વ્હોરતું નથી. તેથી તે સુખી છે.

દુઃખથી, ભયથી, સુખથી, સંતાપથી, પ્રેમહીણ પંખી ગ્લાની પામ્યો. પોતાના કરતાં અન્ય સુખી, આ કલ્પિત સૃષ્ટિનું સ્વરૂપ લક્ષ પર આવ્યું, અલખ લખનો અમૃત પ્યાલો પીવાને ચિત્ત ચચળ થયું! ક્યાં જવું? સત્સંગી વિના શુદ્ધ પ્રેમ-જળ કોણ પાય? પ્રેમ, કામ, શાન્તિ અને સુખ એ ચારનો સંગમ કેમ થાય? તેલ, દીવટ, કોડીઉં, અને કાંડીનો સંગમ થાય; પણ તેની પવનની ચોટ લાગે, તો હોલાઇ નહિ જાય?–સ્થૂળ શરીર પંચમહા ભૂતનું બનેલું પુતળું છે. કામ-ક્રોધાદિ ષડ્રિપુથી સંધાયલું છે! તેનો પ્રબળ પરિતાપ સહેવવાને પૂર્વનાં વિશુદ્ધ કર્મ જોઇએ! કાષ્ટને તોડવાને કુહાડો જોઇએ! આ પ્રપંચ, આ કષ્ટ, આ સંતાપ શાને સ્હેવવો? ગૃહસ્થાશ્રમ ધર્મ સર્વોત્તમ છે ખરો; એ આશ્રમ વડે, જગતનો ઉદય અને ઉદ્ધાર છે

---

* ૧ વસન્ત ઋતુમાં કેટલાંક વૃક્ષો અને કેટલીક કલિઓ પુષ્પવત ન થઇ હશે, પરંતુ યુવાનો અને યુવતીયોને પ્રિય અભિનવ કલિયોના ભારથી લચેલો માત્ર એક રસાળ આંબો થયો.

* ૨ વન-વાડીમાં તું શ્રીમાન છે. ત્હારો પલ્લવ-સમુહ, કલ્યાણ માર્ગમાં અગ્રણીય છે. ત્હારી શાખાઓ શ્રમહર છે. ત્હારાં ફૂલડાં આનન્દ આપનારાં છે. ત્હારૂં ફળ અમૃતરૂપ છે. તેથીજ કોકીલકુળ ત્હારો આશ્રય લેવા દોડી આવે છે!

ખરો, પણ ભાવી ફળિભૂત થયનું હોય તો ! સુઘડ સ્ત્રી, માન જાળવનારી સંતતિ, યથા શક્તિ ધન, અને શુદ્ધ મન, પણ તે પુર્વના સંસ્કાર વિના ક્યાંથી મળશે ? અને કદાચ તે મળે, અને મન કદી મોહમાં પડીને, વિવિધ વિચિત્ર વસ્તુ પર મોહ ઉત્પન્ન કરે, ને ડીચનો જીવ ગંદી વાસનામાંજ લય પામે, તો આ માનવ જીવનની પ્રસાદી સફળ કયમ થયલી કહેવાય ?—એ તો—

બાળકપણ ખેલમેં ખોયા,
જુવાની કામમેં ખોયા,
બુઢાપા દુઃખમેં રોયા.

જેવું થાય; ત્યારે ચોરાશી લક્ષ યોનિમાં, જનમ–મરણનો અધિકારી જીવડો કયે કાળે ગતિ પામે ? " આહા ! મન–પંખીને તરંગની લ્હેરોથી નિદ્રા આવી ગઇ; અને કલ્પિત સૃષ્ટિના માનસિક સુખનાં સ્વપ્નાં જોવા લાગ્યો.

સંસારમાં સુખ ક્યાં ? કોને છે ? જનક વિદેહીએ યોગ ભૃષ્ટ જીવડાનો ઉદ્ધાર કરવા કયા પ્રકારે આત્મશોધન કર્યું ? તેને શું ભાસ થયો ?—

**संसारः स्वप्नतुल्यो हि रागद्वेषादि संकुलः ।**
**स्वकाले सत्यवद्भाति प्रबोधेऽसत्यवद्भवेत् ॥** *

" બેટા ! મનુષ્યને કોઇ જન્મના કર્મવિપાક શેપ રહ્યા હોય છે, તે ભોગવવાનેજ પરમાત્મા તે જીવને આ લોકમાં જન્મ આપે છે. જે જીવાત્માને બ્રહ્માની ઐક્યતાની પ્રાપ્તિના કામમાં અપુર્ણ રહે છે,

* દ્વેષાદિથી ભરપુર સંસાર, સ્વપ્ન તુલ્ય છે; નિદ્રામાં જેમ સ્વપ્ન સત્ય જેવું ભાસે છે, પણ જાગૃતમાં મિથ્યા થાય છે, તેમ અજ્ઞાનાવસ્થામાં સત્ય ભાસે છે; ને પ્રબોધ થતાં સંસાર પણ અસત્ય મિથ્યા થઇ જાય છે.

જેણે વૈરાગ્ય વાસના લીધી નથી, તે જીવો યોગ ભ્રષ્ટ થાય છે! કામવાસના તૃમ કરનારા જીવોની પણ હદ હોય છે। મન ભૃષ્ટ થવા ન દેનારા તાપસી, ગ્રહસ્થાશ્રમ ધર્મમાં પ્રવર્ત્ત છતાં યોગી જેવા, એવા જનકરાજાની વૃત્તિધારકોને ધન્ય કહેવાય છે। પરંતુ નિર્માણ્ય વસ્તુ અલૌકિક છે. એ વિષે, જનકના આત્મ શોધનની કથામાં રાવણનું દૃષ્ટાન્ત વિચિત્ર છે. રાવણની કન્યા, એક ચણ્ડાળને વરશે, આ વાત વિધાત્રીએ રાવણને કહી; રાવણે તે કન્યાને સમુદ્રમાં નાખી દીલી, અને ચણ્ડાળને દેશપાર કર્યો, પણ નિર્માણ્ય ટળયું નહિ, રાજપુત્રી એક રાજભૂમિકામાં નીકળી; તે રાજાને ત્યાં ઉછરવા લાગી. પેલો ચણ્ડાળ એજ રાજાને ત્યાં આવીને ભાગ્યયોગે રાજપદ પામ્યો; ને તે રાવણકન્યાને વર્યો આ રીતે નિર્માણ્ય ટળ્યું નહિ। જનક રાજાને આશ્ચર્ય થયું; અને એજ રીતે આત્મશોધન કરીને પાવન થવા. મુક્તી પામ્યા. આ દૃષ્ટાન્તની જોડે જનકરાયને બીજું સ્વપ્નું થયું હતું; એજ પ્રકાશ આપણા પ્રવાસી મન-પંખીને પણ પડ્યો.

'તપોવનમાં પંચવટી નજીક શ્રી રામચંદ્ર, પોતાની પ્રિયા સતી સીતાને લઇ, લક્ષ્મણજી સહિત, યોગી વેશે, પણ ધનુર્ધારિ સંત બનીને આશ્રમમાં બેઠા છે; અને પંખીગણ વૃક્ષ ઉપર ચડીને તેમની દયાજનક સ્થિતી જુએ છે.

"આહા! દૈવી સ્વરૂપ રામ-સીતા, અયોધ્યા નગરીનું રાજપાટ તજીને, તપોવનમાં ટહાડ-તાપ સહે છે. દશાના બળે, રાજસુખથી ભ્રષ્ટ થઇ, રાજ-પોશાક તજીને, યોગી રૂપે સમય વ્યતિત કરે છે. ભાગ્ય-યોગનું નિર્માણ્ય ટાળવા કોણ સમર્થ્ય છે। દેવને પણ દુઃખ પડે છે, તો માયાવી મતલબી જીવડો, સ્વાર્થના રણમાં કૂદકા મારતાં કેમ નહિ ઘવાય? જય જય રઘુરામ, સીતા પતિ જય!"

આ વિચિત્ર ચિત્ર, મન પંખીના જોવામાં આવ્યું.

અયોધ્યા પતિના રાજયોગ પર મોહ થયો. દુઃખમાં પણ સુખ છે. અને વિપદ્કાળ એજ વૈરાગ્યપદ મેળવવાનો માર્ગ છે. વૈરાગ્ય એજ મોક્ષનું ધામ છે. એ ધામમાં પહોંચવાને જે વિકટ કષ્ટ વેઠવાં પડે, દારૂણ અરણ્ય સ્હેવાં પડે, તે ભોગવીને આત્મ-કલ્યાણ કરી, જનમ-મરણનો ભય ટાળવો, આ નિશ્ચય થયું; અને તેણે હિમગિરીની તાપસી સૃષ્ટિમાં સ્વપ્નદ્વારા પ્રવાસ કરવા માંડયો. આહા! હિમગિરીની ગુફાઓનાં વૃક્ષો, અને મૂર્તિમાન પાષાણમાં પડેલાં તાપસી લોકોનાં કર્મ-દર્શન કરવાને મન-પંખી ભાગ્યશાળી થયો. ભાવીની ભૂખ ટળવા લાગી. જગતની માયા કળવા લાગીઃ—મન-પંખીએ કલ્પિત પ્રવાસ શરૂ કર્યો.

હિમગિરીની તળેટીમાં કેટલાંક સાધુજનો આ ભજન ગાતાં ગાતાં જતાં હતાં. હૃદયની ઉર્મિ વચનામૃત ઝીલતી હતી. વાસનામય સુક્ષ્મ-દેહ, સચ્ચિદાનંદના ચરણમાં નમતો હતો!—ભાવના સિદ્ધી મેળવવા, ભક્તિ પ્રસાદી ધરતા હતા. જ્ઞાન-દીવી વડે આરતી કરતા હતા.

ભજન કર ભગવતનું ભાવે, વૃથા સંશય મન કયમ લાવે?
મૃગજળનાં સરવર તેં દીઠાં, રેતીમાં મંદિરડાં!
હવામાંહિં કિલ્લા બાંધીને, સુખ મેળવના જીવડા—

સાધુનાં ભજન સાંભળીને મન-પંખી જાગૃત થયો. સત્સંગીઓનાં દર્શન કર્યાં; અને મનોપદેશ થવાથી તેમનીજ સાથે હિમ-સૃષ્ટિ જોવા ચાલ્યો. ગયો તે ગયો.

---

# પ્રકરણ ૨ જું.

## સત્સંગ નિરૂપણ!

હિમગિરીની શિતળ પ્રભામાં કોમળ તનના માનવીની શી ગતિ? તનથી ને મનથી કેવળ સદૃઢવાદી હોય, તેમનોજ આ નિવાસ-પ્રદેશ છે! સાધુજનો અને પેલો મન-પંખી ટેકરાઓ ચડતા હતા. વિવિધ પ્રકારનાં વિચિત્ર સ્થળો અને કુદરતી લીલા જોવામાં આવતી હતી. ભજનનો આનંદ, શ્રમને વિસરાવતો હતો. પ્રેમ અને ભકિતનો ભાવ હૃદય કમળને વિકસાવતો હતો. સાધુજનનાં સત્સંગમાં સચ્ચિદાનંદના સથવારા વિના બીજું કોઇ ન હતું. પરમાત્મા સર્વાત્મારૂપ થઇ ગયો હતો. શારીરિક સુખની વાન્છના ત્યાજય થઈ હતી. મનોવિકાર ને મનોવિલાસપર તિમિર છવાયલું હતું. ભવવત્ ભજન અર્થે દેહીને જેટલું કષ્ટ પડે, તેટલું વેઠવાનું પણ લેવાયલું હતું. ઐહિક સુખ પ્રાપ્ત કરવું, એજ નિશ્ચય હતો. મન-પંખી પણ સાધુ સંગમાં પ્રવાસ કરવા લાગ્યો.

પ્રવાસ કરનારાઓને માનસિક સૃષ્ટિનુ નવુંજ દિગ્દર્શ થાય છે. પેલો મન-પંખી, હિમગિરીના પ્રવાસ કાળે જે જે કંઇ જોવા લાગ્યો. તે વેળાએ તેને જ્ઞાન થવા લાગ્યું.

પ્રભાતનો પ્રવાસ મધ્યાન્હ કાળે પહોંચ્યો. સંતજનો એક ભગીરથ ઘાટ પર વિશ્રામ લેવા બેઠા. આ સંગથી પેલા મન-પંખીને કંઇ અધિક જ્ઞાન પ્રાપ્ત થાય, કે મન-યોગને માર્ગ મળે તેમ લાગ્યું નહિ; તેણે કૈલાસનો માર્ગ પકડયો. સંતોને નમીને, વિવેકી પંથી આગળ ચાલ્યો. તપતો સૂર્ય કોમળ ચામડીને દગ્ધ કરતો હતો; તો પણ તેના વિકાર, તાપ કરતાં તે વધારે કઠીણ ન હતો, એમ તેને લાગ્યું. પ્રભુ સ્તવન કરતો, સંસારનાં દુઃસહ દુખોથી કંટાળીને ભગવત ભજનમાં દેહ પાડવાની, અને સાક્ષાત્કાર ઇશ્વર-લીલા જોવાની ઇચ્છા રાખતો એ ચાર

ગાઉ ચાલ્યો, એટલામાં એક કોઇ મહાત્માની પર્ણકૂટી નજરે પડી. આ પર્ણકૂટીમાં બે ત્રણ યોગી પુરૂષો, કોઇ મહાત્મા રૂષિજનો સમક્ષ બે હાથ જોડીને કથા શ્રવણ કરતા.-હતા. મન-પંખી પણ ત્યાં જઇ ચડયો. મહાત્માને દંડવત કર્યા. સખા મંડળે અતિથીનો સત્કાર કર્યો. કથા-પાન કરનારાના આગ્રહથી તે પંથી પણ પ્રવાસનો ને મનનો શ્રમ હરણ કરવા બેઠો.

મહાત્માશ્રીનાં ધર્મ કથનો ચાલે છે, એટલામાં એક અંગ્રેજ પ્રવાસી તાપથી વ્યાકુળ થયલો પર્ણકૂટી કને આવી ચડયો. ભારતના પ્રવાસ અર્થે નીકળેલો સાહેબ હીંદી ભાષા જાણતો ન હતો. અંગ્રેજી નું જ્ઞાન હતું, પણ જંગલમાં તેની વાત સમજનાર ને પ્રત્યુત્તર દેનાર કોણ હોય? તે સાહેબ આ સ્થળમાં આવ્યો. કથા બંધ પડી. અંગ્રેજ સમસ્યામાં સમજાવવા લાગ્યો. પણ તેટલામાં તો પેલો મન-પંખી અંગ્રેજીમાંજ બોલ્યો.

"આપને શું જોઇએ છે?" પંખીના આ વાકયથી સાહેબને બહુજ શાન્તિ થઇ. હિમ પ્રદેશમાંથી તે એકજ વસ્તુ મેળવવા ચાહતો હતો. ને તે મહાત્માઓનું જીવન-કર્મ જાણવા ઉત્સુક હતો, અંગ્રેજી ભાષા જાણનારા પુરૂષનો સમાગમ થયલો જોઇને તેના મુખ કમળ પર જળ છંટાયું, અને તેનું હૃદય વિકાસ પામ્યું. તે બોલ્યો, "હું દુનિયાનો પ્રવાસ કરવા નિકળ્યો છું. આ પ્રદેશ મને બહુ પ્રિય લાગે છે. પણ કમભાગ્યે હું આ દેશની ભાષા જાણતો નથી. મને આ સ્થળના મહાત્મજનો કનેથી એસીયાટીક ધર્મનું સાયન્સ જાણવાની કંઇક ઇચ્છા છે" સાહેબની આ ઇચ્છા, મન-પંખીએ મહાત્માને જણાવી. મહાત્માએ પોતાની ભાષામાં સમજાવવા ઇચ્છા બતાવી. ત્યારે તે પ્રકારનું ટુંકું વિવેચન અંગ્રેજીમાં સમજાવવાનું પંખીએ માથે લીધું. ને એક અતિથીને આનંદ આપવાનો તેણે ધર્મ માન્યો. મહાત્માજનોના

ધર્મ—કથનમાં જો કે ભંગ થયલો લાગ્યો, પરંતુ પોતાના ધર્મનું રહસ્ય પરદેશીઓને અર્પણ કરવામાં મહા ધર્મ સમજ્યા; અને પેલા મન-પંખીની લાવણ્યતા વાક્ચાતુર્યતા, ધર્મજ્ઞતા, અને નમ્રતા સહિત વચનો સાંભળવા લાગ્યા—

ભારતના મહાત્મા જનો, તેની ઐહિક સુખ મેળવવાની ઇચ્છા, મદન—મોહનને તાબે નહિ થવાનો હઠયોગ, કેવળ ભગવત પરાયણ દેહ કરવાનો અત્યાગ્રહ, સંસારની શાન્તિ, ને અવતાર સિદ્ધીનું સાર્થક, અને ક્ષુલ્લક પ્રાણીથી તે મહાન નર સુધીનાં જીવન—કર્મનો સંક્ષિપ્ત આભાસ આપવાને મન-પંખી અંગ્રેજીમાં બોલ્યો—

"INDIA is a God-intoxicated country," said Professor Wordsworth; with that felicity of phrase, which we should have expected from him. *Professor Wordsworth is a grand-son of the poet* Wordsworth; and well the grand-sire knew, and well does the grand-son know, the worth of words.

Yes; India *is* god-intoxicated. Consider, please. There-are, roughly speaking three-hundred-and-thirty million gods, in the Hindu Pantheon. And the Hindu population in India must be numbering, roughly speaking, two-hundred-and-eighty-seven millions. Well; there are *nearly two* gods, or, to put it accurately, there are "a god; and a fraction" for each Hindu inhabitant in India !

સાહેબ આ વૃતાંત જાણીને બહુજ આનંદ પામ્યો. અને મહાત્મા મંડળનો ઉપકાર માનીને માર્ગે પડયો. મન-પંખીએ સાહેબને સમજાવેલા મર્મનો ભેદ ટુંકમાં કહી બતાવ્યો-મહાત્માને ખાત્રી થઇ કે આ મન-પંખી કોઇ વિદ્વાન અને કૂલીન લાગે છે. તેમને પુછવામાં આવ્યું કે તે કોણ છે, ને શા ઉદ્દેશે આ માર્ગમાં પ્રવાસ કરે છે? મનપંખીએ ઐહિક સુખ મેળવવાની અને સાક્ષાત્કાર યોગ-દર્શન કરવાની ઇચ્છા બતાવી. મહાત્માએ આશિર્વાદ સમેત સહર્ષે કહ્યું કે આ કૈલાસ માર્ગ છે. તે માર્ગ વચ્ચે એક રામમંદિર છે, તેનું વૃતાંત અનુભવવા યોગ્ય છે, અતિથીએ આ મંદિર વિષે ઉભય મુમુક્ષને જણાવ્યું, કે તે હિમાલયની તળેટી નજીક આવેલું. છે. સાહેબગંજથી કહીઆર અને અને અયોધ્યા થઇને ત્યાં જવાય છે. ચૈત્ર સુદી રામ નવમીને દિવસે મોટી જાત્રા ભરાય છે, અને તેમાં લાખમાણસો ઉપરાંત ભેગાં થાય છે. જે સઘળાઓ તળાવોને કાંઠે તથા બાગ બગીચામાં વાસો કરે છે, જેનો રાતનો દેખાવ બહુ જોવા લાયક બને છે. મૈથીલ બ્રાહ્મણોનો તથા હિમાલય પહાડ ઉપરના અને તળેટીનાં રહેવાશી લોકોનો પણ મોટો જમાવ થાય છે.

પહાડી લોકો માટે તાજુબી જેવું એ છે કે પહાડનાં ઉપરનો રહેવાસ છતાં સુંદરતા અને પહેરવેશ બહુજ ઉંચા પ્રકારનો રાખે છે-જાણે મોટા મહેરના લોકો કરત્તાં વધારે શોભતો હોય છે. એટલું જ નહિ પણ સંસ્કૃત જ્ઞાન વધારે છે, તે સાથે ગીતાજી તથા રામાયણ ઉપર સ્ત્રી પુરૂષો બંનેને સંપૂર્ણ દ્દઢતા ભરેઘો ભાવ હોય છે. બ્રાહ્મણ કાયચ સિવાયની કોમો જાપાનીનાં ચેહેરાની હોય છે, અત્રે ઝાડની છાલના કાગળો ઘણાં બનાવે છે. તેનાપરના અક્ષરો પાણીથી બગડતા નથી. તેમ સેંકડો વરસ સુધી કાગળને ઘુવા ખાઇ શકતા નથી. નેપાલી બોલી સિવાય હિંદુસ્થાની પણ લોકો બોલે છે.

શ્રી રામચંદ્રજીનું દેવળ મોટા તળાવથી પશ્ચિમમાં છે. જેમાંની મૂર્તિ લગભગ બે હજાર વરસ ઉપરની છે. તે મંદીરની પશ્ચિમમાં એક વડનું ઝાડ, જે હાલ પણ પડેલું હયાત છે તેમાંથી એ મૂર્તિ ઉપર જનકમહારાજનું મંદીર છે. જે રસ્તા ઉપર છે. તેની પશ્ચિમમાં શ્રી સીતામાઇનો લગ્નમંડપ ચોરી અને મંદિર છે.

આ મંદિરો જીર્ણ થવાથી પુણ્યશાળી પ્રતાપી ત્રીકમગઢની રાણીશ્રીએ જંગલોની મુશ્કેલીઓ છતાં આરસ પથ્થર વગેરે લાવી બાર લાખ ઉપરાંત રૂપીઆ ખરચી અલૌકિક ભવ્ય મહેલરૂપ મંદિર બંધાવી તૈયાર કરાવ્યું છે. જેની પ્રતિષ્ઠા ધામધૂમથી થઇ ગઇ છે. આટલા બધા દુર જંગલમાં કેમ બધી ચીજો આવી શકી હશે, એ હાલના કાળમાં બહુ અચંબો પમાડી રાણીને પરમાત્માએ તીર્થ ઉધ્ધાર કરવાની પ્રેરણા કરી એમ માન્યા સિવાય બીજું સુજતું નથી.

આ અલૌકિક મંદિર હું નથી ધારતો કે બીજા કોઇ પણ તિર્થ સ્થળે હશે. જાણે દશરથ રાજાનો પ્રાચીન મહેલ હોયની તેવો, જાણે સ્વર્ગમાંથી હાલજ આવ્યો હોય એમ એ મંદિર જોતાં ભાસ થાય છે. ચાર બાજુ ભવ્ય કોઠા, ફરતાં ચારે બાજુ દીવાનખાનાં અને વચમાં મંદિરના મંડપની છુટનો વિસ્તાર કોઇ અલૌકિક છે. તેમાં સેંકડો માણસો બેશી શકે કે જાવ આવ કરે તો ભીડ માલમ પડેજ નહી; તેમ હવા ઉજાસ કોઇ અદભુત બુધ્ધિ વાપરી ગોઠવણ કરી છે. મૂર્તિનો દેખાવજ અતુલ્ય છે કે જેવી કયાંય પણ નથી.

શયનગૃહ અને ભોજનગૃહ માટે હું અલ્પ મતિ શું કહું? હાલમાં એ રાણી સાહેબ મંદીરનો ઉધ્ધાર કરી ભવોભવનું કલ્યાણ લઇ સ્વર્ગસ્થ થયાં છે.

જાત્રાવાસીઓને ઉતરવા માટે પણ પુરતી સગવડ છે. પૈસા ભાડાના ફક્ત ૨૦ થશે, પણ અતુલ્ય લાભ છે.

તલાવો, બગીચા, ગામની શેરીઓનો દેખાવ ભક્તિવાન પુરૂષોને પ્રાચીન વાતો પ્રત્યક્ષ બતાવી મન ઉપર અલૌકિક છાપ પાડે છે.

તળાવોમાં. લાખો માણસો માટે આઠ ગાઉ દુરથી નહેરની માફક પાણીની નીક વાળવામાં આવી છે. લાલ. નદી માંથી જરૂર પડે પાણી ભરાઇ છે.

ધનુષબાણવાળો એક ભાગ પાંચ માઇલ દુર ઘડા જંગલમાં છે. ત્યાં પાચ ગજ લાંબો અને ૪–૫ ગજ પોહોળો જમીનમાં દટાયલો એક પાષાણ જેવો, ઝીણાં ઝીણાં છીદ્રવાળો બે આંગળ ફક્ત બહાર દેખાવ આપે તેઓ સ્થંભ છે. ફરતો ગઢ ચણેલો છે તે ભાગ વધતો જાય છે. પુર્વ પશ્ચિમ તે ગઢ લંબાતો જાય છે લોકો ચણાવે છે. ત્યાં ફરસરામની મુર્તિ આલૌકિક છે.

ત્યાં પણ તળાવે મોટાં ને સુંદર છે.

પશ્ચિમ તરફ તળાવ ઉપર ચારે બાજુ રૂષિઆશ્રમો ને બગીચા છે, જેમાં હાલ સાધુઓ રહે છે. આ દેખાવ કેટલો આનંદ ને અચંબો ઉપજાવે તે વિશે હું અલ્પમતી શું કહી શકું. ત્યાંથી પડોશમાં વરાહક્ષેત્ર છે. જે હિમાલયના મધ્યની સપાટીપર છે.

અહીંથી એકાદ કોષ પર મોટું વેરાન જંગલ છે. ત્યાં વનરાજનો મોટો ભયંકર જથ્થો છે. જોકે તે કોઇ પણ પ્રાણીને રંજાડતા કે દુઃખ દેતા નથી. ઇશ્વરી ચમત્કાર જોવાનું એ સ્થળ છે. ઘાતકી પ્રાણીઓ પણ યોગ–માયાને વશ થયલાં છે. તેઓ નિત્ય જળ–પવનનો આહાર કરનારાં છે. માંસને અડતાં નથી. ઘાતકી પ્રાણીઓ દયાના રૂપમાં ફેરવાઇ ગયલાં છે; તે વન નિર્ભયપણે ઓળંગીને આગળ ચાલતાં એક મોટી ગુફા આવશે. તેના દરવાજામાં એક હરણનું બચ્ચું અને એક સિંહનું બચ્ચું રમતું હશે. ત્યાં જઇને તે બચ્ચાંને. આનંદ આપવા એક ભજન ગાવું; ભજન પુરૂં થતાંજ તે બચ્ચાંઓ દરવાજે

ઉઘાડી આપશે, ત્યાં જઇને મહાત્માનાં દર્શન કરવાં, ને મનેચ્છા તૃપ્ત કરવી.

મન-પંખી આ માર્ગ જાણીને આનંદ પામ્યો, અને મહાત્માનાં ચરણ-કમળ દાબીને બે હાથ જોડી હૃદય પુર્વક ધર્મ ભાવ રાખી પંથે પડયો.

આહા! એ મન-પંખીની દૃષ્ટે શું શું વિચિત્ર દેખાવો આવ્યા હશે ? હિમગિરીના તાપસી સ્થળમાં ઘાતકી પ્રાણીઓ પણ ઉચ્ચ દીલનાં થઇ જાય છે, તો માનવ જાતનું જ્ઞાની હૃદય, જે માયાના પડમાં માત્ર વીંટળાયલુંજ છે, તેને વિકાસતાં શી વાર લાગે! કયું અભાગી માનવી હોય, કે આ તપોવનમાં યોગાશ્રમમાં, ને મુક્તિ સ્થાનમાં જ્ઞાનપદ પ્રાપ્ત ન કરે!-ઐહિક સુખ સંપાદન ન કરે?

---

## પ્રકરણ ૩ જું.



### મનોરથ-સૃષ્ટિ.

વ્યાધી વનનો અનુભવ મેળવવા નીકળેલો મન-પંખી એકદમ ચાલ્યો, એટલે ઝુંડમાં પ્રવેશ થવા પામ્યો. ડુંગરોની કઢણ અને કેટલાંક નાળાં જોયાં. શિતળ અને નિર્મળ જળ નિરખીને એકાદ અંજલી મુખમાં છાંટી, ક્ષુધા અને તૃષા તોડી નાખી હતી. તાપ અને ટહાડને સંસારના કલહ અને અવિકલ્પી દુઃખથી કંટાળેલા માણસે હવે પોતાના દેહનું કલ્યાણ કરવા, અને ઐહિક સુખની પ્રાપ્ત કરવા અર્થે અક્ષર દેહને વિકટ કષ્ટના અગ્નિમાં તાપવા મુકયો હતો. તે ચાલતો ચાલતો એક ગુફા નજીક આવ્યો, ત્યાં તેણે એક મઢ જોયો. આ મઠની અલૌકિકતા જોતાં મન વિસ્મય થાય તેવું હતું. ભારતના ઉત્તર પૃથ્વીના તળીયામા જાણે

ઈંદ્ર લોક માટે આ મહાસ્થલ ચણાવેલું હોય એવું લાગતું હતું. મન-પંખી શ્રમિત થઇ ગયો હતો. જે સ્થળે તેજ પ્હોંચતું હતું, તે એટલું તો દુર હતું કે ત્યાં જતાં માર્ગમાં સહજ વિશ્રાન્તિની જરૂર હતી. તે પેલા મહા મંદિર તરફ ચાલ્યો. આહા ! તેની અદભૂત કારીગિરી જોઇને તે છક થઇ ગયો. મંદિરના મુખ દર્શનમાં **श्री राम** શબ્દ કોતરાયલા હતા એટલે તેણે જાણ્યું, કે આ મંદિર શ્રી રામચંદ્રજીનું હશે. અને તે કોઇ રામભકતે યત્ન કર્યો હશે." ગોસાઇજી શ્રી તુલસીદાસની પર્ણકુટી આ મંદિરની આસપાસ હોવી જોઇએ. એવી કલ્પના મન પંખીને થઇ, પણ તે કલ્પના સહજ વારમાં વિશ્રાન્તિ રૂપ થઇ પડી. જ્યાં મંદિર નજીક મન પંખી આવ્યો, ત્યાં એક વૃદ્ધા વયની રાક્ષસી રૂપ ભગવતી હાથમાં માલા લઇને ઉંમરપર બેઠેલી જોઇ. આ યોગિનીનું સ્વરૂપ કંઇક વિચિત્ર હતું. વનમાં રેહનારી અને કુદરતી મુખચર્યા કરતાં કંઇક ભયંકર સ્વરૂપવતી નારી હતી. મનપંખીએ તેને નમસ્કાર કર્યા. ડોસીએ તેનો સત્કાર કર્યો. મન પંખીએ પુછ્યું.

" ભગવતી ? આ સ્થલનું નામ શું ?

" બેટા ? આ હિમગિરીનું રામસ્થળ છે. આ મંદિરનું નામ રામ મંદિર છે. મહાત્મા જનોનાં વચનો પ્રમાણે તેને મનોરથ સૃષ્ટિ કહેવામાં આવે છે.

" શું અહીં સકળ મનોરથ સફળ થાય છે ? "

" હા; પણ માત્ર ઐહિક સુખ અર્થે જે જીવ દેહી ઇચ્છા રાખતો હોય તેનાજ અર્થનું છે. "

" હું એજ ઇચ્છા રાખું છું. આ પ્રદેશમાં પ્રવાસ કરવાનો અન્ય હેતુ હોઇ શકતો ન હોવો જોઇએ. "

ત્યારે તો તમે અંદર પધારો પણ સાંભળો, તમે એક વાત લક્ષમાં રાખજો. આ સ્થળમાં એક ગુપ્ત મંડળ છે. તેઓ ભારતી દેવીના પુજની-

કો છે. તેમના નિયમો પાળવા પડશે. તેમના કાર્યમાં સામેલ થવાની પ્રતિજ્ઞા લેવી પડશે."

"ધર્મ, અર્થ કામ ને મોક્ષની ઇચ્છા વાળાઓના નિયમો તેવાજ હશે. ને જ્યારે સદ્દવતિ હશે તો તેમાં સામેલ થવાને હું હડીશ નહી-"

"ભારતમા ઉત્પન્ન થયેલો કોળા હોળ શાંત કરવા માટે એ મહાત્માઓએ એક મંડળ ઉભું કરેલું છે."

"તે કયા પ્રકારે ભારતનું કલ્યાણ કરવા ચાહે છે ?"

"એમનો હેતુ રાજકીય રણજંગ જગાડવાનો નથી. માત્ર ધર્મની ગ્લાની ટાળવા માટે છે. ભારતમાં હાલ જે ધર્મનો કોળાહળ ઉત્પન્ન થયો છે, તેની શાન્તિ માટે પ્રયત્ન ચાલે છે."

"ભગવતી ? મને જણાવશો કે એ પંથનો નિયમને હેતુ શો છે ? જો મને રૂચે તો તે સૃષ્ટીના મહાત્મંજનોનાં દર્શન કરવા હું આવું; જો મ્હારાથી તે નિયમ કે પ્રતિજ્ઞા ન પાળી શકાય તો હું માર્ગે પડું ?"

"મુમુક્ષુ ? આ મંડળ ધર્મના માર્ગને સરળ તથા શ્રદ્ધાવાન બનાવવા ઇચ્છે છે. જેમાં દાખલ થનારા જનો ધર્મજ્ઞ તથા સ્વદેશપ્રેમી હોવા જોઇએ. ભારતીય જનલોકમાં વિદ્વેશી સંગને લીધે ભારતના આર્ય ધર્મપર બહુ બુરી અસર થઇ છે. અને તેને લીધે ધર્મના મુળીયા સડવા માંડયાં છે. આપણાજ કેટલાંક સ્વદેશ પ્રેમીઓ ધર્મનું ખંડન કરવા મથન કરે છે. તેઓ ભારત દેશની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું તત્વ કશી રીતે જાણી શકયા નથી. પોતાની અજ્ઞાનતા દાબીને દેશકાળને અહિત થનારો ઉપદેશ આપવા લાગ્યા છે. અને તેથી ભૃષ્ટા ભૃષ્ટની પંકિતમાં કુઇક વાદ શરૂ થયો છે. આ વિવાદથી ધર્મના પંથને હાની પહોંચી છે, અને હવે એટલી હદ સુધી એ વર્ણન પહોંચ્યું છે, કે જો ધર્મજ્ઞ જનો તેવા વિવાદીગોનાં વાકયનો ધ્વંશ કરીને સત્ધર્મના દર્શન નહિ કરાવે, તો આર્ય જનો વટલી જઇને પરધર્મમાં પ્રવેશ કરશે; અને અજ્ઞાતપણે સ્વધર્મને

નાશ થશે. એ માટે ભારતમાં સ્થળે સ્થળે ધર્મનો બોધ કરાવવા આ મિશન સ્થાપવામાં આવ્યું છે. હજી તેનું કર્મ પુરૂં થઇ રહ્યુ નથી. હજી આ મનોરથ સૃષ્ટીની પ્રજા મહાયજ્ઞો કરી રહ્યા નથી. હજી શ્રી રામચંદ્રજીની આજ્ઞા મળી નથી. હજુ દાનવ દુતનો ધ્વંસ કરવા યોગ્ય તપ-સિદ્ધી મળી નથી. હજી કપિજનો કંઇક ધર્મના રહસ્યો જોવા જાણવા મથન કરે છે. આ મથન કરવામાં જેને સામેલ કરવામાં આવે છે તેની પરિક્ષા થાય છે. જો તે પરિક્ષામાં સફળ થાય તો તેને આ મહાભારત મંડળમાં દાખલ કરવામાં આવે છે. એ દાખલ થનારાએ પોતાનું જીવન આ મંડળના ધર્મ નિયમ પ્રમાણે ગાળવું પડે છે. એથી ઉભય લોકની પ્રાપ્તિ મેળવી શકે છે અને તે સાક્ષાત્કાર થઇ શકે છે.

"મ્હારે તે પ્રતિજ્ઞા કબુલ છે, મને અંદર લઇ જાઓ અને મનોરથ સૃષ્ટિનાં દર્શન કરાવો."

"ના; તમને પ્રથમ સિદ્ધ પુરૂષનાં દર્શન કરાવીશ. ત્યાં તેઓ તમને ધર્મ વિચાર વિષયે પ્રશ્ન કરશે, તેના તમે યથામતિ ઉત્તર આપજો, તે પછી તમને મનોરથ સૃષ્ટીમાં દાખલ કરશે.

"વારૂ, જેવી આપની આજ્ઞા હશે, તેમ કરીશ.

આ વચન પ્રતિજ્ઞા પ્રમાણે પેલી રાક્ષસીરૂપ ભગવતી મનપંખીને અંદર લઇ ગઇ. પચાસ કદમ ચાલતા એક અંધારી ગુફા આવી. આ ગુફા ભયંકર હતી તોપણ પેલી ભગવતી તે માણસનો હાથ પકડીને આગળ ચલાવી પેલા સિદ્ધ કને લઇ ગઇ. સિદ્ધ એક ઝુંપડીમાં રહેતો હતો. મનોરથ સૃષ્ટીમાં પ્રવેશ થવાનું આ એક નાકું હોવું જોઇએ, એમ મન પંખીને લાગ્યું. ભગવતીએ આ સંતજનને બતલાવીને સિદ્ધને તેની ઇચ્છા જણાવી મનપંખીએ પણ દંડવત કર્યો. સિધ્ધે તેને આશિર્વાદ આપ્યો. અને આદર સહિત આસન આપ્યું ભાગવતી ત્યાંથી રવાના થઇ અને સિદ્ધ તથા મન પંખીએ પોતાના વખતનો વિસ્તાર વધારવા માંડયો. ધર્મ વિચાર સંબંધી

કંઇક વિનયવાર્તા શરૂ કરી.

ते तं भुक्त्वा स्वर्ग लोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोके विशंति ।
एवं त्रयी धर्मा मनुप्रपन्ना
गतागतं कामकामा लभन्ते ॥ ९-२१

श्रीमद्‌भगवत्‌गीता.

"તે વિશાળ સ્વર્ગ લોકને તે લોકો ભોગવીને પુણ્ય ક્ષીણ થાય, એટલે મૃત્યુ લોકમાં પ્રવેશ કરે છે. એ પ્રમાણે વેદત્રય ધર્મના અનુસરનારા જતા આવતા કામની કામનાઓ ભોગવે છે !

"મહાશ્રી ? આપનું નામ શું ?"

"મ્હારૂં નામ મન-પંખી માનું છું,"

"તમે ભારતમાં જન્મ્યા છો ?"

"હા. મ્હારી માતૃભૂમિ ભારત છે."

"તમને તમારી સ્વદેશ ભૂમિનું અભિમાન છે ?"

"હા હું જન્મભૂમિ ગણીને માન આપું છું."

"તમે ભારતને ઓળખી શક્યા છો !"

"હા; ભારત પર અનેક વિપદ્‌કાલ આવી ચડેલા ઇતિહાસ સાક્ષી પુરે છે. ભારતમાં મહાન નર થઇ ગયાનું શાસ્ત્ર સુચવે છે. ભારત ધૈર્યવંત દયાર્દ્ર અને ધર્મજ્ઞ છે, એ હું સારી રીતે જાણું છું. ઇતર દેશ પાશ્ચિમાત્ય આસુરી પ્રજા છે, ભારતીય પ્રજા દૈવી ગુણ અને સત્વગુણવાળી છે. રજો ગુણના રાવણ કે યાદવો હવે ભારતમાં રહ્યા નથી. જેમ જેમ કલિ આવતો જાય છે તેમ તેમ જનોનાં હૃદય બહુ કોમળ બનતાં જાય છે.

"એ શોથી વારૂ?"

'આપત્તિથી ! સરિતા કે સાગરમાં રહેલા ખડકો જેમ છોલાઇને

રજકણનું રૂપ પામે છે, તે રીતે ભારત પર વિવિધ મન વ્યાધિઓ થવાથી તેવાં નરમ બનેલાં છે।

"ભારતમાં કોળાહોળ શો છે?"

"ધર્મની ગ્લાની થયલી છે. પરસ્પર કલહ અને એક માબાપનાં બાળકોમાં વિરોધ થઇ પડયો છે, આ કારણુસર મહારોગો ને દૂષ્કાળ પ્રવૃત્ત થયો છે."

"કલહમાં કંઇ રાજકીય છાયા છે?"

"હા; કદાચ પ્રતાપ કે પ્રભાવ, પ્રભા કે છાયા હોય ખરી!"

"તમે ભારતનું પર્યટન કર્યું છે?

"મ્હારા કર્મયોગે મને જે સંજોગ મળ્યો છે, તેટલા પ્રમાણમાં મેં કંઇક અનુભવ્યું છે."

"તમે ધર્મ–ગ્રંથો વાંચ્યા છે?"

"હા; મ્હારી મતી અનુસાર મેં કંઇક ધર્મજ્ઞાન સંપાદન કર્યું છે."

"ત્યારે તમે કંઇક ધર્મ–વિચાર જણાવો. ભારતની સાંપ્રત ધર્મસ્થિતી સાંભળાવો–" મન પંખીએ નમન કર્યું, અને પોતાના ધર્મ–વિચાર કહેવા લાગ્યો. જો કે તેણે સામાન્ય જન–વિચાર જણાવ્યા!

"નરી સ્થૂલ દૃષ્ટિએ સૃષ્ટિની સ્થિતિ જોવામાં આવે છે તે ઉપરથી પ્રશ્નો ઉદ્ભવે છે કે સૃષ્ટિ શી રીતે તથા કયારે ઉત્પન્ન થઇ, કેવી રીતે તથા કયાં લગણ સૃષ્ટિ રહેશે તથા નાશ પામશે. આ પ્રશ્નો પુરાતન કાળથી મનુષ્ય જાતિને સુઝયા છે. તથા તેનું સમાધાન દરેક ધર્મમાં કરવામાં આવ્યું છે. આસ્થા અથવા શ્રધ્ધા બાજુપર મુકી કયા ધર્મમાં ઉપલા પ્રશ્નોનું ખરેખરૂં સમાધાન છે એ બુદ્ધિથી વિચારતાં સંકટ આવે છે. એક ઇશ્વરે પોતાની ઇચ્છાનુસાર સૃષ્ટિ ઉત્પન્ન કરી એ શ્રદ્ધાથી માન્ય કરો તો ઠીક; નહિંતર બુધ્ધિ કબુલ કરતી નથી તે દ્વૈપતણું આવે છે. સૃષ્ટિ પોતાની મેળે ઉત્પન્ન થઇ એમ કહીએ તો એક-તત્વ દોષ આવે

કંઈક વિનયવાર્તા શરૂ કરી.

ते तं भुक्त्वा स्वर्ग लोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोके विशंति ।
एवं त्रयी धर्मा मनुप्रपन्ना
गतागतं कामकामा लभन्ते ॥ ९-२१

श्रीमद्‌भगवत्‌गीता.

" તે વિશાળ સ્વર્ગ લોકને તે લોકો ભોગવીને પુણ્ય ક્ષીણ થાય, એટલે મૃત્યુ લોકમાં પ્રવેશ કરે છે. એ પ્રમાણે વેદત્રય ધર્મના અનુસરનારા જતા આવતા કામની કામનાઓ ભોગવે છે !

" મહાશ્રી ? આપનું નામ શું ? "

" મ્હારૂં નામ મન-પંખી માનું છું, "

" તમે ભારતમાં જન્મ્યા છો ?"

" હા. મ્હારી માતૃભૂમિ ભારત છે. "

" તમને તમારી સ્વદેશ ભૂમિનું અભિમાન છે ! "

" હા હું જન્મભૂમિ ગણીને માન આપું છું. "

" તમે ભારતને ઓળખી શક્યા છો !"

" હા: ભારત પર અનેક વિપદકાલ આવી ગએલા ઇતિહાસ સાક્ષી પુરે છે. ભારતમાં મહાન નર થઇ ગયાનું શાસ્ત્ર સુચવે છે. ભારત ધૈર્યવંત દયાર્દ્ર અને ધર્મજ્ઞ છે, એ હું સારી રીતે જાણું છું. ઇતર દેશ પાશ્ચિમાત્ય આસુરી પ્રજા છે, ભારતીય પ્રજા દૈવી ગુણ અને સત્વગુણવાળી છે. રજો ગુણના રાવણ કે યાદવો હવે ભારતમાં રહ્યા નથી. જેમ જેમ કલિ આવતો જાય છે તેમ તેમ જનોનાં હૃદય બહુ કોમળ બનતાં જાય છે.

" એ શોથી વારૂ ? "

' આપત્તિથી ! સરિતા કે સાગરમાં રહેલા ખડકો જેમ છે સાહને

રજકણનું રૂપ પામે છે, તે રીતે ભારત પર વિવિધ મન વ્યાધિઓ થવાથી તેવાં નરમ બનેલાં છે।

"ભારતમાં કોળાહોળ શો છે?"

"ધર્મની ગ્લાની થયલી છે. પરસ્પર કલહ અને એક માબાપનાં બાળકોમાં વિરોધ થઇ પડયો છે, આ કારણુસર મહારોગો ને દૂષ્કાળ પ્રવૃત્ત થયો છે."

"કલહમાં કંઇ રાજકીય છાયા છે?"

"હા; કદાચ પ્રતાપ કે પ્રભાવ, પ્રભા કે છાયા હોય ખરી!"

"તમે ભારતનું પર્યટન કર્યું છે?

"મ્હારા કર્મયોગે મને જે સંજોગ મળ્યો છે, તેટલા પ્રમાણમાં મેં કંઇક અનુભવ્યું છે."

"તમે ધર્મ-ગ્રંથો વાંચ્યા છે?"

"હા; મ્હારી મતી અનુસાર મેં કંઇક ધર્મજ્ઞાન સંપાદન કર્યું છે."

"ત્યારે તમે કંઇક ધર્મ-વિચાર જણાવો. ભારતની સાંપ્રત ધર્મ-સ્થિતી સાંભળાવો-" મન પંખીએ નમન કર્યું, અને પોતાના ધર્મ-વિચાર કહેવા લાગ્યો. જો કે તેણે સામાન્ય જન-વિચાર જણાવ્યા!

"નરી સ્થૂલ દૃષ્ટિએ સૃષ્ટિની સ્થિતિ જોવામાં આવે છે તે ઉપરથી પ્રશ્નો ઉદ્ભવે છે કે સૃષ્ટિ શી રીતે તથા કયારે ઉત્પન્ન થઇ, કેવી રીતે તથા કયાં લગણ સૃષ્ટિ રહેશે તથા નાશ પામશે. આ પ્રશ્નો પુરાતન કાળથી મનુષ્ય જાતિને સુઝયા છે. તથા તેનું સમાધાન દરેક ધર્મમાં કરવામાં આવ્યું છે. આસ્થા અથવા શ્રધ્ધા બાજુપર મુકી કયા ધર્મમાં ઉપલા પ્રશ્નોનું ખરેખરૂં સમાધાન છે એ બુદ્ધિથી વિચારતાં સકટ આવે છે. એક ઇશ્વરે પોતાની ઇચ્છાંનુસાર સૃષ્ટિ ઉત્પન્ન કરી એ શ્રદ્ધાથી માન્ય કરો તો ઠીક; નહિંતર બુધ્ધિ કબુલ કરતી નથી તે દૈપતણું આવે છે. સૃષ્ટિ પોતાની મેળે ઉત્પન્ન થઇ એમ કહીએ તો એક-તૃત્વ દોષ આવે

છે. ઇશ્વરને અનંત સર્વ શક્તિમાન કલ્પો તો કેટલીક શંકાનું સમાધાન થઇ શકે છે પણ સર્વ શંકાઓનું સમાધાન થતું નથી. આ પ્રશ્ન વિશે વેદાંતના સિધ્ધાન્તો તપાસીશું તો સમાધાન થશે. પરમાત્મા અથવા પરબ્રહ્મની સ્ફુરણાથી વિવર્ત રૂપ આ સર્વ દૃશ્ય સૃષ્ટિનો આવિર્ભાવ તથા લય થાય છે ને પરબ્રહ્મમાં અંતર્ધાન થઇ જાય છે. તળાવ અથવા નદીમાં પથ્થર નાંખવાથી પાણીના કુંડાળાં થાય છે ને પછી જેટલી શક્તિથી પથ્થર નાંખ્યો હોય તેટલી શક્તિનું પ્રાબલ્ય ક્ષીણ થાય એટલે પાણીમાં જે કુંડાળાં થયાં હોય તે ધીમે ધીમે ઓછાં થતાં લય પામે છે ને પાણી અસલ શાંત સ્થિતિમા આવી જાય છે. તેજ પ્રમાણે પરબ્રહ્મ અથવા આદૃષ્ટની સ્ફુરણાથી દૃશ્ય સૃષ્ટિનો આવિર્ભાવ અથવા ભાસ થાય છે ને અંન્તે લય થાય છે. જડ ચેતન સૃષ્ટિ પાણીનાં કુંડાળાં પ્રેમ એક રીતે ચલાયમાન થઇ દેખાય છે પણ એ સ્થિતિ વાસ્તવિક નથી. વ્યવહાર દૃષ્ટિએ આભાસ સમાન જડ ચેતન જગત્ ખરૂં લાગે છે. આ જગત્ આપણે જોઇએ છીએ તે સત્ય નથી તથા અસ્તિત્વમાં નથી એમ કહી શકાય? છે પણ ખરૂં, ને નથી પણ ખરૂં. વ્યવહાર દૃષ્ટિએ છે, પારમાર્થિક દૃષ્ટિએ નથી એટલાજ માટે જગત્‌ને માયારૂપ કલ્પ્યું છે. માયા એટલે ભ્રાંન્તિ, (Illusumo) સ્વપ્ન અથવા બાજીગરના ખેલ (ઇંદ્રજાળ) પ્રેમ છે. સ્વપ્ન દશામાં કદી નહિં જોએલી, અનુભવેલી વ્યવહારકોટિ જોવામાં આવે છે, અનુભવાય છે; પણ જાગૃત દશા પ્રાપ્ત થઇ કે સ્વપ્નામાં જોએલી સૃષ્ટિ મિથ્યા હતી ને છે એ ખાત્રી થાય છે. બાજીગરનો તમાસો ચાલતો હોય છે તે વખત તો સત્ય લાગવાનો પણ ખેલ પુરો થયા પછી શાંત વિચાર કરતાં દરેક ખેલ હાથચાલાકીનો હતો એ નિશ્ચય થાય છે, તેજ પ્રમાણે વ્યવહાર પ્રસંગ વ્યવહારમાં લીન હોઇએ ત્યાં લગણ ખરા લાગે છે ને વ્યવહારમાંથી વિરક્ત થઇ વિચાર કરીશું તો સર્વ મિથ્યા પ્રપંચરૂપ સ્વતઃ સિધ્ધ થશે. માયાવાદમાં

સૃષ્ટિનું અસ્તિત્વ નથી એમ કલ્પના નથી. પણ પરમાર્થ દૃષ્ટિએ જગતની માયા મિથ્યા તથા ભ્રમણરૂપ છે એ કલ્પના છે. આ વાદના પ્રતિપાદનથી દુનિઆના નીતિમય જીવન પર ઘણી અસર થાય છે. પરમાત્મામાં લીન થવું, મોક્ષ પામવો, નિર્વાણ મેળવવું એ સાધ્ય ઉચ્ચ પદ સ્વીકારી સૃષ્ટી માયારૂપ મિથ્યા આભાસ છે એ કલ્પના અથવા સિધ્ધાન્ત દૃઢ થયો તો વ્યવહારમાં મનુષ્યોનું જીવન નીતિમય તથા ઉચ્ચ થયા વિના રહેશે નહિં. જગત્ મિથ્યા છે એ સિધ્ધાન્ત જે મનુષ્યને થયો તેને લોભ મોહ મદ મત્સર ઇર્ષા ગર્વ વગેરે વડવાનાં નહિં. ધીમે ધીમે નષ્ટ થશે તથા ક્ષમા, દયા, મૃદુતા, સંતોષ વગેરે સદ્ગુણો દૃઢ થશે. વ્યહારમાં મારૂં તારૂં, અસત્ય, પાપ કર્મો તરફ અરૂચિ તિરસ્કાર એવા પુરૂષને થવાનો. એવા સત્પુરૂષનું ઐહિક જીવન વ્યવહાર દૃષ્ટિએ વિચિત્ર લાગવાનું પણ અંતે એવા પુરૂષનો વ્યવહારમાં પણ જય થવાનો. એવા પુરૂષને જે પરમાનંદ થાય છે તેની સાધારણ વ્યવહાર લીન પુરૂષને તો કલ્પના પણ થઇ શકશે નહિં.

પુનર્જન્મ કલ્પના જ છે કે સત્યવાદ છે? મનુષ્યનો પુનર્જન્મ હોવો જોઇએ કે નહિ? પુનર્જન્મ થાય છે કે નહિ? દુનિઆના કેટલાક ધર્મો પુનર્જન્મમાં માનતા નથી. હીંદુ ધર્મમાં પુનર્જન્મની કલ્પના માનવામાં આવે છે. આત્મનાં અસ્તિત્વમાં માનીએ ને પુનર્જન્મમાં ન માનીએ તો સૃષ્ટિના આરમ્ભ કાળથી અસંખ્યા આત્માઓ થયા તથા સૃષ્ટિના અંતકાળ લગણ અસંખ્યા આત્માઓ થશે એમ માનવું પડશે. મનુષ્યની જીંદગી એજ હોય તો આ બધો વ્યવહારનો પ્રપંચ યોજવાની શી જરૂર? મનુષ્યનું આયુષ્ય ૬૦ થી સો વર્ષ લગણનું ગણીએ તો તેટલા વર્ષનો નકશો કરી દરેક મનુષ્ય તે પ્રમાણે જીવન કેમ નથી યોજતા? આયુષ્યની પણ નિશ્ચયતા ક્યાં છે? દુનિયાના વ્યવહારમાં લીન થઇ અનેક આશાઓ; તર્કોના કિલ્લાઓ, દગા પ્રપંચથી સ્વાર્થ સાધન તથા

કલ્પના માનવાથી શંકાઓનુ સમાધાન થાય છે. તેટલા માટે કર્મ કેવાં પ્રકારનાં છે તે જાણવાની જરૂર છે. કર્મ ત્રણ મુખ્ય પ્રકારનાં મનાયલાં છે.

(૧) પ્રારબ્ધ. (૨) સંચિત. (૩) ક્રિયામાણ ! પ્રારબ્ધ એટલે દરેક મનુષ્યે સૃષ્ટિઓમાં અનેક જન્મોમાં કરેલાં કર્મો, જે ફળ આપવાને પ્રવૃત્ત થાય છે તથા જેને લીધે પુનર્જન્મ લેવો પડે છે તેનો સમૂહ તે. મનુષ્યનું પ્રથમ કર્મ ક્યારે શરૂ થયું એ પ્રશ્નનો ઉત્તર આપી શકાય એમ નથી. એટલે તો સ્વેચ્છાપરિગ્રહ ( Assumption ) કરવો જોઇશે. સંચિત એટલે ગત જન્મોમાં પાપ પુણ્ય કર્મો દરેક મનુષ્યે કર્યાં હોય તથા ભોગવ્યા વિના રહ્યાં હોય તેનો સમૂહ–ક્રિયમાણ એટલે ચાલુ જીવનમાં જે નિત્ય નૈમિત્તિક પાપ પુણ્ય કર્મો કરીએ છીએ તે. પ્રારબ્ધ કર્મનું ફળ ભોગવ્યા વિના છુટકો થતો નથી. સંચિત તથા ક્રિયમાણ કર્મની પરમાત્માના જ્ઞાનથી નિવૃત થાય છે. પ્રારબ્ધ કર્મની ખરાબ અસર ક્રિયમાણ શુભ કર્મોનો જથ્થો અતિ પ્રબળ હોય તો ઓછી થઇ શકે છે. એને પુરૂષાર્થ કહે છે. વ્યવહારમાં પુરૂષાર્થનું મહત્વ અતિશય છે. પુરૂષ પ્રયત્ન તથા પુરૂષાર્થ વિના ચલન, ગમન વગેરે શરીરની ક્રિયાઓ થઇ શકતી નથી. વેદાન્તમાં પુરૂષાર્થને મુખ્ય સ્થાન આપ્યું છે. ધાર્મિક પુરૂષાર્થ કર્યાથી પ્રારબ્ધને પણ કેટલે અંશે ફેરવી શકાય છે. પુરૂષાર્થ એટલે ધર્મ તથા નીતિ નિયમો પાળવા તનમનધન અર્પણ કરી શુભ પ્રયાસ કરવો તે. તેટલાજ માટે સર્વ ધર્મોમાં નીતિને પ્રાધાન્ય આપ્યું છે. જોઇએ તો સ્વતંત્રેચ્છામત ( Doctrine of free will ) કહો અથવા પુરૂષાર્થ કહો. ગમે તે નામ આપો પણ ભાવાર્થ એક છે. સ્વતંત્રેચ્છામતનું સ્વતંત્ર ચલન નથી.

ટેનીસન કવિએ કહ્યું છે:—

"Man can half control his doom."

( મનુષ્ય પોતાનું નિર્માણ અર્ધ ભાગે કાબુમાં રાખી શકે) ટેનીસન

કવિ પણ કહેતો નથી કે મનુષ્ય પોતાનું સર્વ ભવિષ્ય પોતાની મેળે ઘડી શકે છે. સ્વચ્છામતની કંઈ હદ સ્વીકાર્યા વિના છુટકો થતો નથી. કેટલીક અવધિ સુધી સ્વચ્છામતનું સ્વતંત્રપણું સ્વીકારાય પણ ત્યાર પછી સ્વેચ્છાની જગ્યા રહેતી નથી. કંઇ અદષ્ટ અનિર્વચનીય યોગનું અસ્તિત્વ સ્વીકારવું પડે છે. વેદાન્તમાં નસીબ, કીસમતમાં શ્રદ્ધા રાખી હાથ પગ જોડી બેસી રહેવું એ માન્ય નથી. ભગવદ્ગીતા, યોગવાસિષ્ઠમાં પુરૂષાર્થ પ્રતિપાદન કરવામાં આવ્યું છે તથા નસીબપર આધાર નહિ રાખવા સખત વચનોના પ્રહાર કરવામાં આવ્યા છે. વેદાન્તનું પુરૂષાર્થ તે વ્યાવહારિક પુરૂષાર્થ એકલું સમજવાનું નથી પણ પારમાર્થિક પુરૂષાર્થ પ્રધાનપણે સમજવાનુ છે તથા ગૌણપણે વ્યાવહારિક સમજવાનું છે.

નસીબ અથવા કીસમત પર શ્રધ્ધા રાખી કંઇ પણ કર્મ કર્યા વિના બેસી રહો તો શરીર શી રીતે ચાલી શકે? તથા શી રીતે વ્યવહાર કરી શકે? ક્રિયાના નિયમ પ્રમાણે કર્મ તો એની મેળે થયાંજ જાય છે. હાથપગ જોડી બેસી રહેવામાં પણ કર્મ ને ક્રિયા સમાયલાં છે.

ગીતામાં કહ્યું છેઃ—

"**नहिकश्चित क्षणमपि जातु तिष्टत्यकर्मकृत्त।**"

( કોઇ પણ મનુષ્ય ક્ષણ માત્ર પણ કર્મ કર્યા વિના રહેતો નથી. શારીરિક કર્મ ક્રિયા ચલન, આકુચન વગેરે થયા કરે છે. કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો કર્મ કર્યા કરે છે. નિદ્રામાં સ્વપ્નમાં, સુષુપ્તિમાં પણ કર્મનો પ્રવાહ સદોદિત ચાલ્યાં કરે છે. વ્યાવહારિક તથા પારમાર્થિક પુરૂષાર્થથી મનુષ્ય પોતાની જીંદગીનો નૈસર્ગિક અથવા પ્રસંગાધીન પ્રવાહ કેટલીક હદ સુધી જુદી દિશામાં ફેરવી શકે છે. પુરૂષાર્થનું પ્રાબલ્ય માનવામાં નહિં આવે, ને નસીબમાંજ આસ્થા રાખવામાં આવે તો દરેક મનુષ્ય પોતાનાં કરેલાં કુકર્મો માટે જવાબદાર નથી એમ બચાવ કરી શકે. પણ આવો જવાબ જનસમાજ અથવા રાજ્ય કર્તા કબુલ કરતા નથી.

( મારી સર્વ મહેનતથી, કંઇ નહિં તો પણ જ્ઞાનમાં પ્રવેશ તથા વિચારનો વધારે વિકાસ થાય તો હું આનંદ પામીશ.

વાહવા ! ધન્ય છે તમને ! આર્ય ધર્મના સિદ્ધાન્તો સાથે દુનિયાના ઇતર ધર્મો સંબંધી પણ તમે સારૂં લક્ષ આપેલું છે. તમારો અનુભવ અમારા યત્નને કંઇક સહાભૂત થઇ પડશે ! હવે તમને અમારા મંડળમાં દાખલ કરવાને કશી અડચણ નથી. કહો, તમે પ્રતિજ્ઞા કરશો, કે ભારતમાં ધર્મની ગ્લાની દુર કરવા માટે આ મંડળનો દંડ લઇને ઉપદેશ અર્થે ફરવું !"

"હા. મ્હારે કબુલ છે. દેશ કલ્યાણ અર્થે અને ધર્મના પ્રતિપાદન અર્થે મ્હારૂં જીવન અર્પણ કરવું પડે, તેમાં હું જન્મનું સાર્થક ગણું છું."

"મન-પંખી ? તમે બહુ વિચાર કરજો તમને સંસારની માયાનું પુર્ણ સુખ મળેલું હોય એમ લાગતું નથી. તમે સંસાર સુખથી કંટાળીને જગત જોવા નીકળ્યા છો. તમે મુમુક્ષુ છો, અને તમને ઐહિક સુખની ઇચ્છા છે. એ વાત ખરી ! તમે જન્મ સાર્થક કરવા નીકળ્યા છો, અને તમને સાક્ષાત્કાર પ્રભુ દર્શન કરવાનું છે ખરૂં, પરંતુ તમે જે પ્રતિજ્ઞા ધારણ કરો છો, તે બહુ કઠણ અને ચલિત કરનારી છે. ઉપદેશક તરીકે ભારતમાં તમારે ઠામ-ઠામ ફરવું પડશે. તમારી ધર્મસભામાં રૂપવતી સ્ત્રીઓ હાજર થશે. તમારાં વચનો પર સ્ત્રી મંડળ મોહ પામશે. તમારૂં મન, માયાને વૈભવમાં ચલિત થશે. તમે વિષય-પ્રેમના ભુખ્યા છો. પ્રિયાના પ્રેમનો સંપુર્ણ લાભ મળ્યો નથી. જે વેળા કોઇ સુઘડ સ્ત્રી તમારી મોહવશ થશે, તે વેળા તરત તમે લંપટ થઇ જશો; કેમકે તમારી મનોવાન્છના હજી કામવશ છે ! માટે તમને કહું છું, કે આ મંડળની ઇચ્છા એ કાળે ભ્રષ્ટ થાય, અને આ મંડળનો અનુયાયી ચલિત થાય, તો ધર્મપ્રતિજ્ઞા જુઠી પડે એટલા માટે તમે મનને નિશ્ચય કરો-ને પછી મને કહો !"

ગુરૂજી ? આપ ત્રિકાળની જ્ઞાતા છો. મ્હારી પૂર્વની મન-સ્થિતિ આપ જાણી ગયા-હું હવે શું ઉત્તર આપું ? કહ્યું તેમ હું વિયોગીને વિરહી તો છું, અને તેથી કંટાળીને સંસારનો ત્યાગ કર્યો છે. પણ આપ કહો છો, તેમ હું પુનઃ માયામાં નહિ ફસું, એ ખાત્રી આપી શકતો નથી ! શંકર, વિશ્વામિત્ર શુક અને પરાશર જેવા તાપસીઓ માયામાં ફસી પડયા, તો મુજ પામરની શી ગતિ ?"

"અભિલાષી ? તું માત્ર મનને સાવધ રાખીશ, તો ત્હારાથી અધર્મ થતો અટકી જશે ?"

"હાઃ-પણ હું પ્રતિજ્ઞાથી બંધાતો નથી-મ્હારૂં મન હજી અસ્થિર તો છે."

"તમે સાચું કહ્યું; મને તે ગમે છે; ત્યારે તમે હજી ભારતમાં પર્યટન કરો. તમને કંઇક વિષય સુખની વાન્છના છે તમે હજી માંસ અને લોહીના તરસ્યા છો ! તમે હજી મળ-મુત્રાદિ દુર્ગંધી પદાર્થના કીડા છો. તમે હજી ગર્ભવાસનાં કષ્ટો જાણી શક્યા નથી ! તમે હજી સ્વાર્થીયા સંસારને પુરેપુરો પારખી શક્યા નથી. જ્યાં સુધી તમે કેવલ આત્મજ્ઞાની થશો નહિ, ત્યાં સુધી અમારા ભારતીય મંડળનાં દર્શન કરી શકશો નહિં. આ રામમંદિરનાં કવિમંડળને પારખી શકશો નહિં, તમે ધર્મ જીજ્ઞાસુ છે, પણ કામ મુમુક્ષા ઘટઘટ વ્યાપી રહી છે. જુઓ તમે ધર્મનો ચમત્કાર જુઓ ! વિષયીજનોની સ્વાર્થબુદ્ધિનું દર્શન કરો-અને ભારતમાં પર્યટન કરીને જયારે સિદ્ધ અનુભવ થાય, ત્યારે પુનઃ આ મંડળમાં પધારજો; ત્યાં સુધી જેટલી ઘડી દૃઢ મન રહે, તેટલી ઘડી ધર્મ-બોધ કરજો !"

એટલું કહેતાંજ એક ધડાકો થયો અને આ મન-પંખી કોઇ અન્ય પ્રદેશમાં પ્રવેશ થઇ ગયો; રામમંદિર, હિમગિરીનો તાપસીવાટ, અને મહાત્મા જનોનું સિદ્ધ મંડળ અદૃશ્ય થઇ ગયું !

આ મન-પંખી કોણ હતો ? આ પંખી, આપણી વાર્તાનો

નાયક નવલરાય હતો. પોતાની પુત્રી રતનની માંદગી અર્થે મુંબઇ છોડીને રત્નનગરી જવા નિકળ્યો હતો. તેનું મન વિહ્‌વળ બનેલું હતું. વિષયથી અતૃપ્ત થયલો, પ્રિયાના પ્રેમથી વિદૂર થયલો, અને કામાગ્નિથી ધ્રેશો બનેલો, અંતે વિરાગી બન્યો હતો. ને વિષયની પ્રભા તેને વૈરાગ્ય તરફ ઘસડી ગઇ હતી! રત્નનગરી માર્ગમાં આવેલાં એકાદ બંદરમાં તે ઉતરી ગયો હતો, અને ત્યાંથી પ્રયત્ન કરતો કરતો. આ હિમગિરીના ઘાટ પર આવી ચઢ્યો હતો. હવે અહીંથી તે ક્યાં ગયો, તે તો તેની શોધ કરતાં માલમ પડશે. વાંચનાર? નવલ તો હવે આત્મ શોધનમાં પડ્યો છે. પણ જયન્ત કઇ દિશામાં વર્તન કરે છે; તે તરફ નજર કરીએ. ગુણવંતીના કાશી પ્રયાણની તૈયારી થતી જોઇએ–મુંબઇ પ્રયાણ કરીએ.

---

## પ્રકરણ ૪ થું.

### ગુણવંતીનું કાશી પ્રયાણ!

આપણા સંસારની વાતોમાં આ કહેવત છે કે શું દીકરાની જાને (વિવાહે) જવું છે? અર્થાત્ એટલો ઉમળકો, આનંદ, ને ઉનાવળ છે? ગુણીને તેનાં એકનાં એક બાળકના વાળ ટહાડા કરવા માટે શ્રી કાશી વિશ્વેશ્વરની ઝાંખી કરવાને બનારસ જવું હતું ને તે ઉતાવળ તથા આનંદમાં ગુચવાણી હતી–વ્હાલાં સગાંને તેડવાં, હઠ હઠ કરવી, તથા વિવેકમાં ખામી ન આવે, ઓછું ના પડે, અને વિચારપૂર્વક કામસરે, એવી આવડતે ચાલવું, એજ સુઘડ ગૃહિણીની ખુબી કહેવાય; એ ગુણી–આપણી ગુણીને સાંપડયાં હતા; કુદરતની કૃપાથીજ તેને મળ્યા હતા–આપણે જાણીયે છીયે કે તેની માતાએ તો બચપણમાંજ પ્રયાણ કર્યું હતું..ને પિતાની સામ્રાજ્યમાં લાડકવાઇ ગુણી, માત્ર સરસ્વતી દેવીના

શરણમાં ઉછરતી હતી. સંસાર-વ્યવહારની પુરી અનુભવી ન હતી. પણ તેનો અભ્યાસ ને જ્ઞાન એટલું તો મેળવણીથી સુંદર બન્યું હતું કે તેમાં ખોડ-ખાપણ રહી ન હતી-કુદરતનોજ તેના પર હાથ હતો. કપાળમાં જશ રેખા ચીતરાયલી હતી-દૈવની દયા હતી. ને પૂર્વનાં કર્મ સારાં હોવાથીજ કાંટાની વાડપર વેલીનો વેલો પથરાયો હતો !

ગુણીએ બી. બી. સી. રેલ્વે રસ્તે કાશી જવાનું વધારે પસંદ કર્યું હતું. વીરપૂર જવા માટે માણેક બ્હેન સથવારો હતા. ખાસ રિઝર્વ કમ્પાર્ટમેંટ કરાવ્યું હતું. અને તેમની સગવડ સચવાય. તે રીતે જયન્તે મુંબઇ આવીને બંદોબસ્ત કર્યો હતો.

સૌ પંજાબ મેલમાં રવાના થયાં-વડોદરા સ્ટેશનથી પસાર થવાનું હતું, એટલે રાત્રીએ, નામદાર દીવાન સાહેબને કરેલા તાર મારફત, ગુણીને માટે નાસ્તો ચા વગેરે લઇને તેમનાં માણસો, સ્ટેશન ઉપર હાજર રહેલાં હતાં-દરમ્યાનમાં માણેક બહેન તો સુરત સ્ટેશનેજ ઉતરી ગયાં-અને ત્યાંથી ગુણી તથા બન્ને બાળકો અને મોજી મહારાજ રહ્યા ! મોજી રમુજી સ્વભાવના હતા. તેમને બાબુએ કંઇક રસીલી વાર્તા કહેવા આગ્રહ કર્યો. મોજી મહારાજે કહ્યું કે "બાઇ ? હવે પ્રથમ તો મ્હારા સવાલનો જવાબ આપો તો વાત કહું ! કહો," "**બૈરી કોના બાપની ?**" સૌ ખડખડ હસી પડયાં-બાબુભાઇએ ઉતાવળમાં જવાબ દીધો. "જે પરણે તેના બાપ ી !" એથી તો સૌ વધુ હસી પડયાં-બાબુભાઇ શરમાઇ ગયા-ત્યારે ગુણી વચ્ચે પડયાં, ને મોજી મહારાજને કહ્યું, કે તમે વાત કરી દેખાડો, તો બાબુ જવાબ આપી શકે ! બાળકને કંઇ બૈરીની વાતની ખબર પડે ?" બાબુને સહાય મળવાથી ખુશી થઇ ગયો-અને મોજી મહારાજે વાત કહેવા માંડી-સાંભળો ત્યારે, હં !-

"અંધેરી નગરીમાં અઢી હજાર મણ તેલે અંધારૂં હતું. ત્યાં ચાર જણ રાજ્ય ચલાવતા હતા, જેમાં હજારો માણસો

નિર્દોષ છતાં નાહક માર્યાં જતાં હતાં. એ ચાર જણમાં સરદાર હીરો નામે વાણિયો હતો, તેથી ઉતરતા દરજ્જાનો કારભારી ઓધડ નામે બ્રાહ્મણ હતો. ત્રીજો કડવો નામે કણબી, અને ચોથો રામદો નામે રબારી. એ ચાર સત્તાધીશ પણ અક્કલના એક નાદર નમુના હતા. જે વખતે વિક્રમે એ નગ્રમાં છુપા વેશમાં પ્રવેશ કર્યો, તે વખતે દરબારમાં અદ્દભૂત મુકદ્દમો ચાલતો હતો. એ અધિકારીઓ એક વખતે ગામ બહાર ફરવા જતા હતા. એવામાં એક ઘેંટુ માર્ગ રોકી બેઠું હતું. હીરાએ તેને ઉઠાડી મુકવા રાયકાને કહ્યું, ત્યારે રાયકે તેને મોટેથી બુમ પાડી કહ્યું કે "રાજાજી હીરાજી આવે છે, માટે તેના માનને ખાતર ઉઠી જા?" ઘેટું શું સમજે? અંતે હીરો ચીડાયો, અને પોતાનું અપમાન કરવાના વાંક માટે એ ઘેંટાને બાંધીને દરબારમાં ઇનસાફ આપવા ઘસડી લાવ્યો. તેજ વખતે દરબાર ભરી અને હીરો બોલ્યો "ઘેંટા? મેં તારૂં કંઇ બગાડયું નથી, તેમ તારૂં અપમાન પણ મેં કર્યું નથી, માટે બોલ. તેં મારૂં અપમાન શા માટે કર્યું? તું જાણતું નથી કે અંધેરી નગરીથી સઘળી સત્તા મારી પાસે છે? મને દરેક સલામ કરે છે? જો કે તું સલામ તો કરવા ન ઉઠયું, પણ રસ્તો આપવા પણ ન ઉઠયું? શરમ છે તને. હવે હું શિક્ષા કરીશ, પણ તે પહેલાં હજી તારે તારો બચાવ કરવો હોય તો માફી માગ."

ઘેંટુ શું બોલે? હીરો ઘેંટાના ચૂપ રહેવાથી તેને ફાંસીએ લટકાવવાનો હુકમ કર્યો, અને દરેક જણ ગામ બહાર ચાલ્યા. આ રમુજ જોવાને નગરવાસીઓ પણ ઘણા ગયા, અને વિક્રમને ખબર મળતાં તે પણ ત્યાં જઇને સઘળો તમાશો જોવા લાગ્યો.

ઘેંટાને ફાંસી દેવાની તૈયારી કરી, અને ધારા મુજબ તેને છેલ્લે પુછવામાં આવ્યું કે "બોલ, ઘેંટા? તારે કંઇપણ કહેવું છે?

હજુ મારી માગશે તો બચી-જશે. હું દયાળુ છું, બોલ, તારા બચાવમાં કંઇ કહેવું છે?" જ્યારે ઘેટું કંઇ બોલ્યું નહિં, ત્યારે તેને ફાંસી આપવાનો હુકમ કર્યો, આ બનાવ પરથીજ વિક્રમે સર્વ રીત જોઇ લીધી, અને તેઓને વશ કરવા તથા નિર્દોષ પ્રાણીને બચાવવા તેઓની પાસે આવી બોલ્યો. "ભાઇઓ? ઉભા રહો. એ ઘેટાંએ મને વકીલ રાખ્યો છે, અને તેના બચાવ માટે મારે કંઇ કહેવું છે. કામની રોકણે મને વખત લાગ્યો, તેથી ઘેટું કંઇ બોલ્યું નથી. આ ઘેટું ઉજ્જનીથી આવેલું છે, તે તમારા ધારાથી અજાણ છે, વળી તમોને કોઇ મળી શકતું નથી, તેથી રસ્તો રોકી બેઠું હતું, પણ તમે તેને એકદમ ગભરાવી નાંખ્યાથી બોલી શક્યું નથી. પણ જ્યારે તેને ફાંસીની સજા કરવામાં આવી, ત્યારે મને તેણે વકીલ રાખેલ છે. હવે રજા આપો તો હું સઘળી હકિકત કહું" હવે એ ચાર મૂર્ખાઓ તો છાપરે ચડયા, અને પોતાની સતા બત્તાવવા પેલા ઘેટાના વકીલને બચાવ કરવા કહ્યું. પણ અક્કલહીણ એમ ન સમજ્યા કે ઘેટું તો પોતાના કબજામાં છે, ને ફાંસીની સજા તુરત થઇ છે તે વેળા તે વકીલ કરવા ક્યાં ગયું હશે? વકીલને રોકાણ કેમ થઇ? અને તેનો બચાવ શો? આહાહા! હસવાના ભાવ કેવા મોઘા થઇ ગયા? ચાલો, હવે વકીલનું ભાષણ સાંભળીયે. મૂર્ખાના કહેવાથી વિક્રમ બોલ્યો "આ ઘેટું, વિક્રમના દરબારમાંથી આવેલું છે, ત્યાંના રાજાએ એક તમને પ્રશ્ન કર્યો છે. "વિક્રમના દરબારમાં એક રૂપવતી સ્ત્રી આવી છે. તેણે પ્રશ્ન કર્યો છે કે **"બૈરી કોના બાપની?"** આ પ્રશ્નનો જવાબ તમારી કને માગવાને ઘેટાને મોકલ્યું છે, માટે તમો જવાબ આપો, એટલે પેલી સુંદર સ્ત્રી તમોને પરણે. હવે યાદ રાખવાનું એ છે કે તમો ચારેજણમાંથી કોઇ જવાબ આપે, તો પણ તે મૂર્ખો છે

એવું પંચે કબુલ કરવું જોઇએ” આ વાત સાંભળી મૂર્ખાઓ તો ખુશી ખુશી થઇ ગયા, અને તુરત ઘેટાંને છોડીને તેને પગે લાગીને તે બોલ્યા. “ઘેંટાભાઇ? માફ કરજે! હમે તારો ગુન્હો કર્યો છે, તું જે પ્રશ્ન પુછે છે, તેનો એક માસમાં ખુલાસો કરીશું, એમ તારા રાજાને કેહજે.” વકીલે કહ્યું. “એક માસ પછી આ ઘેંટું તમારી પાંસે વિક્રમને લહીને આવશે, માટે તૈયાર રહેવું.” એવું કહી ઘેંટાંને લહીને વિક્રમ વિષ્ણુશર્માને ઘેર ગયો, અને સઘળી હકિકત કહી ઘેંટાંને સોપીને પોતે એ મૂર્ખાઓની પુઠે પડયો.

અહીં મૂર્ખાઓ તો વિચારમાં પડ્યા, અને માગેલો જવાબ આપવાની યુક્તિ શોધવા લાગ્યા. પણ એ યુક્તિ પાર પડી નહિ, એટલે ચારે જણ પ્રદેશ ફરીને જવાબ લાવી આપવા નીકળ્યા.

બીજે દિવસે તેઓ સામાન બાંધીને પ્રવાસે નીકળ્યા. પ્રથમ, “મૂર્ખો કોણ?” **“બૈરી કોના બાપની?”** અને તે પછી એમ પુછીને જે જવાબ મળે તે લહીને આવવું. એમ વિચાર કરી આગળ ચાલ્યા, ત્યાં પાંચેક ગાઉપર એક રજપૂત દોડાવતે ઘોડે તેઓને મળ્યો. અને “મૂર્ખાભાઇ? રામરામ” કરીને તે તો ચાલતો થયો, પણ મૂર્ખાઓ માંહોમાંહે બોલ્યા કે “મૂર્ખાભાઇને રામ રામ” ત્યારે આપણે ચારમાં મૂર્ખો કોણ? એ નક્કી કરવા પોતાનો સામન મુકી દઇને રજપૂતની પાછળ દોડયા, અને તેને ઉભો રાખવા માટે મોટેથી બુમ પાડવા લાગ્યા. રજપૂતે જાણ્યું કે એ મૂર્ખાઓ છે. તેથી નાહક કંઇક મૂર્ખાઇભરેલું પુંછવા માટે બૂમ મારતા હશે, તેથી દરકાર ન કરતાં ચાલી ગયો, પણ મૂર્ખાઓએ તેને દરકાર ન કરતાં મૂર્ખો કોણ? તે પુછવા માટેજ થાકી ગયા ત્યાં સુધી દોડયા, અને કંટાલીને એક વાવડી પાસે ઝાડ હતું ત્યાં બેઠા. તાપ સખ્ત પડતો હતો, ભૂખ પણ લાગી હતી, તેથી નીરાંત કરી બેઠા. પણ

જવાબ ન મળવાથી બહુ ઉદાસ થઇ ગયા. રજપુત મળ્યો નહિ, તે હવે કોને પુછવું ? એ વિચાર કરવાં લાગ્યા. એક જણે સામાન લઇ આવવાનું કહ્યું. ત્યારે બીજાએ રજપૂતની પાછળ જવા કહ્યું, તો વળી ત્રીજાએ થાક ગાળવા કહ્યું, અને ચોથાએ કહ્યું કે " રસ્તો રોકી બેસો. સામાન ભલે ગયો, જે આવે તેને પકડીને પુછી લેવાનું નકી કરો " સર્વે જણે એ વાત સ્વિકારી, અને રસ્તા વચ્ચેજ બેઠા. ભુખ કકડીને લાગી હતી, પણ ભાતુ સામાન સાથે હતું. વખત હઠતો જતો તેમ ભૂખ પીડતી હતી. ઘણો વખત થઇ જવા છતાં કોઇ માણસ મળ્યું નહિ ત્યારે ગભરાયા. પણ સારે નશીબે રાયકાએ રોટલો અને મીઠું પીઠપર બાંધી રાખેલું તે નજરે પડયું, અને રાયકાની અનેચ્છા છતાં જબરદસ્તીથી એ રોટલો કઢાવી જમવા બેઠા. પણ જમવાના ગુલતાનમાં માર્ગેથી કોઇ પ્રવાસી આંખ અંજાવી નીકળી ન જાય તે માટે રોટલાને વચમાં મુકી ચાર દિશાએ ચાર જણ મોઢાં કરીને બેઠા. અને પાછળથી એકએક કડકો રોટલાનો લહી ખાવા લાગ્યા. તેવામાં ઉજ્જન તરફના રસ્તામાં વિક્રમે, મૂર્ખાઓને જોયા. એટલે તેને બનાવવા માટે તેઓની તરફ વાણીયાનો કૃત્રિમ વેશ લઇ ચાલ્યો, અને તેઓને જેગોપાલ કરી પાસે બેઠો. મૂર્ખાઓ ખુશ થઇ જે ગોપાળ કર્યા અને પાસે બેસાડયો, કેમકે તેમને વિક્રમ ભલો માણસ લાગ્યો. વળી એ માણસને રસ્તેથી બોલાવી બેસાડવાની વધુ મહેનત પડી નહિ. સર્વે જણે તેને જમવા આગ્રહ કર્યો, પણ વિક્રમે માફી માંગી. અને તેઓની ખબર પુછી. ત્યારો હીરો બોલ્યો " ભાઇશાબ ? એક પડશણ પુસવાનું સે. જો ટમો કો, ટો મેરબાની ઠશે. એક વિકડમ રાજાએ પુશીઉ કે 'બાયડી કોણના બાપની' હવે ટે કેમ જાણવું ? " વિક્રમે કહ્યું " અરેરે ! મૂર્ખા ભાઇઓ ? એ ન સમજ્યા ? " હં હં બોલો,

બોલો, પેહેલાં એ કહોકે મૂર્ખો કોણ ?" હજુ વિક્રમ બોલતો હતો, ત્યાં ચારેજણ વચ્ચે બોલી ઉઠયા. કેમકે પ્રથમ " મૂર્ખો કોણ ? " તે પુછવાની જરૂર હતી. કારણ કે મૂર્ખાંના જવાબથીજ રાજ મળે તેમ હતું. વળી રંજપૂત જવાબ આપ્યા વિના જવાથી વિક્રમના બોલવાપર એકદમ કુદી પડયા. અને મૂર્ખા થવાની .અધીરાઇથી વિક્રમને પુછયુ. વિક્રમે તેઓને ઠંડા પાડીને કહ્યું કે " ભાઇ ? મૂર્ખા થવું 'ખાવાનું કામ છે ? મૂર્ખા થવામાં બહુ મુસીબત છે. મૂર્ખો કેમ કહેવાય, તે તમે જાણોછો ?" ચારેજણ તુરત બોલ્યા કે " અમે તો ઘણી વખત મુર્ખા થએલા છે. " વિક્રમે કહ્યું, " તમે શું એવું કામ કીધું કે તમે મુર્ખા થયા છો ? જો તમો ચારે મુર્ખા છો એમ નકકી જાણતા હોય તો એક પછી એક એમ અનુક્રમે વાત કરો, અને પછી હું તોલ કરીશ કે તમો ચારમાંથી મોટો મૂર્ખો કહાણો છે. વળી એ નકી થશે એટલે જો મારી સરત પાળશો તો " **બૈરી કોના બાપની** ? એ પણ કહીશ. " આ વચન સાંભળી મુર્ખાતો ફુલાઇ ગયા. અને પોતાની મુર્ખાઇ ભરેલી વાતો કરવાં મંડી પડયા. વિક્રમ તેની વાતો સાંભળી હ્રદયમાં બહુ હસવા લાગ્યો. અને વિક્રમ જેમ જેમ ગમ્મત મેળવવા શાબાસી આપતો ગયો, તેમ તેમ મુર્ખાઓ મુર્ખાઇ ભરેલી વાતો કહી પોતાનું ભડોળ ખોલતા ગયા, પ્રથમ ઓઘડ બ્રાહ્મણ બોલ્યો.

" એક દિવસ હું ઘોડે ચડીને મારે સાસરે જતો હતો. મારી " માએ મને થોડાંક વેગણા અને ગાજર આપ્યાં હતાં. કે જે " સર્વે મારા સાસરાને ઘેર દેવાના હતાં; પણ ઘોડો દુબલો હોવાથી " મને દયા આવી. અને તે પોટલું મેં માથે ઉંપાડી લીધું. અને " ઘોડાને એકદમ દોડાવવા લાગ્યો. રસ્તામાં લોકો મળ્યાં, તેણે " કહ્યું કે ' ભાઇ ? ઘોડે બેસીને પોટલું માથે શામાટે લીધું ? એમ " કરવાથી કંઇ ઘોડાનો બોજો ઓછે થશે ? તુંતો ખરેખરો મૂર્ખો

" હે, તો પણ મેં તો ગણકાર્યું નહિ. અને હું કરૂં છું તે ઠીક કરૂં છું.
" હું મૂર્ખો નથી; પરન્તુ મને ખરેખરો મૂર્ખો તો તે પછી ઠરાવ્યો.
" હું સાસરાના ગામમા દરવાજા પાસે એવીજ રીતે પોટલું ઉંચકી
" ઘોડે બેસીને ગયો કે એક પક્કો ઠગ અને મશ્કરો મળ્યો, તેણે
" મને નમસ્કાર કરી કહ્યું કે 'બાપુ ? તમે સાસરાને ઘેર ન જતા,
" કેમકે તમારી બૈરી તો રંડાણી. હું તો ગભરાણો, અને માથા-
" પરથી પોટલું નીચે નાંખીને એકદમ પોક મુકવા લાગ્યો. મશ્કરે
" મને છાનો રાખ્યો, અને મારે ઘેર ચાલી જવા કહ્યું. હું તો મારે
" ગામ આવ્યો, અને ગામને ઝાંપેથી 'ઓ ઓ' કરતો ઘેરે ગયો.
" ઘેરમાં મારી માડી અને મારા બાપા મને રડતો જોઇને પોકે પોક મુકવા
" લાગ્યા, ત્યાં આડોશી પડોશી પણ આવ્યા, તે પણ હમારી સાથે
" સામેલ થયા. ત્યાં સગાંવ્હાલાં પણ આવી પહોંચ્યાં, અને કાણ
" મંડાણી. હમે મોહકાણ લઇ સ્નાન કરવા ગયાં. બૈરાંઓ કૂટવા
" રડવાનું કરી ન્હાવા આવ્યાં. સાંજ પડતાં નાહી ધોઇને ઘેર
" આવ્યા. કપડાં બદલ્યાં, અને લોકો ખરખરો કરવા આવ્યા.
" પણ કોણ જવાબ દેય કે કોણ મરી ગયું ? છેવટ મારો પીત્તો
" ઉછળી આવ્યો, અને હું બોલ્યો કે 'મારી બાયડી રાંડી છે'
" લોકો તો હસવા માંડયા. પણ મેં હિમ્મતથી કહ્યું કે 'અલબત
" હું ખરૂં કહું છું,' ત્યાં મારી સગીએ આવીને કહ્યું કે 'મૂર્ખા-
" બાપુ ? તમે જીવતા હોય ને તે કંઇ રંડાય ?' ત્યારે મેં કહ્યું કે
" 'હું જીવતો છું ત્યારે તું કેમ રંડાણી ?' એ સાંભળી લોકો હસી
" પડયા, અને મને મૂર્ખો ઠેરવી લોકો ચાલ્યા ગયા. મારા બાપાએ
" મને એ બાસઠાં મારી મૂર્ખો- નામ પાડયું, અને હવે સર્વે
માણસો મને "મૂર્ખો" કહે છે. હજુ બોવડ પોતાની વાત પુરી
કરીને મૂર્ખપણું કહી બતાવે, તે પહેલાં રાયકો બોલ્યો "બાપુ ?

તમે મારી વાત હાંભળો. પસીતો નકી કેહો કે હુંજ ખરો મૂર્ખો. ને વાત હાંભળ્યા પસી તમારો મત આપો " એમ કહી રાયકાએ પોતાની વાત આગળ ચલાવી.

" એક દાડો મેઘ આવતો હતો, ને નદીયે પાણી આવેલું " હતું. 'હામી ભેખપર એક રબારી બકરા સારતો હતો, અને હું " મારા ઘેટાં સારતો હતો, તેવામાં પેલા રબારીએ હુંને બોલાવ્યો " કે 'રાયકા ? તારૂં કામસે. તરત આવે તો ઠીક' મેં કહ્યું કે " મારા ગાડરાને રેઢાં કેમ મુકું ?' તેણે ગાડરોને હાથે લહીને " બોલાવ્યો. હું તો હરમાણો ને પુરમાં પડીને પણ હામે કાઠે જવા " નીકળ્યો. કેમકે કોઇએ પોતાના કામ હારૂ બોલાવ્યો, અને જઇએ " નહિ તો કેવું ખોટું લાગે ? હું મારા ગાડરાં પકડી પકડીને " પાણીમાં ફેંકવા લાગ્યો. અને બધાંને નાંખીને હું પડયો મેં જાણયું " કે બધાં ગાડરાં મારી પેહેલાં હામે કાંઠે જહે, પણ હું તો વાટજ " જોયા કીધો. ગાડરાં તો આવ્યાં નહીં, પણ ખેર. મેં તેની પરવા " કરી નહિ ને રબારીને હું કામસે ? તે પુસવા ગયો. રબારીએ કહ્યું " કે " કેમના આઢી હું ? " મને તો ઇવી રીહ સડી કે ખાહડું કાઢવા " તૈયાર થઇ ને બોલ્યો" રાંડના ? ઇમ હતું તો હુને પહેલું કેવું તું કને ? " મારાં ગાડરાં તણાઇ ગીયાં ને ? " " તો રાંડના અપ્પટ ? ઇમ તે " કોઇ કરે ? તું તો મુરખોસે મુરખો ? " પેલા રબારીએ હુને તો " ધમકાવ્યો. પણ મેં નકી ઠરાવ કીધો કે તેણે હુને મૂરખો કહ્યો " તો હું પણ તેને દાવ દેખાહું. પસી મેંતો અખાડા કીધા. તે ગઇ " ગુજરી વાત વિહારી દાધી. થોડોક વખત થીયો, એટલે રોટલો " ખાવા બેઠા. પણ મેં કહ્યું કે ભાઈ ? લુખો રોટલો ન ખવાય. " તું દૂધ દોઇ આવ. બસારો તે તો દોવા ગીયો, અને હું તો રોટલો " ડફડાવા માંડયો. પણ રાંડનાએ તેનાં બકરાંને ઇવાં પઢાવલાં કે મારી

" મહેકરી કરવા લાગાં. ને હું ખાઉ તેમ સાળા પાડવા લાગ્યાં.
" હુંને તો ઇવી રીહ સડી, કે બધાંને વાવમાં નાખવા માંડ્યો.
" ત્યાં રબારીને ખબર પડી કેની તે દોડતો આવ્યો, ને મને ઠપકો
" આપવા માંડ્યો. પણ બંદા કાસા હોય કે? મે પણ કહી દીધું
" કે ત્હારા બકરાં મ્હારા સાળા પાડેસ? તેથી મેં નાખી દીધાં. રબારી તો
" રીહે ભરાઇને હરકારમાં લઇ હાયેલો. હું બેધડક ગીયો ને મેં
" ખરી વાત કહી, પસી રાજાજીએ તરત મને મૂર્ખો કહીને
" સોડી દીધો. તે દાહડથી હું તો મૂરખો ઠરેલોજ સું. વળી હું
" તો રાજાના દરબારમાથી મૂરખો નામ લહી આવેલોસું, બાપા?"

પણ આ વાતની મોટાઇ વિક્રમ તેને આપે તે પહેલાં તો કડવો કણબી બોલી ઉઠ્યો "અરે હાંભળો તો ખરા? ઇના કરતાં તો બંદો બહો દોકડા સડે તેવો મૂર્ખોસે. હુંને તો આખા ગામે મૂર્ખો ઠરાવેલો. હાંભળો મારી વાત. વસમાં બોલહે તો મારાહ લાન" એવો દમ મારી કડવો કણબી દમમાંજ બોલ્યો.

" હું એક દહાડો લાકડાં કાપવા વગડામાં ગીયેલો. એક હારૂં
" ઝાડ જોઇને ઉપર સડ્યો. અને ડાખલી ઉપર બેહીને તેને થડમાંથી
" વાઢવા લાગો. ત્યાંતો એકજણ ત્યાંથી નીકળીયો, અને
" બોલ્યો કે મૂર્ખો? તારાં હાડકાં પાહરાં નરમ થાહે. તું તો કોઇ
" ખરેખરો મુરખો લાગસ. ઇમતે કોઇ વાઢે? ડાખલી ભાગી જહે
" તો તારા હું હાલ? આઇડી સોકરાં ભેગું થાવું હોય તો ઉતરીજા.
" મૂરખને અકલજ નથી." પસી હુ તો મુરખો ઠરીને ઉતરી પડ્યો.
" પણ ધોયે મોઢે જવાય? એટલે મેં તો વગડામાંથી ઘાસ એકહું
" કરીને ગાડામાં ભર્યું ઉનાળાનો દાડો તેથી ઝટ ઘેર જવા ગાડુ હાંક્યું,
" પણ અરધે માર્ગે જતાં ગાડાને તાવ આવ્યો, અને ભેગો ખડને પણ
" તાવ આવ્યો. હું કંઇ ગભરાણો નહિ. એક ઝાડને છાંયડે બળદીઆ

" બાંધીને બેઠો. હાંજ પડી કે જ્યાં ગાડાંને જોયું તો ઠંડુ ગાર જેવું
" થીયેલું, ને ધાસ પણ મરી ગયેલું જોયું. મારાં વાલીડાં ગાડાંને મરેલું
" જોઇને મને તો ઇવું રડવું આએવુંય, કે હુંને જોઇને બળદીયા પણ
" રડવા લાગા. હવે કંઇ અગનદાહ દીધા વણા જવાય ? પણ પાહે
" ફુટી બદામ નહિ. ગામ બે ગાઉ દૂર વતું. હવે કેમ કરવું ? બહુ
" વિસાર કીધો, તયેં અકલમાં આઇવું કે બદળીયા વેસીને પણ
" મારાં ગાડાંને બાળવું. પસી ગામમાં ગીયો અને અરધે મુલે બળદીયાને
" વેસ્યા. અને હુખડનાં લાકડાં ઘી, ખાપણ વગેરે લહીને
" ગાડાં પાંહે આવ્યો, તેને લાકડાં ખડકયાં, ને તરત અગ્નિ મુકી કે
" એકદમ લ્હા ઉઠી. એવી લ્હા ઉઠી કે પાંસ પાંસ ગાઉપરનાં
" ગામડાનાં લોક દોડી આવ્યાં. અને બધાંએ આવીને મને પુસ્યું
" તો જે હતું તે કહી દીધું: એથી બધા લોકોએ મને તદ્દન મૂર્ખો
" ઠરાવ્યો. અને આગને ઓલાવીને ધમકી આપી, કે ગામના ગાંડા ને
" મલખના મૂરખા ? ગાડું તે મરી જાય ખરૂં ? જા હવે એવી
" મુરખાઇ ન કરીશ " હું તો હરમાઇને ઘેરે ગયો. ને ત્યાં વાત
" કરી તો બધા લોકોએ ત્યાં પણ મૂરખો ઠરાવ્યો. તે દીનથી
" આજ હુધી હું મુરખો સું. કહો ? મારાથી કોઇ વધુ મુરખોસે ? "
ત્યારે હીરો બોલ્યો. " ગાંડાઓ ? તમારો હું રાજા છું, હું વધુ મુરખો છું.
" તેથીજ મને રાજા કરેલો છે. સાંભળો ? હું એક દહાડો મારે હાહરે ગગો.
" મારી માડીએ રછતામાં ખાવા ઘેસ આપેલી. પણ કમનશીબે બનીઉં
" એવું કે ઘેસ ખાતાં મારા હાથ હાંડલામાં પેહી ગીયા તેથી હું તો
" ગભરાણો—તો પણ જેમ તેમ કરીને હાથે લુગડું વંટાળીને હાહરે તો
" ગયો. પણ- જેગોપાળ કેમ કરાય ? હું તો જાણે શરમાઇ ગીયો હોઉં
" કેની ? તેમ બેઠીજ રીયો. રાતપડી. મને તો જમવા બેહવા કહીઉં, પણ
" હોડલાંમાથી હાથ નીકળેની, ત્યારે જમવાતે ચીમ બેશાય વારૂ ? મે તો

" ના કહી. મારી સાસુડીએ બહું હઠ હડ કરી, પણ બંદા તો એકના બે
" થાયજ ની. મારાતો પેટમાં ગુલગુલીયાં થાય, ને હુંનેતો હશતું આવે,
" મેં તો પેટ દુઃખવાનું છેલું બાનું કાઢ્યું કે ની તે હૌ હમજી ગયાં.
" રાતે હું તો પથારીમાં સુતો, પણ ચેન ના પડે ? મારી અલી આવી,
" અને મને તો મૂરખો કહી ગાળો દેવા લાગી, કે આજે ઇમ ચીમ
" કરેસો ? મેં તેને કહી દીધું કે રાંડ ? મારા હાથ હપડાયેલા સેતે ? ત્યારે
" મારી અલીતો બહુ હશીને મને મૂર્ખાભાઇ કહી દીધો. પણ મેં
" તેને ખુબ ચમકાવી, એટલે હાંડલું ફોડી નાખવા મને બહાર કાઢ્યો.
" તેણીએ કહેલું કે ઘરની પસવાડે પથ્થરો ઉભો કીધેલોસે તે પર
" ફોડજો હું તો ઘર પસવાડે ગયો ને જેવું હાંડલું ફોડયું કે એક મુસ-
" લમાને ખુબ મારીને મનેતો પંકડયો, અને એવો મેથીપાક ખવડાવ્યો
" કે મારી બુમથી આખું ગામ ને મારૂં સાસરૂં એકઠું થઇ ગયું,
" હુંતો બહુ હરમાણો, ને તે હાથે માર પણ ખાધો, તેતો જુદો; તોપણ
" મુસલમાન મુકે નહિ. કેમકે તેનું માથું એવું ભાગી ગીયેલું કે લોહી.
" ચાલેલું. હોવે. મારી માડીએ એવું પાકેલ હાડલું આપેલું કે મુસલ-
" માનના હજામત કરાવેલ મુંડાને તોડીજ નાંખેલું. મને તો ચોકીમાં
" લઇ જવા માંડયો, પણ લોકોએ કહ્યું કે એતો "મૂર્ખોછે" એટલે
" મને છોડી દીધો. તે દીનથી હું મુરખાનો રાજા થયો છું. અને એ અંધેરી
" નગરીમાં રાજ ચલાવું છું. બોલો ? હવે કોણ મુરખો ?" વિક્રમ
ખૂબ હરયો, અને બોલ્યો. " ભાઇ ? મૂર્ખાઇનો કંઈ અંત આવ્યો નથી,
તોપણ એ નીવેડો લાવવો કઠણ છે. હાલ તો તમો ચારે એકસરખા
મૂર્ખા લાગોછો. ત્યારે મુર્ખા બોલ્યા કે "સહુથી ચડનો કોણ" વિક્રમે
જાણ્યુ કે એનો ખુલી રીતે જવાબ આપવામાં ફાયદો નથી. કેમકે
નાહક મારામારી કરશે, પછી વિચારીને વિક્રમે કહ્યું કે " ભાઇ?
આ સિવાય બીજું કંઇ પુછવાનું છે?" મૂર્ખા બોલ્યા

"હા. બાઇ? બીજું એ કે "બેરી કોના બાપની? વિક્રમે હસીને કહ્યું. "અરે મૂર્ખાઓ? તે ઘણુ તમે જાણતાં નથી? મૂર્ખા બોલ્યા "બાઇ તમો જો નીવેડો લાવી આપો, તો તમને હમારા પ્રધાન કરીએ, ને માગો તો આપીએ" વિક્રમે જાણ્યું કે હવે બરાબર સિગામ હાથમાં આવી છે માટે પુરતી સજાએ પહોંચાડવો જોઇએ, તે વિના અંધેરી નગરીમાંથી અંધેર જશે નહિ. એમ ધારી વિક્રમ બોલ્યો "ભાઇઓ? મારે કાંઇ જોઇતું નથી. પણ તેનો ખરો ખુલાસો અહીં કરવામાં ફાયદો નથી. તમો અંધેરી નગરીમાં આવો, ત્યાં રાજા વિક્રમ આવેલ છે. તેની હજુર લોકોને એકઠા કરીને દેવી પાસે સોગન ખાઓ, અને દેવીને સ્તુતી કરો, કે જેથી તુરત મૂર્ખા કોણ છે તે દેવી કહી દેશે! વળી "**બેરી કોના બાપની**? તે પણ કહેશે." મૂર્ખાઓ તો કબુલ થયા. અને અંધેરી નગરીમાં હરખાતા હરખાતા આવ્યા. વિક્રમ તેની પાસેથી રજા લઇને વિશ્નુશર્માને ત્યાં ગયો, અને મૂર્ખાને કહેવરાવ્યું કે "સવારમાં જવાબ દેવા તૈયાર થવું." મુર્ખાઓએ કહાવ્યું કે "ગામ બહાર દેવીને મંદિરે પધારવું."

પ્રભાત થતાં વિક્રમ, વિશ્નુશર્માને લઇને ગયો. અને બળથી નહિ. પણ કળથી કામ લઇને તેઓને વશ કરવા ચાહ્યો. વિશ્નુશર્માને દેવીના મંદીરમાં ભોંયરામાં ઉતારી દીધો, અને જે ઘાટ ઘડવાનો હતો તે મુજબ ગોઠવણ કરી રાખી. લગભગ આઠ વાગ્યા હશે, તેટલે અંધેરીનગરીના લોકો અને ચાર મૂર્ખના સરદારો આવી પહોંચ્યા. અને માતાની કને હાથ જોડી બોલ્યા કે? "મહાદેવી? હમે ચારમાંથી જે મૂર્ખ હોય તેને બેરી આપવા કહેવું." અંદરથી જવાબ મળ્યો કે "તમો આ ઝાડની ડાળીએ લટકીને દસ દસ સોટા વિક્રમના હાથના માર ખાઓ તો જવાબ

આપું." મૂર્ખાઓ તો તેમ કરવા તૈયાર થયા. પણ વિક્રમ હઠ લઇ બેઠો કે "તમો મૂર્ખાને હું નહિ મારૂં. જો અંધેરી નગરીના લોક કહે તોજ મારૂં" લોકો એક અવાજે બોલ્યા કે "બેશક મારો. મૂર્ખા ભાઇનો નીવેડો લાવો." નગરના લોકોને અગાઉથી ખબર પડી હતી કે "તે મૂર્ખ લોકોની કમબખ્તી બેઠી છે. અને રાજા વિક્રમ, હવે પ્રજાને સુખ કરી આપવાનો છે." તેથી પ્રજાને હેરાન કરનાર મૂર્ખાઓનો ઘાટ ઘડવા સૌએ રજા આપી. વિક્રમે ચારે જણને સજડ ઝાડ સાથે બંધાવ્યા, અને ફટકા માર-વાનો સિપાઇને હુકમ કર્યો. સિપાઇ જેવા ફટકા લગાવા લાગ્યો કે તેનાં હોંશજ ઉડી ગયા. વિક્રમે કહ્યું "ચંડાળો! આવીજ રીતે મૂર્ખપણામાં રાજનો નાશ કરતા હતા? પ્રજાને હેરાન કરીને એમજ મોજ ઉડાવતા હતા? કહો કે "હમે શરણે થઇએ છઇએ. અને રાજમાં ખિલકુલ સત્તા ચલાવવી આજથી બંધ કરીએ છઇએ!" મૂર્ખાઓ? ઘેટાનો ન્યાય એમજ થાય? પશુ શું બોલી કે સમજી શકે! અરે નાદાનો? તમે તમારા મૂર્ખાપણાની વાત કહેતાં શરમાયા તો નહિ, પણ તમે દુનિયામા મૂર્ખમાં ખપ્યા છતાં સમજ્યા પણ નહિ, અને મૂર્ખજ રહ્યા? બોલો હવે શું કહો છો? સિપાઇઓ? તેમને ફાંસીએ ચડાવો?" આ વાક્ય સાંભળીને મૂર્ખા તો પોકે પોક રડવા લાગ્યા, અને માફી માગીને વિક્રમને શરણે થવા કબુલી બોલ્યાં કે "મહારાજ! હવે હમને રજા દો! તે પછી તેને છોડી મુકયા; સમજ્યા?

મોજી મહારાજની કર્મકથા પુરી થઇ, અને બાળકોએ હસીને વખત ગાળ્યો—તેટલાં વડોદરા સ્ટેશને મેલ આવી પ્હોચ્યો. રતલામ માર્ગે આડો થતાં—પરોણાગત કરનારાઓ આવી પહોંચ્યા. ચા-પાણી આદી લઇને ઉપકાર સહ વિવેક વર્તનથી સર્વે છુટા પડયા, ને ટ્રેન રવાન થઇ. બાબુભાઇ તો નિદ્રા દેવીને શરણ થયા. મોજી મહારાજે તો ટ્રેન

ડબાની બહાર–પગ રાખીને પથારી કરી. ત્યાંજ ઝોકા ખાતા લથડતા અથડતા સુતા. ગુણી બહેને વાંચતાં વાંચતાં ઘણીવાર સુચના કરી, પણ મોજી મહારાજ તો તુમ કહતા હય, હમ સુનમા હય, કામ ચલતા હય, એવી નવાણીમાં ઘેરાઇ ગયા !

રમાને ઉંઘ ન્હોતી આવતી, તેથી તેણે ભગિની સમાજની ન્હાની બુકોમાંથી “ **કન્યાને પત્ર** ” એવી એક બુક કહાડી કે જે પા કલાકમાં વંચાઇ રહે ! તેનું મન આ વાંચનમાં સુસ્ત શું થાયું ! તેમાં કુદરતની ઉછરતી કન્યાને બોધ હતો. સમાજની સેવા કરનારાના ઉચ્ચ હેતુથી પ્રકટાયલી આ કથા, રમાને મફત વાંચવા મલી હતી. પ્રકટાવનારને પુન્ય હાંસલ થયું હતું. આ પૃષ્ટ તેથી દીપેલું હતું. રમાએ શું વાંચ્યું ?–ગુણી બહેને તેનું વાંચન સાંભળવા માંડયું. તેને ઉંઘ ન્હોતી.

“જ્યારે તમે ઘણાં નાનાં હતાં અને કોઇની મદદ વગર ચાલી શકતાં નહીં ત્યારે બધાં તમને હાથ પકડીને ચાલતાં શીખવતા, અને હાથ પકડેલો હોય તે છતાં પણ બીકથી તમે એક એક પગ એટલો તપાસીને મુકતાં, અને એટલાં જોરથી મુકતાં કે તે જોઇને અમને હસવું આવતું. હવે તમારામાં ધીમે ધીમે હીમ્મત આવવા માંડી હતી એટલે તમે કોઇની મદદ વગર ચાલવાનો પ્રયત્ન કરતાં હતાં અને થોડા વખત ઉપર જ્યારે પહેલું ડગલું તમારી મેળે તમે ભર્યું ત્યારે અમને એટલો આનંદ થયો અને એટલી નવાઇ લાગી કે જેની અસર કદી પણ ભુંસી શકાશે નહીં. તમે તમારી મેળે પહેલું ડગલું ભર્યું તે દિવસ પણ અમે કદી ભુલી શકીશું નહીં ! તે વખતે તમને ઘણાય વિચારો આવતા, પણ જો તેમાંના કોઇ વિચાર પ્રમાણે ખરેખરૂં બનતું તો તમને ઘણી નવાઇ લાગતી. એક વખત એવો હતો કે તે વખતે તમે નરમ ગાદી અથવા માતાના ખોળા શિવાય સુઇ શકતાં નહીં, તમને ચાલતાં જોઇને અમને કેટલી અજાયબી લાગે તે તમે સહજ કલ્પી શકશો. તે વખતે

અમને તમારા મીઠા નાનકડા અને નાજુક આકાર પર ઘણુંજ હેત આવતું. આંખ આગળની એક ઝાંખી છાયા મનુષ્યની આકૃતિ ધારણ કરે તેની જેવી નવાઇ લાગે તેમ માતાના હાથમાંજ રહેનારાં, પોતાની મેળે કંઇ પણ કરવાની શકિત વગરનાં તમે ચાલતાં શીખ્યાં તેની અમને નવાઇ લાગતી. તમારી મીઠી બોલી, અને નિર્દોષ આનંદજનક રમતોને લીધે અમારો વખત ઘણા આનંદથી પસાર થઇ જતો. તમે અમારાં નાનાં સરખાં સ્વર્ગ જેવાં લાગતાં, તમે હસતાં અને કાલું કાલું બોલતાં તેમાંજ અમારૂં સ્વર્ગ સમાયું હતું; અમારો બધો વખત તમને રમાડવામાં જમાડવામાં અને તમારી નાની નિર્દોષ હોંસ પુરી પાડવામાં પસાર થતો. એ વખતથી તમારાં જીવનનાં પ્રભાતનો ઉષઃકાળ થતો હતો, તમારાં ભવિષ્યના દરવાજા તમારે માટે ખુલ્લા ઝુલવા માંડ્યા હતા, અને તેની અંદરની પસાર થાઓ તે વખતે રખેને તમારો પગ સરી જાય તેની બીકથી તમે ધ્રુજતાં હતાં.

જ્યારે તમે કોઇ વસ્તુ લેવાનો વિચાર કર્યો હોય તે વસ્તુની પાસે તમે પહોંચતાં અને તે લેવામાં ફતેહ પામતાં ત્યારે જાણે કેવીક ફતેહ મેળવી હોય તેમ સન્તોષથી તમે હસતાં. તે વખતે તમને આ દુનિઆની દરેક ચીજ નવી લાગતી, કેમકે આ પૃથ્વી પર તમે નવાજ આવેલાં હતાં તમે અહીં આવ્યાં તે પહેલાં પ્રભુની પાસે હતાં, અને તેથી જ્યાં સુધી તમને દુનિઆની ખટપટોનું જ્ઞાન ન હતું ત્યાં સુધી તમે સ્વર્ગનું બાલક કહેવાતાં, તમે જ્યાં સુધી નિર્દોષ અને નિષ્પાપ હતાં ત્યાં સુધી ઇશ્વરનો અંશ તમારામાં હતો, અથવા કહો કે ઇશ્વર અથવા કુદરત તમારી સમીપમાંજ રહેતી. પણ અમે ટુંકી દૃષ્ટિવાળાં મનુષ્યો તે વખતે તમને, બાલકોને અણસમજુ અથવા અજ્ઞાન કહેતાં; જ્યારે તમારામાં દુનિઆ વિષેનું જ્ઞાન આવ્યું ત્યારે ઇશ્વર તમારાથી દુર ગયો અને તે વખતે અમે તમને સમજુ કહેવા લાગ્યાં; જ્યાં સુધી તમે બાલક હતાં ત્યાં સુધી

તમારા પર કુદરતનો પવિત્ર છાયો હતો, હજુ તમે બાલક હતાં તેથી તમારી આંખમાં અને તમારી દરેક રીતભાતમાં સ્વર્ગનો પ્રકાશ પડતો હતો; પણ હવે તમે ધીમે ધીમે મોટાં થાઓ છો અને બાલ્યાવસ્થાના મોંઘા અને આનંદદાયક કલાકો ટુંકા અને ટુંકા થતા જાય છે, તમારી દુનિઆની મુસાફરીનું દરેક પગલું તમને સ્વર્ગથી દુર અને દુર લઇ જાય છે; આ વિચારવા જેવી બાબત છે.

એમ થવું જોઇએ નહીં, એમ થઇ શકેજ નહીં, કેમકે તમે ગમે તેટલાં મોટાં થયાં છે પણ હજુ તમારી બાલ્યાવસ્થા તમને છોડી ગઇ નથી. હજુ તમારામાં બાલીશતા છે, અને જ્યાં સુધી તમે બાલક છો ત્યાં સુધી સ્વર્ગનો અંશ તમારામાં છેજ; નિર્દોષતાની પાસેજ ઇશ્વર હમ્મેશાં વસે છે, અને હજુ તમે બાગમાંના પુષ્પ જેવાં નિર્દોષ છો તેથી સ્વર્ગ હજુ તમારાથી ઘણું દુર ગયું નથી, બાગમાં ફુલ જેમ કુદરતી રીતે ઉગે છે તેમ તમે પણ ધીમે ધીમે મોટાં થશો, અને એક દિવસ એવો પણ આવશે કે બાલ્યાવસ્થાના સુખી દિવસોને તમે ઘણાં હેતથી અને આનંદથી યાદ કરશો; કારણ કે સુખી દિવસોમાં તમે સુખ શિવાય કંઇ જાણ્યું નથી અને સૌન્દર્ય શિવાય કંઈ જોયું નથી, તેથીજ તમે એ સુખી દિવસોને કદી પણ ભુલશો નહીં.

બાલ્યાવસ્થા એ જીંદગીનો એવો અનુપમ વખત છે કે એના જેવો આનંદદાયક અને સુખી વખત જીંદગીના કોઇ પણ ભાગમાં આવતો નથી, તે વખત બાલકોને આકર્ષક અને સુન્દર વસ્તુઓ લેતાં અને તેને વિષે અનેક સવાલ પુછીને તેની માંહિતી મેળવતાં; આ પ્રમાણે સુન્દર વસ્તુઓ અને સુન્દર દેખાવોમાંથી તમને દુનિઆનાં અસ્તિત્વનું જ્ઞાન થયું. જોકે ધીમે ધીમે તમારામાં જ્ઞાનનો વધારો થતો જાય છે તો પણ તમારી વયને ગોગ્ય થઇ પડે તેવી સરલતા અને માધુર્ય તમારામાં હજુ પણ છે તેથી જ્ઞાન મેળવ્યું છે તો પણ હજુ કુદરત તમારી એટલી પાસે રહેલી

છે કે જાણે તે તમારી મોટી બ્હેન હોય એમ લાગે છે; હજુ પણ તમે દુનિઆંની ખટપટથી ગંભીર બાબતોથી દુર છો, તેથી કુદરત તમારી પાસે રહી છે, અને તેથીજ તમે દરેકને પ્રિય લાગો છો.

બાલકની અમુક વય થાય ત્યાં સુધી તેને કોઇ પણ બાબત ફરજીઆત કરવાની નથી હોતી. તે અમુક વય સુધી તદ્દન સ્વતંત્ર હોય છે અને જ્યાં સુધી તે સ્વતંત્ર હોય છે ત્યાં સુધી તેમનામાં માધુર્ય હોય છે, પણ જ્યારે તેને ફરજનું ભાન થવા માંડે છે ત્યારે તેનાં નિરંકુશ અને નિર્દોષ મન પર એક પ્રકારનું વજન પડે છે. તે વખતે પણ તેમનામાં માધુર્ય તો હોય છેજ પણ તે જુદા પ્રકારનું; તમે હવે થોડી સમજવાળાં થયાં, પણ હજુ તમારે ફરજીઆત કંઇજ નથી તેથી તમે ફુલ, મધમાખી અને પતંગીઆં જેવાં રમતિઆળ અને સ્વતંત્ર છો, પણ જ્યારે નિશાળનો ઘંટ વાગે અને ચોપડીઓં તમને રમતમાંથી પોતાની પાસે બોલાવે ત્યારે તમે તમારૂં માધુર્ય વહી જવા દેશો નહીં, નિશાળમાં જવા જેવી તમારી ઉમ્મર થઇ તોપણ હજુએ તમે કુદરતનું બાળક છો, તે મહાન પિતાના રાજ્યમાં તમારી મુસાફરીની હજુ આ શરૂઆતજ છે, એ વયમાં સ્વાભાવિક રીતે સાદી, સુંદર અને અજાયબી ઉત્પન્ન કરે એવી ચીજો પર તમારો પ્રેમ હતો; તમે હવે મોટાં થયાં છો અને તમારી પસંદગીની દિશા બદલાઇ છે, તો પણ નિશાળ, ચોપડીઓ, અથવા મિત્રો અથવા બીજા દેશો, અથવા બીજા આનંદો તમારો તે સાદી ચીજો પરનો પ્રેમ ઘટાડી શકશે નહીં. મારી નાની સખી, આ દુનિઆની તમારી બધી મુસાફરીમાં તમે કદી પણ ભૂલશો નહીં કે આ રાજ્ય, આ સૃષ્ટિરૂપી રાજ્ય કે જેમાં તમે મુસાફરી કરો છો તે તમારે માટેજ બનાવવામાં આવ્યું છે. એ રાજ્યના બાગો કે જેના રસ્તા પર થઇને તમારે ચાલવાનું છે તે રસ્તા તમારે માટેજ નિર્માણ કરેલા છે; ખેતરો અને જંગલો એટલા માટે બનાવ્યાં છે કે તેમાંથી તમારે ઉપયોગી વસ્તુંઓ ઉત્પન્ન થાય અને તમારૂં

મનને વિશ્રાંતી અને આનંદ મળે. દુનિઆમાં ટેકા ટળીઆવાળી જગ્યાઓ ઘણી છે, પણ તમે તે પણ ઘણા આનન્દથી પસાર કરશો; ટેકરીઓ અને સુંવાળાં લીલાં ઘાસવાળા બીડો પણ તમારા આનન્દ માટેજ છે; તેમજ રૂપેરી ઝરાઓ, ખળખળ વહેતાં નાળાંઓ અને જંગલની ઘીચ ઝાડીમાં થઇને આવતો સૂર્યનો પ્રકાશ તમારાજ સુખ માટે છે. ઘોંઘાટવાળા અને ઉદ્યોગી લોકોથી ભરેલા રસ્તાઓ જોઇને તમને કંઇ ખાસ અસર થશે નહીં; અથવા તેથી તમને બીવાનું રહેશે નહીં, પણ ઘણાં વાંક વળામણવાળી ગલીઓ તમને ગમશે; વડનાં ઝાડ પોતાના મોટા ઓળાથી રસ્તાને અંધકારમય બનાવી દે તે અને સસલાંઓ ડોકીઆં કરીને વાડમાંથી જોય અને તમારી આગળથી તીરની માફક છટકીને પસાર થઇ જાય તે જોવાનું તમને વધારે ગમશે, તમને શાંત જગાઓ પર પણ પ્રીતિ થશે. નદીનો નાનો કીનારો કે જ્યાં સુન્દર કાંટા સળીઆનાં ફુલો ઉગેલાં હોય છે, ઘીચ ઝાડીની અંદર બેસીને લક્કડખોદ પોતાની ચાંચથી મધ્યાન્ વખતે ટન્ ટન્ કરીને ટકોરા મારે છે, ખીસકોલીઓ આમથી તેમ દોડાદોડ કરીને સંતાકુકડી રમે છે, પતંગીઆં અને મધમાખીઓ આમથી તેમ ઉડે છે, એ બધું જોવાનું તમને ઘણું ગમશે અને ત્યાં તમારા મિત્રો સાથે રમવું પણ ઘણું ગમશે; ભવ્ય વડનાં ઝાડો અને દમામદાર આસોપાલવનાં ઝાડ તમને કુદરતનાં મહાનપણાં વિષે ખ્યાલ આપશે; આ મહાન સ્મારકો, કે જે કુદરતની ભવ્ય ચિત્રશાળા જેવાં છે, તે તમને ઘણાં ગમશે, આ કુદરતનું રાજ્ય તમારેજ માટે બનાવેલું છે તે તમે ભૂલતાં નહીં. આટલી નાની વયમાં તમે કુદરતનો જે આનંદ ભોગવ્યો છે તેને માટે પરમેશ્વરને ધન્યવાદ આપશો.

તમે તમારાં મંડળમાં આનન્દી થશો તો દરેક જણ તમને ચાહશે અને તેથી તમને દુનિઆનો કંટાળો આવશે નહીં અને દુનિઆથી અલગ થવાનું તમારે શીખવું પડશે નહીં. તમે સંતોષી થજો, સંતોષ રાખવામાં

સર્વ સુખ સમાયલું છે. ઇશ્વરે જે બક્ષીસ તમને કરી છે તેમાંજ સંતોષ માનજો, તમારી પાસે જે ચીજો છે તેનાં કરતાં વધારે ઓછી માગવા માટે તમે કોઇના કાલાવાલા કરતાં નહીં; આકાશના તારા અને બીજી કુદરતની બક્ષીસો તમારે માટે છે, તેનો સ્નેહ તમે સોના માટે વેચશો નહી; કેમકે તે તમને તમારાં કુદરતીપણા માટે ચાહે છે, પણ જો તમારો પ્રેમ સોનું અથવા એવીજ કોઇ બીજી સામાન્ય સ્થૂલ ચીજો પર થશે તો તમે કુદરતથી દુર થશો. તેનો તમારાં પર અગાધ પ્રેમ છે તે ધીમે ધીમે ઘટતો જશે, અને તમે સ્વર્ગથી ઘણાં દુર થતાં જશો; તમે જેમ જેમ મોટાં થશો તેમ તેમ પૈસાની અને વસ્તુની કીંમત કરતાં શીખશો; જીંદગીની કીંમતથી જરા પણ ઓછી નહીં એવી કેટલી કીંમતી વસ્તુઓ આપીને ઘણાં સ્ત્રીપુરૂષોએ શ્રીમંતપણું અને વસ્ત્રો ખરીદ્યા છે. જો કોઇ લાખો રૂપીઆ આપીને તમારા મનની સ્વસ્થતા, હૃદયની શુદ્ધતા અને માધુર્ય, શરીરની તન્દુરસ્તી અને રાતની મીઠી ઉંઘ તમારી પાસેથી ખરીદવા માંગે તો દસ લાખ રૂપિઆ લઇને પણ આ વસ્તુઓ વેચવા માટે તમે બીલકુલ રાજી થશો નહીં, અને એ માગણી કરનારની તમે મશ્કરી અને તિરસ્કાર કરશો. એમ છતાં પણ આ વસ્તુઓ પૈસાને માટે વારંવાર અપાયલી છે, પૈસાને માટે ઘણાં ખુન થયાં છે, અને ઘણાં કાવતરાં અને પ્રપંચો થયા છે અને થાય છે તે મનની અને શરીરની સ્વસ્થતા અને પવિત્રતાને ભોગેજ. આ બધું જેમ અનુભવ થશે તેમ તમે જાણશો.

તમે પૈસાના ઉપયોગની શક્તિ સારી રીતે જાણશો, કીંમત કરશો. અને તેનો સદુપયોગ કરશો. તમારી પાસે એવી હજારો ચીજો હશે કે જે પૈસાથી ખરીદ કરી શકાશે નહીં. આ 'ચીજ' શબ્દનો તમે સાધારણ અર્થ કરશો નહીં, આ ચીજો તે હૃદયની શુદ્ધતા અને મનની શાંતિ અને બીજા ઉત્તમ ઉત્તમ સદ્‌ગુણો છે; અને સદ્‌ગુણો પૈસાથી કદી

પણ ખરીદી શકાય નહીં; આ અમુલ્ય ચીજો તમે પૈસાને ખાતર જોખમમાં કદી પણ નાખશો નહીં; પથ્થરને સારૂ ચાંદીનો ટુકડો અથવા કાંસાને માટે સોનાનો કટકો તમારે ફેંકી દેવો નહીં; **ખોટી પતરાજી સારૂ તમે સાદાઇને છોડશો નહીં; ખોટી ખુશામત સારૂ સચ્ચાઇને વેચશો નહીં; અને કૃત્રિમતાને ખાતર તમે કુદરતને વેચશો નહીં.** નમ્રતા, મધુર સાદાઇ, અને વિશુદ્ધિ—કે જે જન્મથીજ તમારામાં હતી અને રહેશે તે જો તમે ગુમાવી દો તો દુનિઆમાં કોઇ ચીજ એવી નથી કે જે તમને તેનો બદલો વાળી આપે.

તમે શ્રીમંત થશો, કેમકે દુનિઆમાં ઘણી દોલત છે; અને પ્રયત્ન કરીએ તો તે આપણી પાસે કાયમ રહે એમ છે તો પછી ગરીબ રહેવાનું આપણે ધિક્કારીએજ. આ દોલત તે ઉત્તમ સદ્ગુણો છે, અને એ ઉત્તમ ચીજોથી તમે શ્રીમંત થશો; જો કોઇ વસ્તુ ગમે તેટલી મોંઘી હોય પણ તે તમારાં જીવનને ઉપયોગી ન હોય અથવા તમારાં મનને મજબુત કરતી ન હોય તો, અથવા તમારા આત્માને પવિત્ર કરતી ન હોય તો તે ગમે તેવી કીંમતી હોય તો પણ તમારે કશા ઉપયોગની નથી. દુનિઆમાં પૈસાદાર કહેવાતા લોકોને હું ઓળખું છું. દુનિઆમાં જે બધું જોવામાં આવે છે તે બધું તે માણસો પાસે હોઇ શકે, પણ પૈસાથી ખરીદી શકાતી નથી તેવી ઉત્તમ ચીજોની તેઓ ફોકટ ઇચ્છા રાખે છે, કેમકે **લક્ષ્મી અને સદ્ગુણો ઘણી વખત સાથે રહી શકતાં નથી;** દરરોજ ધીરજથી કામ કરનારા અને મજુરી કરનારા કે જેને દુનિઆ ગરીબ કહે છે તેવા માણસોને પણ હું ઓળખું છું તેઓ લક્ષાધિપતિ થવા ખાતર પણ ઘણી વખતે આ સદ્ગુણો રૂપ દોલતને આપી દેતા નથી. **ફ્રેન્ચ પ્રજાની રાજ્ય-ક્રાંતિના** સમયમાં એક ગરીબ સ્ત્રી હતી. લસ્કરી સિપાઇઓ ગામમાં દાખલ થયા અને તેમણે જે વસ્તુઓ જોઇ તેનો નાશ કરવા માંડયો અને કમનસીબોને હેરાન કરવા માંડ્યા. આ ગરીબ સ્ત્રી એ કમનસીબોમાંની

એક હતી, તેનું ઝુંપડું અને તેની દરેક કીંમતી વસ્તુઓનો તે સિપાઇ-ઓએ નાશ કર્યો, તેને તેમના ઉપરી પાસે ઉભી કરવામાં આવી અને તે તેમની આગળ તેમની મશ્કરીઓ અને તુચ્છકાર સાંભળતી ઉભી હતી; તેણે પોતાની શાંતિ એટલી મજબુતીથી સાચવી રાખી હતી કે તેઓ તેને ઉશ્કેરી શકયા નહીં; તેમનો દરેક શબ્દ અને ટીકા તેણે અજાણ જેવી શાંતિથી સહન કર્યાં; જોકે તેમણે તેનું ઘર અને તેની વહાલી વસ્તુ-ઓનો નાશ કર્યો પણ કોઇ એક એવી વસ્તુ તેની પાસે બાકી રહી હતી કે જેનો તેઓ નાશ કરી શકયા નહીં; આ વસ્તુ તે ધૈર્ય હતું. તેણે સિપાઇઓનો એટલો તિરસ્કાર કર્યો કે જેથી તેમનું અંતઃકરણ રહેજ પણ ડખ્યા વગર કહ્યું નહીં હોય. તેણે પોતાના દુશ્મનોને કહ્યું કે "તારાઓ મારે માટે રહેવા દેશો ? દુનિઆમાં એવી પણ ચીજો છે કે જેને રાજ્ય-ક્રાંતિ પણ લઇ શકશે નહીં." આવી સ્ત્રીઓ અને પુરૂષો કે જેમને પોતાના સદ્દગુણો પર અચલ પ્રેમ હોય તેઓ પૈસે ટકે ગરીબ હોવા છતાં પૈસાદારમાંજ ગણાય છે.

જે અમુલ્ય ચીજની તે સ્ત્રીએ વાત કરી હતી તે સદ્દગુણો છે, અને એ ચીજો તમારી પાસે હશે તો તમે શ્રીમંત થશો. એ જેની પાસે ન હોય, તે પુરૂષ અથવા સ્ત્રી, તેની પાસે ગમે તેટલી દોલત હોય તો પણ ગરીબજ કહેવાશે. તમે તમારી જાતને ઠગશો નહીં, અથવા બનાવટી દેખાવથી તમે ખોટે રસ્તે દોરવાશો નહી. બધી ચીજો કરતાં તમને વધારે પ્રિય છે તે-જીવનનો આનન્દ-દુકાનની બારીઓમાં જે વસ્તુ આપણે જોઇએ છીએ તેમાં લટકતો નથી; અથવા સુન્દર મોંઘા અને ભપકાદાર કપડાં પહેરવામાં નથી, અથવા ગાડીમાં, મોટરોમાં બેસીને હવા ખાવા જવામાં નથી; અથવા મીજબાનીઓ કરવામાં અને તેમાં જે આનંદ મળે છે તેમાં પણ નથી અથવા જે સુન્દર અને મોટાં મકાનમા તમે રહો-છો, તેમાં પણ નથી. પણ જીવનનો ખરો આનન્દ નમ્રતા, સાદાઇ અને

સહનશીલતામાંજ સમાયલો છે.

ઘરમાંથી જીંદગી ઉત્પન્ન થાય છે, એમ કહેવા કરતાં એ વધારે ખરૂં છે કે જીંદગીમાંથી ઘરો ઉત્પન્ન થાય છે. તમારી પાસે સુન્દર મકાનો હશે કેમકે તમને સુન્દર ચીજો પર પ્રેમ છે પણ તમારી પાસે જે સૌન્દર્ય છે તેને જો તમે ચાહો નહીં તો એ સુન્દર મકાન તમને મદદ કરશે નહીં. આપણેજ આપણી પરિસ્થિતિ ઘડીએ છીએ; આપણે આપણી જીંદગીને અનુકૂળ સત્તાઓ આપણી આસપાસ એકઠી કરીએ છીએ; તમારી જીંદગીમાં ઘણા ખરાબ અને દીલગીરી ભરેલા પ્રસંગો આવશે; એવા પ્રસંગમાંથી આ દુનિઆનાં આટલા બધા લોકમાંથી ભિન્ન ભિન્ન સ્વાર્થો કોઇકજ છટકી શકે તેમ છે. અને ગમે તેવી સાવચેતી છતાં પણ ખરાબ અસરો તમારી પાસે ચાલી આવે, તોપણ તે મહાન પિતા કે જે આ સૃષ્ટિનાં મહારાજ્યનો સમ્રાટ છે તેની પ્રિય પુત્રી તરીકેના. **રાજકન્યા** તરીકેના બખ્તરથી તમે તમારો બચાવ કરજો. જે સારૂં અને કુદરતી છે તેને તમે અનુકૂળ થશોજ કેમકે તમે સદ્‌ગુણી છો, અને તે મહાન પિતાનાં પ્રિય પુત્રી છો તેથી દરેક જણ તમને આદર્શરૂપ ગણશે. માટે તારે તમારૂં વર્તન ઘણુંજ સંભાળ ભરેલું રાખવું કે જેથી તમારાં મનને દુઃખ આપે તેના ખરાબ પ્રસંગો સામે અથવા તમારા કાનને કર્કશ લાગે તેવાં વાકયો સામે ટકકર લેવાને વજ્ર જેવાં બની રહેવાનું બળ તમારામાં આવશે.

ખેતરોની વાડ પર ઉગતાં અને જંગલોમાં ઉગતા ફુલો કેવી રીતે ઉગે છે તેનો વિચાર કરો. તેની અંદર મનુષ્યનો હાથ જરા પણ લાગતો નથી છતાં પણ જે સૌન્દર્ય પોતાની મેળે, ફકત કુદરતેજ બનાવેલાં ફુલોમાં દેખાય છે તેવું સૌન્દર્ય મનુષ્યોએ તૈયાર કરેલા બાગોમાં દેખાતું નથી. તેઓ બાગમાં પણ કુદરતની નકલ કરે છે, પણ તે સંપુર્ણ થઇ શકતી નથી. જે સૌન્દર્ય કુદરતી ખીણો, ટેકરીઓ અને નદી કીનારાની

કરાડોમાં છે તે સૌન્દર્ય, મનુષ્યે તૈયાર કરેલી ખીણો અને ટેકરીઓમાં આવી શકતું નથી. **તેમજ તમે જો સાદાઇ અને નમ્રતા રાખશો તો તમે એ કુદરતી ફુલો જેવાં સુંદર લાગશો, પણ જો ટાપટીપથી તૈયાર થશો અને કુદરતની મશ્કરી કરશો તો તમે પોતેજ કૃત્રિમ થશો.** પૃથ્વીની અદ્વિતીય, અગાધ અને આશ્ચર્યકારક, પ્રાચીન પણ તે છતાં હમ્મેશાં નવી એવી જે નવાઇઓ તેનાથી તમે તમારી લાગણીઓને મંદ થવા દેશો નહી; જો તમે તમારી લાગણીઓને મંદ કરવાને બદલે સતેજ રાખશો તો દુનિઆ તમારીજ થશે; તેનાં ખેતરો તમારા રાજમહેલો થશે; ગલીઓ તમારા ઝરૂખા થશે; તેનાં જંગલો તમારાં આરસપહાણનાં દીવાનખાનાં થશે; તેની લીલોતરીવાળી જગા તમારા નરમ ગાલીચા બનશે તેની ટેકરીતો તમારૂં સિંહાસન થશે; ટુંકમાં તમે સ્થુળ બાબતો કરતાં સૃષ્ટિ સૌન્દર્ય પર વિશેષ લક્ષ આપતાં શીખશો તો તમને સમજ પડશે કે ઇશ્વરે મનુષ્યો માટે કેવી સુખદાયક સામગ્રી તૈયાર રાખી છે. અને એ જાણ્યા પછી તમે તેનો અત્યન્ત આભાર માનશો, **અને ઈશ્વર પર શ્રદ્ધા રાખશો તો તમને જગતનો ભય રહેશે નહી.** દુનિઆ તમારો મિત્ર બનશે અને કોઇ ખરાબ બાબતોનો તમને ભય રહેશે નહી; તમને ઘરનાં જેવો આનન્દ લાગશે; દરેક વસન્ત ઋતુ તમારી નવી આશા અને ઉમેદો ભર લાવશે; ઉનાળે તમારામાં નવું બળ આવશે; દરેક શિયાળો તમારી ઉન્નતિ કરશે. અને ઇશ્વર ઉપરની તમારી આસ્થા મજબુત બનશે; જો તમારે ઇશ્વરને ઓળખવો હોય તો તમે કુદરતનું નિરીક્ષણ કરતાં શીખો" રમા વાંચતાં વાંચતા—ઉંઘમાં ખેંચાઇ જવા લાગી, ને મહા પરાણે પુરૂ થતાંજ ઉંઘી ગઇ !—

રાત્રિના બે વાગવાનો સુમાર થયો. ગુણીને ઉંઘ ન આવી. જયન્તના મનનો કંઇક અસ્થીર મામલો તેના જાણવામાં આવ્યો. જયન્ત કદી પણ ગુણીને દુભાવે નહિ, અને તેના વિના કદી ભોજન ન લહે, કે પાણી ન

ગીયે, તે બાબુના આ ઉત્કૃષ્ટ આનન્દમાં, પવિત્ર કાર્યમાં ભાગ ન લહે, તેનુ કારણ તેનાથી કશી રીતે કલ્પી શકાયું નહિ. તેનુ મન બહુજ ખેદીત બન્યું. જયન્તને વારંવાર, વારી વારીને તેણે પુછ્યું ! વાળી વાળીને પ્રશ્ન કર્યાં, પણ કોણ જાણે જયન્તના મનમાં સો ઉંડો ઘા જાણે હોય, કેવાયે ગંભીર ગુંચવાડામાં સપડાઇ ગયો હોય, તેવી મુખ ચર્યા જોવામાં આવી ! જ્યાં સુધી માણુસ બોલતું હોય, ત્યાં, સુધી તેના ઉપાય થાય, પણ જ્યાં જવાબજ નહિ, ત્યાં ભાષાના શબ્દોમાંથીયે તત્વ કેમ ખેંચાય ? આખરે ગુણી થાકી અને એકલીજ, બાળકોને લઇને ચાલી ! આહા ! તેને નહિ લાગ્યું હોય.કે પ્રયાગ સુધી-દ્દેવા આવનાર, ને સુર્ય નદીના કાંઠાના જીર્ણ ઉતારામાં ભોજન–ટીમણુ કરનાર જયન્ત, તેજ આ જયન્ત કેમ આવવાને હઠીલો થયો હશે ! ગુણીએ તે વાત વિસારી, ને મનને ઠારવા માંડયું. ને ઉંઘમાં પડી

વાંચનાર ? ગુણવંતીના હૃદયમાં જે કલ્પના ઉત્પન્ન થઇ હતી, તેનોજ ચિતાર તેણે સ્વપ્નામાં નિરખ્યો ! પોતાનો પ્રિય ભરથાર, ચન્દ્ર પુર્ણિમાં જેવો ધવળ અને નિર્મળ મનનો જાણેલો, તે રાહુના પાશથી જાણે ઘેરાયલો હોય, એવી સ્થિતીમાં તેણે જોયો ! આહા ! સ્વપ્નામાં શું જોયું ! જયન્તને એક નાવકા સાથે રમતો, રમાડતો અભય વચન આપતો અને ગુણીને જાણે પરણ્યો નહોય, પ્રેમ આપ્યો ન હોય, સંસાર ચલાવ્યોયે ન હોય, જે ગુણી જીવંતીયે ન હોય, તેવો આભાસ જોયો–તેણી સ્વપ્નામાંજ રડી–ને તે રડવાનો અવાજ મોજીમહારાજના કાનમાં પડતાં, તે ચમકી ઉઠયો !–

અરે ! પણ તેટલાં બીજો ધડાકો થયો–રેલ્વે અકસ્માત્ થયો–હોહાકાર થયો–કોળાહોળ થયો પેસેંજર જાગી ઉઠયાં–અને ગુણી પણ જાગૃત થઇ ગઇ ! રેલ્વેના અકસ્માત્‌ના ભયમાં પેલી સ્વપ્નાની વાત વિસરી ગઇ !–

અકસ્માત કંઇ ગંભીર ન્હોતો–ગાડી બીજા પાટાપર ચડી ગઇ હતી. ને સામે પડેલા એક ડબા સાથે અથડી હતી–કોઇને ઇજા થઇ

નહતી–એકાદ કાલમાં તો પાછી શરૂ થઇ અને સર્વ શાન્ત પડી ગયું; પણ ગુણીના મગજમાં જે ભય પેઠો, તે પાછો જાગૃત થયો. ગુણી મુખથી કહે, તે પહેલાં મોઝી મહારાજાએજ પ્રશ્ન કર્યો, ને ગુણીની આંખમાં આંસુ આવી ગયાં !–

કહું શું હું ન કહેવાયે, કહેતાં જીભ ખેંચાયે !

કહું તો મા મરી જાયે, ન કહું તો બાપ કુતો ખાયે ! તોપણ સાંભળો તમને કહું છું. કલ્પનાની વાત છે. સ્વપ્નાની વાત છે. તે સાચી નથી ! માત્ર મને સ્વપ્નું આવ્યું છે.

"જયન્ત જાણે આ રત્નનગરીની સુંદરીના મોહમાં સપડાઇ ગયો. સુંદરી અજબ રીતે જયન્ત પર મોહી પડી, મદનિકાની આંખમાંથી જે કામનો રસ ઝરતો હતો, તે એવો તો મધુર હોવો જોઇએ, કે જેનાં ઝરણો નીચે પડવા દેવાને જયન્ત જાણે આગ્રહી બન્યો હોય, ને મરંદી પેલા મધુર મરંદીનાં પ્રેમાશ્રુ ઝીલવા તલ્પતી હોય, કામ વ્યાકુળી વલ્લભા પીયુનો મદન–રાગ મેળવવા તલ્પતી હોય, તેવો ભાવ પરસ્પર ઉભો થયો. મદનિકા જાણે ઘણાજ કામના સમાગમમાં આવેલી હોય તેવી રીતે જયન્તના અંતઃકરણમાં મળી ગઇ. જયન્ત જાણે તેને કેટલાક કાળથી ચાહતો હોય, તેમ તેની જોડે વર્તવા લાગ્યો. "મદનિકા ? તુ હવે નિર્ભય થઇ હોય, તો આ બાંક ઉપર બેસીને નિરાંતે શરીરને આરામ આપ. તું આવી છું, ત્યારની ઉભી છું." જયન્તે પેલીનો હાથ પકડીને બાંક ઉપર બેસાડી. મદનિકા હસીને બોલી.

"આપને હું શું કહીને બોલાવું ?"

"ત્હારી સાથે મ્હારો શો સંબંધ છે ?"

"મને આપે અભયવચન આપીને રક્ષણ કરવા કહેલું છે, એ કંઇ પૂર્વના સંચિત વિના બનતું નથી !"

"હું તો માત્ર ત્હારી સ્થિતી બંદબેસ્તી થતાં સુધીનોજ સગો થઇ

રહીશ; કેમકે મ્હારો નિવાસ મુંબઇમાં છે, મ્હારી પ્રિયાનો મને અસંજોગ નથી !"

"હું અત્યાર સુધી કોઇની થઇ નથી, હવે થવાની નથી. તમે મ્હારા સંગિતના સાથી હશો, એમ મને લાગ્યું છે, મને હૃદયમાં એમ થાય છે, કે હું ભયંકર આફતમાં છતાં, મ્હારી આ કેદ પકડાયલી છતાં, મને નિર્ભયતા મળી છે, ને તેથી હું માનું છું, કે હવે મને આપ અળગી તો નહિંજ કરશો; કદાચ નજર પાસેથી દુર રહીશ, પણ હૃદયમાં તો રહીશજ !"

" એટલું બધું શા પરથી કહી સકો છો ?"

" હમારી જાતમાં કુદરતે એવી જાતનું લક્ષણ મુકેલું છે. ઝવેરાત પારખવાનો હમારો એક જાતનો આ ધંધો છે—જો કે મ્હારી માતાએ પણ નાયકા તરીકે ધંધો કરેલો નથી. હું પરપુરૂષનું મોં જોતી નથી. રાવસાહેબના કેટલાક પિછાણદાર મિત્રોને મળવા માટે મને બહુવાર આગ્રહ કરેલો હતો, પણ મેં તે સ્વિકાર્યો નથી, આ કારણસર રાવસાહેબ મારાપર ગુસ્સે રહે છે. મને ઘર ઘરના વર જોઇતા નથી. મને ટુકડા ખાવાનું ગમતું નથી. મને પરસ્ત્રીપ્રેમી પસંદ નથી, માત્ર ઘડીભરનો રસ રંગ લ્હેનારા ઉગના ભમરાની હું સાથી થતી નથી. હું મુરલી છું, દેવીને અર્પણ થઇ છું. મને લાગે છે, કે કદાચ પુર્વકાળની કોઇ વિધવા હઇશ અને રખે—મને સંભ્રમ થાય છે, કે તમારા પ્રેમ વિયોગે ઝુરી મરી હઇશ.

મદનિકા હસી.

" મુર્ખ ! જીવતા ધણીએ રંડાપો ક્યાંથી આવે ? ને તે વિધવા, પ્રેમ વિયોગે ઝુરી કેમ મરે ?"

"ધારો કે તમારી સાથે વિવાહ થઇ ગયો હોય, અને કાળ યોગે તેનો વિવાહ તૂટી જતાં તે બીજાને પરણી હોય, અને તેના પ્રેમહીણ પતિ

ગુજરી જતાં, કદાચ તમારાજ વિયોગમા હું મરી ગઇ હોઉં, ને મુરલી. રૂપે તમારા સંસ્કાર પાછળ ઘસડાતી હોઉં તો ?"

"શાન્તનું"--

"હા-શાન્ત-નું જ !" એક અજબ ધ્વની થયો-અને પલકવારમાં વીજળીનો ચમકારો થતાં જ કોઇ દેવાંગનાનો ઓળો સામેથી પસાર થયો.. મદનિકા, જયન્તના ખોળામાં પડી ગઇ. અને જયન્ત પેલા ઓળા તરફ જોઇ રહ્યો-તે વિસ્મય થઇ બકયો-ભયભીત દીસે બોલ્યો.

"કોણ સુમતી ?"

"પતિ-ધર્મનો પુજનીવ પ્રપાઠ લક્ષ હીણુ થાય છે !"

આ શબ્દ તેના કાનમાં પડયા, અને જયન્તને મુર્છા આવી ગઇ.. આહા ! શું આ મહાદેવી સુમતીએ કંઇ સુચના કરી હશે ? શું આ રીતે. પુર્વ સંસ્કારનુ ત્રિકાળ દર્શને સર્વને ન થયું ?

---

## પ્રકરણ ૬ હું.

### મદનિકાનો મનોવેધ.

"ઉગે છે સૂર્ય થાવા અસ્ત, ખીલે છે ફૂલો ખરવા;
હમે તો જાણી બેઠા છે, હમે જનમ્યા છીએ મરવા.
વિંધાએલું ફરી વીંધો, મરેલાં ને ભલે મારો;
નથી સામર્થ્ય એ તમમાં ન થાવાનું કદી કરવા.
તમે છો બાળવા પેદા થયાં, બળવા હમે જનમ્યા;
તમારા એક સદા તૈયાર મીઠા શબ્દ પર મરવા.
પછી એ મોતની ધમકી અને આ લાલ ડોળા શા ?

પતંગે છે દબાવ્યું દીપ પર કુરબાન તન કરવા,
થવાનું તે થશે તેમાં તમારી બહાદુરી શાની ?
ન થાવાનું કરો તો જાણું છે પ્રભુતાઇ તમ કરમાં."

.........

"ઘડા ઘટમાળના ખાલી થતા પછા ભરાવાને;
હઠીલા હઠ લઇ બેઠા હવાડાને હઠાવાને.
થશે ખાલી, નીચા જાશે, ભરાશે, આવશે ઉપર,
એ ફરશે બસ ફર્યા કરશે, હવાડો પુર્ણ થાવાને.
ભરાશે હોજ નહીં પુરો, થશે આંટો નહીં પુરો;
થશે ખાલી ભરાવાને, ભરાશે ખાલી થાવાને.
શીખ્યા ઘટમાળથી હઠયોગ ગીતાએ પુરી શહાદત;
હમારૂં મોત પણ આવે નવો જુસ્સો જગાવાને.
ન રોશો, ના દયા ખાશો, પ્રભુની આણ છે તમને;
મનાઇ છે હમારા મોતપર આંસુ બહાવાને,
કરીશું મોતનું પણ મોત, છો આવે, ભલે આવે;
હમે તો છુટ દીધી રાત–દી ધૂણી ધખાવાનો.
નહીં મરશું, નહીં મરશું ભલેને ખુદ ખુદા આવે;
થશે એ ખાક આતિશ આવતાં હમને જલાવાને.
સુણાવો ના એ મુક્તિમંત્ર કે વૈકુંઠનાં વાજાં;
હજુએ વાર છે મ્હારી પ્રતિજ્ઞા પુર્ણ થાવાને."

જયન્ત જરા વારે શુદ્ધિમાં આવ્યો. સંભ્રમ માલમ પડયો. પોતાના ખોળામાં મદનિકાને પડેલી જોઇ પવિત્ર પતિધર્મના અંકુશની છાયા રગેરગ પર છવાયલી હોવાથી પરસ્ત્રીના સમાગમ વિશુદ્ધ હૃદયના પ્રેમીને અપવાદરૂપ–પાપરૂપ હોવાથી આ એક અગમચેતી થયલી માની; પણ ઓકારીનો અભાવ જ્યાં સુધી મનમાં, દૃષ્ટિમાં ભાસ–વાસ થતો હોય,

ત્યાં સુધી ટકી રહે છે મૃત સ્ત્રિની સૌંદર્ય—પ્રભા માત્ર નવલરત્નને ચળકાટ તન પર પડયો હોતો નથી, ત્યાં સુધીજ રહે છે. આ સર્વ વિહ્વળ મનના વિલાસી જનો માટે છે. સદૃઢ પ્રેમી, એક પત્નીવૃત્ત ધારી, અત્રે જ્ઞાની જન તો પોતાનું મળેલું સુખ ગુમાવી દીધા પછી અન્ય સુખ પર હરવાની પતંગરૂપ મનોરથ સફળ કરવા ચાહતાજ નથી કદાચ સંસ્કાર અને સંચિત સાથે જોડાઇને પરાણે પુજા કરાવે તો નિરૂપાય ! જે પ્રતિબિંબ જયન્તને નજરે ચડયું, તેજ પ્રકાશ મદનિકાના મન પર છવાઇ રહ્યો. જયન્ત મનકિાના મુખ તરફ જોઇ રહ્યો. કોમળ માખણનો લોંદો પોતાની જંઘાપર પડેલો જોયો. રેશમી પણ છુટા ફરફરતા વાળ છેક જમીનને નમસ્કાર કરતા હતા, તે જોયા. મલમલની નાજુક ચોળીમાં છુપાયલાં બે રત્ન " નીમલ-માણેક " જોયાં. કદળીની ડાળી જેવા નાજુક હાથ જોયા-કટી અને પગ સુધીનો લંબાયલો ભાગ નજરે પડયો. આહા ! પ્રભુને શું કહીએ ?

વેશ્યાને અનુપમરૂપ આપ્યું. કમળને કીચમાં નીપજાવ્યું. સર્પ ચાથે મણી રાખ્યું. ને કંજુસને ધન આપ્યું.

આ નવ યૌવના સ્ત્રી મદમાં આવી છે. પિયુની અપેક્ષિત લલના કેવળ વિશુદ્ધ રત્નસમી છે. વેશ્યાની દીકરી એવી પવિત્ર ને કુલાંગના સ્વરૂપા ન હોય ! કોઇ કુળવાન વીર્યનું આ માંસળ છે. કોઇ પુન્યવાન જીવડાનો આ અવતાર છે. મ્હારૂં એક પતિવ્રત્તધારી મન કદાપિ પર સ્ત્રી પર દોડે નહિ, પણ આજે આ લલના, જેને મેં કદી દૃષ્ટે કે સ્વપ્ને જોઇ નથી, તેના પ્રત્યે અપૂર્વ ભાવ ઉભો થયો છે, તેનું કારણ શું હશે ?

"શું આ માસલ ગાત્રીય રત્નમણી વિરહ વેદનાથી ઝુરી મરશે ? એ કહે છે, કે મ્હારા વિના તેણીએ કોઇનું દર્શન કર્યો નથી. તેમ તેણે કોઇ પુરૂષનું ચિન્તવન કર્યું નથી. અને હવે પ્રભુએજ તેને મ્હારા રક્ષણ તળે મુકી છે, માટે મ્હારે તેને સંભાળવી"! આ વાત શું સાચી હશે ? અરેરે !

ગુણીને જો આ પ્રસંગની ખબર પડશે તો ? હજી તો એ વિષેનો ખેદ તાજોજ છે. માત્ર વિનોદમાં પેલી શાન્તનુનું નામ સાંભળવાનો કર્ણ-દોષ વિસરાયો નથી. શું ત્યારે મ્હારે આ લાલચુ ફળનો અંગિકાર કરવો પડશે ? અગર શું હાથ ચડેલો હીરલો ગુમાવવો પડશે ? ત્યારે શું મ્હારે મ્હારે પ્રિયાંગનાને છળવી પડશે ? પ્રેમ-ઘાત કરી કરીને તેણીને અદ્ધર આશામાં લટકાવવી પડશે ? શું મ્હારે વિશ્વામિત્ર અને મેનકાનું થશે ?

"અરે, ઓ મધુરી ! તું અહીં મ્હારા ખોળામાં આવી ન્હોત તો બહુ સારૂં થાત ! હું ખાસ પ્રેમ વોરવા ન આવી શકતઃ મોહ તો મૃગજળ જેવો છે. અહીંથી છુટયા પછી સહજ વિસરાઇ જાત, પણ હવે તો એવડા બન્ધનમાં તે મુકયો ! તને છોડી જતાં મને મહાદોષ લાગે ! રક્ષણ કરવાનું અભય વચન દઇને વિશ્વાસઘાત કરવાનું પાપ લાગે ! વળી ત્હારા સહવાસમાં આવતાં મહા સંતાપ થાય ! હવે શું કરવું ?–

જયન્તના મુખમાંથી આ પ્રકારનો નાદ બહાર પડયો. અને તેને તરત પ્રત્યુત્તર મળ્યો.

"અનાથનું રક્ષણ કરતાં કદાચ સંકટ આવશે, તોયે પ્રભુજી પાર ઉતારશે" મદનિકા ઉઠીને બોલી.

"મદિનકા ! તુ સ્ત્રી જાત હોવાથી, ને આફતથી મારેલી હોવાથી મેં રક્ષણ કરવાને વચન આપ્યું છે, પણ હું વિદેશી છું. તું કહે તને કયા પ્રકારનું રક્ષણ જરૂરનું છે ?

"આપની છાયામાં સુખે રહી શકું, આપનાં દર્શન લઇ શકું, અને આપ વિના બીજાનો આશરો તજી શકું એટલું રક્ષણ જોઇએ."

"એ તો નિમાજ પઢવા જતાં મસીદ કોટે વળગ્યા જેવું થાય. મ્હારે તો હવે મુંબઇ જવાનું થશે. હું તો એક કુળવાંન ને ઘર સંસારી છું. મ્હારે એક ઉમદા ગુણની પવિત્ર પ્રમદા છે. મને બે બાળકો છે. હું તને પ્રેમ દાન દઇ શકીશ નહીં. ત્હારા જીવન સુખ માટે તું કોઇ પણ પ્રેમીને

મેળવી શકીશ. મને આશા છે, કે મ્હારે ગળે તું નહિં વળગીશ ?"

"દયાનાથ ? આપે હાથ ઝાલ્યો છે, તો હવે મને પડતી મુકવી ન જોઇએ. કુબ્જા જો કૃષ્ણ પ્રભુને શરણે ગઇ, તો તે મુક્તિ પામી, પ્રભુએ સ્વિકારી."

"ત્હારા નમણા મુખપર છવાયલી દયાની છાંટ, મ્હારા કોમળ અંતઃકરણને માયાળુ બનાવે છે; પણ મુજ સરખા એક પતિવ્રત્ત ધારી પુરૂષે ત્હારા પ્રેમને સ્વિકારવો, એ મ્હારી લગ્નવતી પ્રિયાના પ્રેમનો–અરે પ્રભુજીને આપેલાં વચનનો ભંગ કરવા જેવું થાય, અને મ્હારાં સત્કર્મનો નાશ થવા જેવું થશે."

"ને જો મ્હારા પ્રેમનો અનાદર થશે, તો મ્હારી જીંદગીનો મનોવેધ કરવા જેવું થશે."

"વારૂ, મને અહીંથી મુંબઇ જવું પડે તો ત્હારો શો માર્ગ કરવો ?"

"મને આપની સાથે લઇ જવી !"

"અગર તેમ બની ન શકે તો ?"

"તો મ્હારા ધર્મપર બળાત્કાર થશે, અને હું મ્હારૂં પતિવ્રત જાળવવા યત્ન કરીશ, ને તેમ કરતાં મ્હારે આપઘાત કરવો પડશે, તો તે પાપ મ્હારા રક્ષણ કર્તાની ગેરહાજરીને લીધે તેને શીર ચડશે !"

"ત્યારે મ્હારે શીરે પણ સંકટ આવ્યું છે ?"

"હું અહીં રહી શકું તેમ નથી, કેમકે હાલની જે આફત છે, તે પ્રસંગે મ્હારા માટે તલપી રહેનારા કાગડાઓ કદાપિએ મને અટુલી જાણીને સુખે રહેવા દે નહિ !"

"બાળા ! ત્હારા હૃદયને રોકી રાખ તો સારૂં !

"મ્હારૂં રક્ષણ હવે બીજાના હાથે થવાનુ જ નથી,"

"તારે ગમે તો મારો યા તારો, હવે હું બીજાને જોવાનીજ નથી."

"વારૂ ! હાલ તો હું તને અહીં મુકી જાઉં છું, મ્હારે મુંબઇ

ગુણીને જો આ પ્રસંગની ખબર પડશે તો ? હજી તો એ વિષેને ખેદ તાજોજ છે. માત્ર વિનોદમાં પેલી શાન્તનુનું નામ સાંભળવાનો કર્ણ–દોષ વિસરાયો નથી. શું ત્યારે મ્હારે આ લાલચુ ફળનો અંગિકાર કરવો પડશે ? અગર શું હાથ ચડેલો હીરલો ગુમાવવો પડશે ? ત્યારે શું મ્હારે મ્હારે પ્રિયાંગનાને છળવી પડશે ? પ્રેમ–ઘાત કરી કરીને તેણીને અદ્ધર આશામાં લટકાવવી પડશે ? શું મ્હારે વિશ્વામિત્ર અને મેનકાનું થશે ?

"અરે, ઓ મધુરી ! તું અહીં મ્હારા ખોળામાં આવી ન્હોત તો બહુ સારૂં થાત ! હું ખાસ પ્રેમ વોરવા ન આવી શકત. મોહ તો મૃગજળ જેવો છે. અહીંથી છુટયા પછી સહજ વિસરાઇ જાત. પણ હવે તો એવડા બન્ધનમાં તે મુંકયો ! તને છોડી જતાં મને મહાદોષ લાગે ! રક્ષણ કરવાનું અભય વચન દઇને વિશ્વાસઘાત કરવાનું પાપ લાગે ! વળી ત્હારા સહવાસમાં આવતાં મહા સંતાપ થાય ! હવે શું કરવું ?–

જયન્તના મુખમાંથી આ પ્રકારને નાદ બહાર પડયો. અને તેને તરત પ્રત્યુત્તર મળ્યો.

" અનાથનું રક્ષણ કરતાં કદાચ સંકટ આવશે, તોયે પ્રભુજી પાર ઉતારશે " મદનિકા ઉઠીને બોલી.

" મદનિકા ! તુ સ્ત્રી જાત હોવાથી, ને આફતથી મારેલી હોવાથી મેં રક્ષણ કરવાને વચન આપ્યું છે, પણ હું વિદેશી છું. તું કહે તને કયા પ્રકારનું રક્ષણ જરૂરનું છે ?

" આપની છાયામાં સુખે રહી શકું, આપનાં દર્શન લઇ શકું, અને આપ વિના બીજાનો આશરો તજી શકું એટલું રક્ષણ જોઇએ. "

" એ તો નિમાજ પઢવા જતાં મસીદ કોટે વળગ્યા જેવું થાય. મ્હારે તો હવે મુંબઇ જવાનું થશે. હું તો એક કુળવાન ને ઘર સંસારી છું. મ્હારે એક ઉમદા ગુણની પવિત્ર પ્રમદા છે. મને બે બાળકો છે. હું તને પ્રેમ દાન દઇ શકીશ નહીં. ત્હારા જીવન સુખ માટે તું કોઇ પણ પ્રેમીને

મેળવી શકીશ. મને આશા છે, કે મ્હારે ગળે તું નહિં વળગીશ ?"

"દયાનાથ ? આપે હાથ ઝાલ્યો છે, તો હવે મને પડતી મુકવી ન જોઇએ. કુબજા જે કૃષ્ણ પ્રભુને શરણે ગઇ, તો તે મુક્તિ પામી, પ્રભુએ સ્વિકારી."

"ત્હારા નમણા મુખપર છવાયલી દયાની છાંટ, મ્હારા કોમળ અંતઃકરણને માયાળુ બનાવે છે; પણ મુજ સરખા એક પતિવ્રત ધારી પૂરૂષે ત્હારા પ્રેમને સ્વિકારવો, એ મ્હારી ગુણવતી પ્રિયાના પ્રેમનો—અરે પ્રભુજીને આપેલાં વચનનો ભંગ કરવા જેવું થાય, અને મ્હારાં સત્કર્મનો નાશ થવા જેવું થશે."

"ને જો મ્હારા પ્રેમનો અનાદર થશે, તો મ્હારી જીંદગીનો મનોવધ કરવા જેવું થશે."

"વારૂ, મને અહીંથી મુંબઇ જવું પડે તો ત્હારો શો માર્ગ કરવો?"

"મને આપની સાથે લઇ જવી !"

"અગર તેમ બની ન શકે તો ?"

"તો મ્હારા ધર્મપર બળાત્કાર થશે, અને હું મ્હારૂં પતિવ્રત જાળવવા યત્ન કરીશ, ને તેમ કરતાં મ્હારે આપઘાત કરવો પડશે. તો તે પાપ મ્હારા રક્ષણ કર્તાની ગેરહાજરીને લીધે તેને શીર ચડશે !"

"ત્યારે મ્હારે શીરે પણ સંકટ આવ્યું છે ?"

"હું અહીં રહી શકું તેમ નથી, કેમકે હાલની જે આફત છે, તે પ્રસંગે મ્હારા માટે તલપી રહેનારા કાગડાઓ કદાપિએ મને અટુલી જાણીને સુખે રહેવા દે નહિ !"

"બાળા ! ત્હારા હૃદયને રોકી રાખ તો સારૂં !

"મ્હારૂં રક્ષણ હવે બીજાના હાથે થવાનુ જ નથી,"

"તારે ગમે તો મારો યા તારો, હવે હું બીજાને જોવાનીજ નથી."

"વારૂ ! કાલ તો હું તને અહીં મુકી જાઉં છું, મ્હારે મુંબઇ

જવું પડશે, તાકીદનો તાર આવ્યો. વળી મને તેડાવ્યો છે. રસોયો સારો માણસ છે, વળી હું કલેકટર સાહેબનાં માણસોને પણ ભલામણ કરતો જાઉં છું, કે ત્હારી તરફ કોઇ આડી નજરે જોય નહિ. થોડા દિવસમાં હુ પાછો આવીને બીજે ખાનગી બંદોબસ્ત કરી દઇશ."

" શું તે રીતે મ્હારી ઇજ્જત સલામત રહેશે ? "

" હા, હવે તું અમારા કમ્પાઊન્ડમાં છું. ત્હારૂં કોઇપણ નામ લઇ શકશેજ નહિ !" આ પ્રસંગ ગુણીના સ્વપ્નામાં આવ્યો.

" ગુણી બ્હેન ? સ્વપ્નાં તો આમ પંપાળ છે, મન જખ મારે, ત્યારે તેને રોકાતું નથી ! પ્રભુ સૌ સારૂં કરશે.

" જયન્તિલાલ મારી સાથે ન આવ્યા. તેથી મનમાં–

" તેથીજ આ અઘટિત કલ્પનાયે માર્ગ લીધો. ને તમને બ્હીવરાવ્યાં ! લ્હો, સવાર થયું. દાતણ પાણી કરો ! જુઓ–બ્હેન બાઇ પણ ઉઠયાં!–" મોછ મહાજે વાત ઉડાવી દીધી–ગુણીને બીજે રસ્તે મુકી દીધી–અને ગાડી આગળ ચાલી; અહીં જયન્તને–રાતના રેલ્વે અકસ્માતનો તાર, પેપરમાં છપાયો–તે પ્રભાતમાંજ વાંચવામાં આવ્યો. ને તે ચિન્તામાં પડયો.

વાંચનાર ? સન્તતિના સંસારી પ્રકરણનો બીજો ખંડ અહીં પુરો થાય છે. જયન્તિલાલ મુબઇ ગયો, ત્યારે મદનિકા પણ તેની પુંઠ પકડીને શા માટે મુબઇ તરફથી રવાના નહિ થઇ હોય ! રત્નનગરીમાં તો તે ભયંકર હાલતમાં છે. કેદી માતાને મળવાને તેણી અશક્ત છે. ત્યારે તે બીજે ક્યાં ગઇ હશે ? તે ત્યાં હોય, પણ હાલ તો ગુમ થઇ ગઇ છે. નવલરાય બિચારો ધર્મ–વિચાર કરતો કરતો કયાં જઇ અથડયો છે, તેની પણ શોધ કરવી જોઇએ માણેક બિચારી પોતાના પતિ કુન્દનલાલની માંદગી માટે ગઇ છે. વીરપુરની રાજ ખટપટનો કોળાહળ જાગ્યો છે, તેથી જે ખળભળાટ મચી રહેલો છે, તેની પણ ખબર કઢાડીયે ! રાજેન્દ્ર અને સુરેન્દ્રની રીન્હીલીયન કારકીર્દિ પર અનિવાર્ય સંજોગે, અને હાલની હિંદની અભાગી સ્થિતી

વડે, તેમના પર જે અસહ્ય આપત્તિ તરપી રહી છે, તેનાં દર્શન પણ કરીએ ! રતન અને લીલુનાં સમકાલિન સુખડાં જોઇએ. પ્રેમ લીલાનું નાટક નિહાળીયે. પ્રથમ તો વીરનગરીમાં અમાત્ય કુટમ્બનો મહિમા જોઇએ. અને તે સાથે વીરપુરના રાજકુલની અવદશાનાં અવતરણ થતાં તપાસીએ ! જગતમાં અસ્તોદયનાં વાદળાં ફર્યાજ કરે છે. તો સન્તતિના તૃતિય ખંડનું તત્કાળ દર્શન કરીએ !

વાંચનાર ! નીલંમ–માણેક અને સન્તતિના ત્રીજા ભાગ તરફ આપણે સહજ વળવું પડશે, પાત્ર જનોની ડોલતી સ્થિતી સ્થિર થતાં સુધી તેમને દુરથી નિહાળવુંજ પડશે.



# દેલવાડાકર (સચિત્ર) વાર્ત્તામાળા.

| | | |
|---|---|---|
| સેટ. ૧ | નીલમ-માણેક-ભાગ ૧ થી ૮ (આખો સેટ) | રૂ. ૧૨—૦ |
| | „ „ સન્તતિ-ભાગ ૧ થી ૪ „ | રૂ. ૬—૦ |
| | | રૂ. ૧૮—૦ |
| સેટ. ૨. | નિરંજની અથવા વર ઘેલી વનિતા ... ... | ૩—૦ |
| | મધુરી „ પ્રેમ ઘેલી પ્રમદા ... ... | ૪—૦ |
| | મંદારિકા „ મદ ઘેલી મનોરમા ... ... | ૩—૦ |
| | સહચરી „ સ્નેહ ઘેલી સુંદરી ... ... | ૨—૮ |
| | | રૂ. ૧૨—૮ |
| સેટ. ૩ | ચન્દ્રકળા ... ... ... ... | ૨—૮ |
| | બેરીસ્ટરની બૈરી... ... ... ... | ૨—૮ |
| | બ્રોકલેસ બેરીસ્ટર ... ... ... | ૧—૧૨ |
| | શાન્તિ-પ્રિયા ... ... ... ... | ૨—૮ |
| | નવલ ગંગા ભાગ ૧-૨ ... ... ... | ૪—૦ |
| | | રૂ. ૧૩—૦ |
| સેટ. ૪. | બ્હાદુર કસો-ભાગ ૧-૨ ... ... ... | ૪—૦ |
| | લાલન વણજારી... ... ... ... | ૧—૧૨ |
| | પૃથુકુમાર ... ... ... ... | ૨—૦ |
| | દીલાવરી ... ... ... ... | ૨—૪ |
| | | રૂ. ૧૦—૦ |
| સેટ. ૫ | મહિલા સમાજ ... ... ... ... | ૧—૮ |
| | કિન્ડર-ગાર્ટન ગ્રંથમાલા ... ... ... | ૪—૮ |
| | પ્રસુણું ન્હાની બુકો (૪)... ... ... | ૧—૮ |
| | | રૂ. ૭—૮ |

કુલ રૂ. ૫૮ તા. ૧-૬-૨૨ ગી. હ. દેલવાડાકર,

ઠે.-કીન્ડર ગાર્ટન સ્કોલ—ગિરગામ બેક રોડ.—

દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા નં. ૩૧–૩૨

# નીલમ-માણેક

અને

# સન્તતિ.

## ભાગ—ત્રીજો—ચોથો

* * * * *

एकश्चन्द्रश्चसोहंति न च तारा शतैरपि.

મુંબઇ.

વિ. સ. ૧૯૭૮ ઈ. સ. ૧૯૨૨.

લખનારઃ—

ગો. ક. દેલવાડાકર.

કિમ્મત રૂપિયા બે.

# શીખામણનાં થોડાં સુત્રો !

## ( હીતેચ્છુઓના મહામંત્રની માળા. )

૧. કદાચ ભલે આપદ્કાળ પડે, પણ નબળાઇ ન દેખાડવી, કેમકે "**સ્વમાન**" તે જીવન-પ્રતિષ્ટાનો સ્થંભ છે !

મુ. "સ્વ. **ન્હાનાભાઇ રાણીના.**"

૨. નોકરી કરવી હોય, તો ખુદ માલીકની હજુરમાંજ કરવી; કેમકે વફાદારીની ભલે કદર ન થાય, પણ બીજાનો ભોગ તો ન થવાય !

મુ. "**મામા સાહેબ. K**"

૩. જ્યારે કામ થયું, ત્યારે જ તે ખરૂં માનવું, વંટોળીયા તો બહુયે દેખાય, પણ વરસાદ પડે, ત્યારેજ ખરૂં ચોમાસું !

શ્રીયુત. "**પુ. સું. ઝાલા.**"

૪ ઘરના વડીલોએ નબળું ન થવું, કેમકે તેથી આખું ઘર નબળું થઇ જાય છે; યંત્રના એક ચક્રથી આખી મીલ બંધ થઇ જાય છે."

શ્રી. "**ડાકટર પોપટ.**"

૫. **गम्यते यदि मृगेन्द्रमंदिरं ।**
**प्राप्यते कलौ कपोलमौक्तिकं ॥**

"સિંહના સ્થાનમાંથી તો હાથીના ગંડસ્થળનાં મોતીજ મળે !" મ્હોટાનાં મહાવાકયમાંથી તો ઉચ્ચ શીખામણનાં સુત્રો મળે.

૬. કેટલાક વિદ્વાનોનું એમ પણ કહેવું છે કે.

ધુળમાંથી સોનું મળે તો લ્હેવું, કેમકે જડ ભરત જેવા મુર્ખનાં વેણમાંથીયે કોઇવાર "**મુક્તિ**" મળી આવે છે !"

"**દેલવાડાકર**"

# અર્પણ.

નિર્દોષ બાળપુત્રી

## વ્હાલી બાલી ઉર્ફે કળાવતી.

" સન્તતિ " ના અનુપમ આનન્દમા "પુત્ર કરતાં પુત્રી ભલી" એ જનવાદ મુજબ, આ ભાગ્યશાળી સન્તતિ-રત્નના વેલાની અમર-રસ ભાવના ' **સહચરી** ' સમાન તનેજ અર્પણ કરૂં છું.

પુત્ર જો **ભગીરથ** હોય, અને પુત્રી જો ' **સાવિત્રી** ' હોય, તોજ પિતાને સન્તતિ પ્રત્યેનો મોક્ષ, નહિ તો ' **પુત્રી** ' વધુ સારી ! વંશનો વિસ્તાર વધારનારી એ દેવીરૂપ અમરવેલી છે. સુખ દુઃખમાં સહાયી અને આખરે પણ બે આંસુની અધિકારી છે ! કઠોર માબાપો, ધન માર્ગે કન્યાનો વિક્રય કરે છે, તોપણ એ હૃદયહીણ માબાપને સુજ્ઞ પુત્રી વગોવતી નથી; માટેજ પુત્રીની ચાહના માત-પિતાને વન્દનીય છે.

લેખક ( પિતા )

तस्मात्प्राक् पौरुषाद्दैवे नान्यत्तत् प्रोज्झ्य दूरतः
साधुसंगमसच्छास्त्रे जीवमुत्तारयेद्बलात् ॥

" योगवासिष्ठ "

" પૂર્વ જન્મનાં પુરૂષાર્થથી દૈવને જુદું ગણવું નહિ. હું સ્વતંત્ર નથી, પણ દૈવને આધીન છું, આવી રીતનાં ભાગ્યનો દૂરથી ત્યાગ કરીને, સાધુ પુરૂષોનો સમાગમ કરીને, તથા ઉત્તમ આત્મજ્ઞાનના શાસ્ત્રોનું અધ્યયન કરીને બળપુર્વક જીવનો ઉદ્ધાર કરવો " આ મહાવાક્ય ઋષિ-ઓત્તમ વસિષ્ટ ગુરૂએ રામચંદ્રજીને સંભળાવ્યું ! "

આહા ! ગંગા-યમુનાના સંગમ નજીકના હિમગીરીની લીલી છાંયડીમાં આશ્રય લઇ રહેલું ભારતનું ધર્મ-સામ્રાજ્ય, આર્યપદની પ્રાપ્તિની લાલસાએ તાકી રહેલું છે ! સમયકાળ બદલાઇ ગયો છે.

" અબ તો રહી નહિ રાત ! " "બાલ-સખા"

અથવા " વાદળ ફાટવા માંડયું હવે છે,

ધ્રુવાદિ કંઇ કંઇ નજરે પડે છે. " નર્મદ.

આ વીર કાવ્યનો આભાસ થતો દેખાય છે. ભારતીય પ્રજાની નિદ્રા ઉડી છે ! પોતાની કર્મ-સ્થિતીનો બદલાનો રંગ જોવા લાગી છે ! પશુ-પ્રાણીઓમાં કોલાહોલ થઇ રહેલો છે. અને પ્રજાજનનું જીવન, વ્યાકૂલતાથી ગભરાયલું-દોડતું જોવામાં આવે છે.

કાશ્મીરથી તે કન્યાકુમારી સુધીના પ્રદેશનો વ્યવહાર, શાન્તિ-અશાન્તિના વાદળમાં વિખરાયલો જણાય છે.

विपदि धैर्यमथाभ्युदये क्षमा

આ સંત જનોનાં મહાવાકયમાં, સુખની છાયા ટકી રહી છે, અશાન્તિના વાદળમાં શાન્તિનું જળ છુપાઇ રહેલું છે !

ॐ શ્રી.

દેલવાડાકર (સચિત્ર) વાર્ત્તામાળા નં. ૩૦.

# નીલમ-માણેક.

અને

# સન્તતિ.

સચિત્ર—ભાગ ત્રીજો.

## પ્રથમાવૃત્તિ.

कालेन् सर्ववशः

" કાલને વશ જગત છે ! "

## પ્રકરણ ૧ લું.



કાશીરાજાને ત્યાં મહાયજ્ઞ ! એક ખુશ ખબર.

यावत्स्वस्थमिदं देहं यावन्मृत्युश्च दूरतः ।

तावदात्महितं कुर्यात्प्राणान्ते किं करिष्यसि ॥ *

सुभाषित.

---

* જ્યાં સુધી આ શરીર સ્વસ્થ છે, ને જ્યાં સુધી ઘડપણ આવ્યું નથી, ત્યાં સુધી આત્માનું કલ્યાણ કરી લેવું; નહિ તો પ્રાણ ગયા પછી શું કરી શકાશે ?

કાશી રાજા જેવો ધર્મ શીલ, દાનેશ્વરી અને ન્યાયી રાજાની જોડી ભારતમાં થોડીજ છે! સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર અને સૂર્યવંશી મહારાજા રામચંદ્રજીના વંશના સ્વગોત્રીયના ગુણનું વર્ણન શું કરવું? ભાગ્ય જેનું અમૃતધારા જેવું હતું, પુન્ય જેનું ગંગાજળ જેવું હતું, અને ધર્મ જ્ઞાન જેનું સ્વર્ગ જેવું હતું. પ્રજાને પુત્રમાં અંતર ન હતો. શત્રુ મિત્ર સમાન હતા. રાજવૈભવનો ગર્વ ન હતો. શોકમાં કે સુખમાં સદાય નિવૃત્તિ હતી. માનવ અવતારની અપૂર્વ સિદ્ધી મેળવવાની આતુરતા ઉજ્વલ હતી. કાશીપુરીના વેદાન્તીઓ, શાસ્ત્રીઓ, ઋત્વીજો અને વિપ્ર સતો આદિ કોઇ પણ પંડીત કે પુરાણી યથા ઘટિત (યથા જ્ઞાને) ઇચ્છા પુર્ણ કર્યા વિના જતા ન હતા! ભિક્ષુક કે સાધુ સંતને દાન મળતું. દરરોજ એક ગૌદાન, સોના મ્હોરની દક્ષિણાનું દાન થતું. અને અન્નક્ષેત્રમાં ભૂખિયાં દુઃખિયાંનો પુકાર થતો. કાશી રાજાની નિર્મળ આણ ચોમેર ફરતી હતી. પુન્યનો થર બાંધતો હતો, વડવાઓની શ્રેણી પ્રમાણે નીસરણી માંડી હતી. ને તે પુન્ય પ્રતાપથી તેનો નિર્મળ આત્મા, શ્રષ્ટિનાં ચલિત સુખને, પ્રભુના કર્મવાદી સંસાર પ્રત્યે અખંડ દૃષ્ટિએ જોઇ રહેલો હતો. મનોરથ સફળ કરવાને શાન્તિની જપમાળ જપતો અને કીર્તિના નામ ખાતર કે પુન્ય ખાતર પણ ધર્મક્ષેત્રો, ધર્મશાળાઓ, ગૌશાળાઓ વગેરે બાંધતો હતો—સદાય પોતાનું પુન્ય અખંડ રહે, તેવી યોજના કરી હતી—દેહ પડી જાય, ને જશે; પણ પુન્ય પડવું ન જોઇએ, એ તેમનો સિદ્ધાન્ત હતો. જગત પોતાનું હતું. જગતનો પોતે હતો. સંસારનાં કર્મ કરતો. ગૃહસ્થાશ્રમને શોભાવતો. રાજવૈભવની અવગણના કરતો નહિ. મનુષ્ય અવતારને ધિઃકારતો નહિ. મૃત્યુથી ડરતો નહિ, ને ખોટી ખુશામત કે અઘટિત આવકારને માન આપતો નહિ!—

કાશી રાજાને એકજ કુંવરી હતી અને તે પોતાના પ્રાણપ્રીય

મિત્રના કુમાર ઇન્દ્રસેનને–વીરપુરમાં લગ્નવતી કરી હતી. વાંચનાર જાણે છે કે આ પતિભક્તિની રાજ બાળા કિશોરી, કાશીરાજ વૈભવમાં કુમાર તુલ્ય ઉછરીને, મિત્રતા ખાતર વરાવેલી, તે ન્હાના સરખા રાજ્યના કુમારને ત્યાં, કેવાં કઠણ દુઃખો સહન કરી રહી છે, તે તો નીલમ–માણેકના પાંચ–છ અને સાત–આઠમા ભાગ વાંચનારને વિદીત છે ! આહા ! આજે તે પિતાના નગરમાં, કુમારના હરણના ઘાથી અસ્થિર મગજનું કલ્પિત સંકટ ભોગવે છે !

" सुखं वा यदिवा दुःखं " સુખ દુઃખની કશી પણ ગણના કર્યા વિના ભાવી યોગ પર લક્ષ રાખીને કાશી રાજા પોતાનું કર્મ કર્યા જતા હતા. વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છતાં, અને અપુત્ર છતાં કશી ગ્લાનિ ન હતી. મહારાણીનાં મનમાં માત્ર પોતાની કિશોરી માટે વારંવાર ખેદ થતો, પણ રાજ શાસ્ત્રીનાં ધર્મ–કથનોથી તે વિરામ પામતો હતો.

આજે કાશી રાજાના યજ્ઞની પુર્ણાહુતી હતી. રાજ રજવાડાં, શેઠ–શાહુકારો, યાત્રાળુ અને સંતજનોની એટલી તો ભીડ હતી, કે કાશીનો ખુણે ખુણો જનોથી ખીચો ખીચ ભરાઇ ગયો હતો. ગંગા જળની નિર્મળતાને સહજ અસાધ્ય કરી મુક્યુ હતું. વિપ્રો તો એ લાભ મેળવવા આવ્યા હતા. કાશી વિશ્વેશ્વરનાં દર્શન ને ગંગા સ્નાન, તથા બીજું કાશી રાજાના યજ્ઞની દક્ષણા !

મહારાજાએ પ્રથમથીજ કાર્ય ક્રમ ગોઠવી રાખ્યો હતો. અને દરેક કામ પોતાના વિશ્વાસુ અધિકારીઓને સોંપી દીધું હતું. અમલદારોને અગાઉથીજ સંભાષણ આપેલું હતું, કે અસંતોષનું એક પણ કારણ આપવું નહિ. ક્ષમા, શાન્તિ, ધૈર્ય, અને વિનય એ સુત્રથી કામ લ્હેવું; ને તેજ રીતે છેલ્લી ક્રિયા થઇ હતી.

યજ્ઞ કાર્યની પુર્ણાહુતીમાં શ્રીફળનો હોમ થવાને માત્ર થોડી ઘડીયો બાકી હતી. મહારાણીશ્રી નવાં મહેમાનો વીરપુરથી આવેલાં તેની મુલાકાત-

માંથી છુટાં થઇને મંડપમાં પધારે, એટલીજ ખોટી હતી! નવાં મહેમાન કોણ હતાં? વીરપુરનાં રાજમાતા યજ્ઞ પ્રસંગનો લાભ લઇને, કિશોરીની તબીયત જોવા આવ્યાં હતાં! તેની સાથે માણેક બ્હેન પણ આવ્યાં હતાં. અને ગુણવંતીનો ને તેનો અચાનક ભેટો થઇ ગયો હતો! લીલુ પોતાનાં પતિ સુરેન્દ્રના કેમ્પ તરફ જવાની હતી. પણ તે નવી ડ્યુટી પર જંગલમાં ગયા હતાં, તેથી ત્યાં ન જતાં, ગુણી સાથેજ રહી હતી. રાજમાતાને મળવા, ને પુર્ણાહુતી પ્રસંગે યજ્ઞનાં દર્શન કરવાને સૌ સંઘ સાથે મળ્યો હતો. કિશોરીને, પ્રભુ જાણે શું સાધ્ય થઇ ગયું, કે તેનું મન, સ્થિર થઇ ગયું; સૌને તે જોઇને આનન્દ થયો. પ્રભુની ગહન ગતિ છે. હજી શ્રીફળ હોમવાને રાજમાતા મંડપમાં જવાની તૈયારી કરતાં હતાં—ત્યાં મિ. સુરેન્દ્રલાલનો સ્વાર ખબર લાવ્યો કે "કુમારી **કિશોર નન્દિનીનો પુત્ર બાળરાજા** સજીવ કુશળ મળી આવ્યો છે, અને સુરેન્દ્રલાલભાઇ રથમાં લઇને પધારે છે." આહા! શું આનન્દ! આખા મહેલમાં, મંડપમાં, ને કાશીનગરીમાં વાયુ પેઠે વાત ફેલાઇ ગઇ.

"સ્વાહા" ના ધ્વની સાથે બીડું હોમાયું! કિશોરીએ સ્હર્ષે, શુદ્ધ મગજથી, આનન્દ સહિત ભાગ લીધો. અને કાશીરાજાએ એક હજાર ગાયોનું, સોનામહોર સાથે ગૌદાન કર્યું, એટલામાં તો સુરેન્દ્રલાલ, રાજ તેજોમયી રાજબાળકને લઇને, અતી ઉત્સાહ સાથે યજ્ઞ મંડપમાં પધાર્યા—વિપ્રોએ પુષ્પ છાંટીને દીર્ઘાયુનો આશિર્વાદ આપ્યો; ને ધવલ મંગળ ગીત ગવાયાં!

આહા! આ કરતાં વધુ આનન્દ કયો? આ કરતાં યજ્ઞનું બીજું તાત્કાળીક પુન્ય ક્યું? આ સમયે, ગવર્નમેંટના સીવીલીયન અમલદારે એક દેશી રાજ્યની જે અમુલખ સેવા બજાવી, અને વીરપુરના ગાદી વારસની શોધ કરીને, આજના અપુર્વ ઉત્સાહમાં વધારો કર્યો. ઉપકાર કર્યો, તેને સન્માન મળવામાં તે શી સીમા રહી હશે?

વાંચનાર ? શું તને હર્ષનાં આંસુ નહિ આવે ? ત્હારે ત્યાં આવો શુભ પ્રસંગ હોય, ને આ રીતે ગુમાયલું. સંચિત ગૌહર પ્રાપ્ત થાય, તો ત્હારૂં હૃદય કેવું ગદગદિત થઇને ચક્ષુ અશ્રુજળથી ભરાઇ આવે ? સારા કામમાં સૌનો ભાગ છે ! પ્રભુ સૌને તેવા દીન દેખાડે ! !–

---

## પ્રકરણ ૨ જું.



### સ્નેહીયોનું સંમેલન–આનન્દમાં આનન્દ.

અણધાર્યું અને ઓચીન્તું મીલન, મનુષ્ય હૃદયને કંઇક વિચિત્ર આનન્દ આપનારૂં છે. કુદરતની ભેદી કળાને, માનવ કલ્પના ન પહોંચી શકે ! માણેક જો એમ જાણતી હોત, કે ગુણવંતીને અને લીલુને કાશીમાં તરત મળવાનું થશે, તો વીરપુર જવાને ઉતરી કેમ પડત ?

વાંચનાર જાણે છે, કે ગુણવંતી પોતાના પુત્ર બાબુના વાળ ટહાડા કરવાને, શ્રી કાશી વિશ્વેશ્વરનાં દર્શન માટે અંહીં આવી છે. તે સાથે રમા પણ છે. ને લીલુ તો પોતાના પતિ સુરેન્દ્ર પાસે, ગુણીના સથવારાને લીધે, જંવાને આવી છે. તે સૌ સુરત સ્ટેશને છુટાં પડયાં છે. પણ કુદરતની ગુપ્ત કળાનો મર્મ કોનાથી કળી શકાય ?–

માણેક હજી સ્ટેશન પર ઉતરે, ત્યાં તો કુન્દનલાલ સ્ટેશન પર આવેલા મળ્યા. કુન્દન તો સીક હતો ને તે માટે માણેક આવી હતી. પણ ખરી વાત તે નહતી. રાજમાતાને કાશી જવાનું હતું. તેની સાથે કોઇ કુશળ બાનુ નહતી. માણેકને કાશી લઇ જવાની હતી ને તેથી માણેક મુંબઇમાં ખોટી ન થાય, તે માટે સીકના તારથી બોલાવી હતી. પંજાબ મેલમાં તે આવે તો સ્પેશીયલ ટ્રેનમાં–રાજમાતા સાથે કાશી જઇ શકે ! આ સંકેતથી માણેકને બોલાવી હતી. સ્ટેશને

દમ્પતી મળ્યાં. અને ખરો ખુલાસો થઇ ગયો. માણેકના મનમાં ઘણુંજ દુઃખ થયું, પણ પ્રસંગાનુસાર સેવા તથા ફરજ બજાવવાની હોવાથી તે કામમાં મન પરોવ્યું ! એકાદ કલાકમાં તો રાજમાતા વગેરે સ્ટેશનપર આવી પહોંચ્યાં. તેમને માણેક મળતાં તેઓ ઘણાંજ ખુશી થયાં. અને કાશી જવાને સ્પેશીયલ ટ્રેનમાં ઉપડ્યાં–

ગુણવંતી વગેરે પંજાબ મેલમાં, એકાદ દીવસ વહેલાં આવ્યાં–જો રાજમાતાની ટ્રેન, વચ્ચે આરામ માટે થોભી ન હોત, બદલી ન હોત, તો તે વહેલી આવત–પણ સૌનો મત હતો કે પુર્ણાહુતીના પ્રસંગેજ હાજર થઇ જવું, ને તેમ થયું !–

ભાગ્યવંતની હાજરીમાં આનન્દ વધી જાય છે. વીરપુર રાજમાતા તો પુત્રવધુની તબીયત જોવા આવ્યાં હતાં, ત્યાં કુમાર દર્શન થયું, તેના જેવું ભાગ્યશાળી કોણ ! કાશી રાજાને રાણીએ યજ્ઞનું પુન્ય મેળવતાં, પોતાની ઇચ્છાનું ફળ તરતજ, પ્રત્યક્ષ મળ્યું, એના જેવું બીજું મહાપુન્ય કયું ? બાપુના વાળ ટહાડા કરતી વખતે વળી માણેકની હાજરી કયાંથી હોય !

આ અપુર્વ પ્રસંગ તો ભાગ્યશાળીનેજ સાંપડે ! માણેકની હાજરીથી, ગુણીને સન્માન વધારે મળ્યું, અને બહુ સગવડ સચવાણી–કાશી રાજાની કૃપા મળી. વીરપુર રાજમાતાનો આગ્રહ મળ્યો. સુરેન્દ્રલાલની સાહ્યબી મળી. અને સગાં સ્નેહીનાં સંમેલનથી કાશી વિશ્વેશ્વરના પુજાના મેળાવડામાં અતી આનન્દ પ્રવર્ત્યો. જ્યારે કાશી રાજાના યજ્ઞમાં આ ભાગ્યવંત કુટમ્બે ભાગ લીધો, ત્યારે ગુણીના પુત્રના પ્રસંગમાં, પુન્યવંત રાજકુટુમ્બ ભાગ કેમ ના લહે !–તેમાં વળી સુરેન્દ્રનો અનહદ ઉપકાર, ને તેનાંજ કુટમ્બની મુંબઇથી યજ્ઞ પ્રસંગે પધરામણી ! વળી સાસુજી સાથે, એટલે સાહ્યબી ને અમલદારીનો પણ સુરેન્દ્ર કંઇક દમામ ન બતાવે ? સાકરમાં ઘી મળ્યું. દુધ તો હતુંજ, ગુણીનો શ્રમ પણ ફળ્યો, ને આનન્દમાં આનન્દ મળ્યો.

૫

નીલમ-માણેક અને સન્તતિ.



માણેક, ગુણવંતીને મળીને કાશીથી વીરપુર ચાલી.

ભા. ૩ પૃ. ૮

# પ્રકરણ ૩ જું.

## સુરેન્દ્રને સરકારી મ્હોટો હોદ્દો! રાજેન્દ્ર બરતરફ!!

"એક મેર ઉડુરાજ ગિરી પાછળ જાયે છે,
એક મેર શુભ ઉદય અહરમણીનો થાયે છે;"

*　　*　　*　　*　　*

બે સીવ્હીલીયન બન્ધુઓ રાજેન્દ્ર અને સુરેન્દ્ર આપણા માનીતા ને જાણીતા શેઠ રત્નલાલની મદદથી વિલાયત જઇ સીવ્હીલ સર્વિસની પદવી લઇને સરકારી હોદ્દાપર ચડેલા હતા. રાજેન્દ્રલાલ અયોધ્યા પ્રાંતમાં અને સુરેન્દ્ર વીરપુર જીલ્લામાં કલેકટરના હોદ્દાપર હતા. રાજેન્દ્ર સ્વદેશી ચળવળમાં વધારે નિમગ્ન રહેવાથી, અને ઉત્તર હીન્દમાં તેવી પ્રવૃત્તિ વધારે હોવાથી, હીન્દી સરકારે તેની રત્નાગિરી જીલ્લામાં બદલી કરી હતી, અને સુરેન્દ્રને તેની જગ્યાએ ગોઠવ્યો હતો. રાજેન્દ્ર તામસી, ઉતાવળો અને દેશાભિમાની હતો. કોંગ્રેસનો પાકો હિમાયતી અને સ્વદેશી કાર્યોમાં ભાગ લ્હેનારો હતો. સુરેન્દ્ર એક માર્ગીય અને સ્વાર્થ સાધક હતો. વીરપુર જીલ્લામાં તેણે પોતાની નમ્રતા અને ગંભીરાઇથી યશ મેળવ્યો હતો. પોતાની ડયુટી બજાવી સરકારને પણ સંતોષ આપ્યો હતો. અને તેથી તેના પર સરકારી વિશ્વાસ પેસવાથી અયોધ્યા પ્રાંતના જોખમ ભરેલા હોદ્દાપર નીમેલો હતો.

અયોધ્યા પ્રાંતના કામ ઉપરાંત, હિમાલયની તળેટીમાં કોઇ ધાર્મિક મીશન છુપી રીતે રાજકીય ખટપટ કરે છે, એ બાતમી સરકારને મલી હતી. ને તે ટોળીને પકડવાનું, અગર તો તેની ખરી ખબર મેળવવાનું સુરેન્દ્રને સોંપવામાં આવ્યું હતું. સુરેન્દ્ર વિલક્ષણ મગજનો હતો. કેટલાક સાધુ સંતના સમાગમમાં આવ્યો હતો. જ્યારે જ્યારે વખત મળતો, ત્યારે તે તલેટી તરફ ધસ્યો જતો હતો. કોઇ કોઇ વાર ઘોડે સ્વારીથી, કોઇ વાર શિકારી પોશાકમાં, તો કોઇ વાર કફની

પહેરીને પોતાના ભરૂંસાદાર બે રજપૂત સરદારોને ફકીરો બનાવીને તે તરફ જતો હતો.

વાંચનારને યાદ છે કે જે પેલા મનપંખીને એક અગ્રેજ ગૃહસ્થ મળ્યો હતો. તે છુપો બાતમીદાર પ્રવાસી હતો. તેના ચ્હેરા પરથી જર્મન લાગતો હતો. હીંદની છુપી મંડળીઓ, અને તેમના રાંજકીય હેતુઓ જાણવા માટે એવા છુપા પ્રદેશોમાં, કોઇ વાર ખુલ્લા પોશાકે, તો કોઇ વાર છુપા વેશમાં ફરતો હતો. સુરેન્દ્રને તેની સાથે અકસ્માત ભેટો થઇ ગયો. અને એ શકદાર અંગ્રેજને પકડયો. તપાસ કરતાં માલમ પડયું કે, તે જર્મન મીશન માંહેનો એક હતો. ઉત્તર હીન્દમાં પ્રવાસ કરતો આવ્યો હતો. અને પહાડી સરહદનો નકશો ઉતારતો પકડાયો હતો. સુરેન્દ્રની આ મહાભારત નોકરીથી વડી સરકાર બહુ સંતોષ પામી હતી. જર્મન જાસુસને તેણે સરકારને સોંપી દીધો હતો. અને તે દ્વારાએ ઇંગ્લાંડની સરકારને પણ જર્મન યુદ્ધની છુપી બાતમી મળી હતી. સુરેન્દ્રની આ ચાલાકી ભરેલી રાજકીય સર્વિસમાં તે બહુ માનીતો થયો હતો.

આ એકલીજ સર્વિસથી તેને નવો હોદો મળેલો નહિ ગણાય; તેમણે બીજું એક મોટું મહાભારત કામ કરેલું હતું. જો કે તે પણ હીન્દને હાનિ કરનારૂં તો ગણવામાં આવેલું હતું; હીન્દીઓએ સુરેન્દ્રને શાબાસી આપી નહિ, તોપણ રાજ્યના વફાદાર નોકરને છાજતું તો તેણે કામ બજાવ્યું હતું.

મનપંખી ( નવલ) જે દિશામાં ફરતો હતો, અને તેને જે રામ-મંદિરનો અનુભવ થયો હતો. તે સુરેન્દ્રલાલના સમાગમમાં આવી ગયો. સંત સાધુઓના સ્થાનમાં નવલનો પડાવ વારંવાર પડતો હતો. રામમંદિર, એક ધર્મને નામે રાજકીય ચળવળ કરનારૂં મીશન છે, અને ત્યાં એકઠી થયલી છુપી ટોળી તે બ્રિટીશ રાજયને ઉથલાવી નાખનારી છે,

એવી સુરેન્દ્રને ખબર પડેલી, પણ તેનો પત્તો કહાડવો કઠીણ હોવાથી, ફાવી શકતો ન હતો ભાગ્યયોગે તળેટીમાં ફરતાં સુરેન્દ્રને નવલનો ભેટો થઇ ગયો. તેને શક ગયો, કે આ શખ્સ ખરેખરો સંત-સાધુ નથી, પણ શકદાર છે! તેને પકડયો! મ્હોટી દાઢી, માથે વાળનો ઝુંડો, અને કૃષ શરીરથી સુદામો બનેલો નવલ પકડાયો. તે પોચો હતો. નમ્ર દીલનો હતો-મનનો ગરવો, તે માત્ર નિષ્ફળતાનો કટોરો બન્યો હતો પણ તે ખડતલ ન્હોતો. મગજનો ખુની કે હૃદયનો પાપી ન્હોતો! ખાનદાન બચ્ચું હતો. ખટપટનો તે ભોમિયો ન્હોતો. તે તો શોખીન દીલનો છુપો આશક હતો. મનોહારિણી માટે તે તો ફરતો હતો. તેના પકડાવાથી સુરેન્દ્રને બાતમી મળી-નવલને બદમાશ ઠરાવ્યો-અને "**માફી**" ની શરતે, તળેટીનાં છુપાં કાવતરાંની બાતમી આપવાનું નવલના શીરપર આવ્યું! નવલે ખરેખરી વાત કહી દીધી-રામ મંદિરનો હેવાલ અધુરો રહ્યો, કેમકે તે એ મંદિરમાં દાખલ થયો ન હતો; પણ તે છુપી ટોળીનું ધામ છે એ નક્કી હતું! સુરેન્દ્ર આ બાતમી લક્ષમાંલઇને કેટલીક સરકારી મદદ મેળવી, આજુબાજુ લશ્કરી પહેરા રાખીને, રામમંદિરના મીશનને પકડવામાં ફતેહમંદ થયો. આ મહાભારત છુપાં કામથી તેનું માન બહુ વધી પડયું. અને સુરેન્દ્રને, આપણાં નવાં સ્થપાયલાં નરેન્દ્રમંડળમાંહે સરકાર તરફથી સુપરવાઇઝર તરીકેના જોખમદાર અને વિશ્વાસુ હોદ્દાપર સરકારે નેમણુક કરી! આ હોદ્દો દેશીયો માટે પહેલોજ હતો!

નરેન્દ્રમંડળની સ્થાપના સંબંધી એક પત્રમાં જે વીગત ચર્ચારૂપે પ્રકટ થઇ છે, તે આ પ્રમાણે હતી-

## "नरेन्द्र महामंडळ"

"હિન્દી વહીવટની સુધારાની ઘટના ઘડવામાં માત્ર બ્રિટીશ વાવટા નીચે વસનારી હિન્દી પ્રજાનીજ વિચારણા થઇ છે, એવું નથી; હિન્દમાં વસ્તીના લગભગ ચોથો ભાગ અને ત્રીજા ભાગ જેટલો મુલક હિન્દના

દેશી રાજકર્તાઓના હાથમાં છે, અને તેથી એ એક ચતુર્થાંશ ભાગની ઉન્નતિ અને ખીલવણીની વિચારણા વિના બાકીના ત્રણ ચતુર્થાંશ ભાગની યોજના ઘડાવી મુશ્કેલ છે. વળી એ ભાગ હિન્દમાં એવી રીતે વેંહચાઇ ગયેલો છે કે જો તે ભાગોને છોડીને વિચાર કરવામાં આવે તો શરીરનાં મુખ્ય અવયવો ખીલવણી વિના સૂકાયેલાંજ રહી જાય. એટલા માટે મી. મોણટેગુએ જ્યારે હિન્દી શાસન તંત્રના સુધારાની ભલામણ ઘડી કહાડી ત્યારે તેણે હિન્દના દેશી રાજકર્તાઓ અને તેમની પ્રજાનો વિચાર કરવો અગત્યનો ધાર્યો હતો. પણ સૌથી મુશ્કેલીનો સવાલ એ છે કે, આખા હિન્દના વહીવટની ઘટનામાં દેશી રાજકર્તાઓ સાથના બ્રિટીશ હિન્દના વહીવટને ઘટાવવો કેમ? ઠેઠ લોર્ડ લીટનના સમયથી આગળના વાઇસરોયોએ ઇંગ્લાંડમાં જેમ અમીર સભા છે તેમ હિન્દના રાજકર્તાઓનું એક મંડળ ઉભું કરી તેને કેન્દ્રસ્થ વહીવટની સાથે જોડવાની વાતો કરી હતી; લોર્ડ કર્ઝન અને લોર્ડ મીન્ટોએ તેઓનું એક સલાહકારક મંડળ સ્થાપવાની સૂચના કરી હતી; અને દેશી રાજાઓને તે સંબંધી વિચાર કરવા માટે અવારનવાર કલકત્તા અને દીલ્હીમાં ભેગા કરવામાં આવ્યા હતા, પણ એવી દરેક ભલામણને વ્યવહારમાં મૂકવામાં મુશ્કેલીઓ જણાતી તેમજ દેશી રાજાઓએ એ ભલામણો પોતાના દરજ્જા અને અધિકાર ઉપર અંકુશ મૂકનારી જણાવી તે સામે મક્કમ વિરૂદ્ધતા દર્શાવતાં એક પછી એક તે પડતી મૂકવામાં આવી છે. લોર્ડ મોરલીએ જ્યારે ૧૯૦૮ માં પોતાની હિન્દી શાસન સુધારાની ઘટના ઘડી કહાડી ત્યારે આજ વિષય ચર્ચાયો હતો, અને બ્રિટીશ હિન્દનો પ્રજામત તેની સામે થયેલ હતો. બ્રિટીશ હિન્દી પ્રજાની તકરાર એ હતી કે જો દેશી રાજકર્તાઓ બ્રિટીશ હિન્દી પ્રજાને લગતા પ્રકરણમાં મત આપવાની સત્તા ભોગવે તો દેશી રાજાઓના વહીવટમાં મતદર્શનની

સત્તા બ્રિટીશ હિન્દી પ્રજાના પ્રતિનિધિઓ શા માટે ભોગવે નહિં ? જો યથાર્થ ઇતિહાસની વિચારણા કરવામાં આવે તો બ્રિટીશ હિન્દી સરકારના પ્રતિનિધિઓએ દેશી રાજાઓના વહીવટમાં માથુ મારી આપખુદી ચલાવેલી ત્યારે બ્રિટીશ હિંદની પ્રજાઓએ દેશી રાજાઓના હકકો અને સત્તાના રક્ષણ માટે, ન્યાય માટે ભારે લડત ચલાવેલી હતી. હિન્દુસ્તાનના વતની તરીકે, હિન્દ ભૂમિના પુત્ર તરીકે દેશી રાજાઓના લાભો બ્રિટીશ હિન્દની પ્રજાના લાભોથી ભિન્ન નથી, એ સર્વ કોઇ સમજી શકે તેમ છે. પણ વસ્તુસ્થિતિને લીધે દેશી રાજાઓ પોતાના તાબાની પ્રજાના લાભોને બ્રિટીશ હિન્દની પ્રજાના લાભો સાથે જોડી શકે તેમ નથી. હાલમાં તો દેશી રાજાઓ બ્રિટીશ સરકારના સંરક્ષણ નીચે પોતાના તાબાની પ્રજાને, પોતાના રાજ્યને માત્ર પોતાના અંગત તરંગો, મોજશોખો પુરાં પાડવાના સાધનરૂપ માને છે. દેશીરાજ્યોની પ્રજાની સ્થીતિ "ધોબીનો કુતરો ધાટનો નહિં કે ઘરનો નહિ" તેવી છે. તેમના રાજાઓ તેમની દાદ ફરિયાદ સાંભળે નહિં, તેમનાં રાજાઓ તેમની ઉન્નતિના પ્રયાસોમાં પ્રમાદ રાખે, અને જો ચળવળ કરે તો બ્રિટીશ હિન્દની સરકાર તેમની વિરૂદ્ધ રાજકર્તાઓને સહાય આપે. દેશી રાજાઓને વગર ચિંતાએ રાજસત્તા ભોગવવાની સર્વ સગવડો મળે છે. બ્રિટીશ સરકાર કહેશે કે અમે તો દેશી રાજ્યો સાથે કરાર પ્રમાણે વર્તીશું, અમારાથી દેશીરાજ્યોના વહીવટમાં વચ્ચે પડાય તેમ નથી; જો કે બ્રિટીશ સરકારના હિન્દની વાત વાત સાધવાની હોય તો તેવે પ્રસંગે દેશીરાજ્યોના વહીવટમાં વચ્ચે પાડવામાં કે કરારને આડોઅવળો ખેંચવામાં કંઇ હરકત જણાતી નથી. પ્રસંગવશાત્ **बलवत्तां सर्वपथ्यं**ની નીતિનો અનુભવ થાય છે.

આવી સ્થિતિમાં હિંદી શાસનતંત્રના સુધારાની ચર્ચા વખતે દેશી રાજ્યોની પ્રજાઓએ પોતાનાં હિત માટે મી૦ મોણ્ટેગુ અને ના. લોર્ડ

ચેમ્સફોર્ડને કેટલીક ભલામણો કરી હતી. તે પ્રસંગે થયેલી ચર્ચામાં કેટલાકોએ એવો પણ મત દર્શાવ્યો હતો કે દેશી રાજ્યો હિંદની સામાન્ય ઉન્નતિના માર્ગમાં આડરૂપ છે, માટે કોઇ પ્રકારે એ દેશી રાજાઓનો વહીવટનો અંત લાવી બ્રિટીશ વહીવટ સાથે એ રાજ્યોને જોડી દેવાં લાભકારી છે. બીજાઓએ એવી આશા દર્શાવી હતી કે દેશી રાજ્યોની પ્રજાએ જે જાગૃતિ દર્શાવી છે તેથી તેને માટે કંઇક વિચાર ઇંગ્લાંડની સરકાર, ઇન્ડિયા ઓફીસ અને હિંદી સરકાર કરશે. પરંતુ અમારે ઘણી દીલગીર સાથે કહેવું પડે છે કે હિંદુસ્થાનની ચોથા ભાગની, દેશી રાજ્યમાં વસનારી પ્રજાનો અવાજ જરા પણ સંભળાયો નથી. ઇંગ્લાંડની સરકાર અને ઇન્ડિયા ઓફીસની દેખરેખ નીચે હિંદી સરકારે દેશી રાજકર્તાઓને ભેગા કરવાનો પ્રારંભ કેટલોક સમયથી કરેલો છે, અને સાંપ્રત સમયે દિલ્હીમાં મળેલી રાજામહારાજાઓની છેલ્લી પરિષદ સાથે આજ સુધીમાં એવી ચાર સભાઓ થઇ છે. પરંતુ તેમાં જે મુદ્દાઓની ચર્ચાઓ થઇ છે, તે સ્પષ્ટ જણાવે છે કે એ પરિષદમાં દેશી રાજ્યોની પ્રજાને લગતા પ્રશ્નોને જરા પણ સ્થાન મળ્યું નથી. અલબત એ મક્કમપણેથી જણાવવાની અગત્ય છે કે આ પરિષદોમાં જે પ્રશ્નો ચર્ચાય છે તેના વિસ્તૃત હેવાલોથી પ્રજાને અંધારામાં રખાય છે અને માત્ર તેના તૈયાર કરાયેલા અગત્યના મુદ્દાઓને અંધારામાંજ રાખનારા રીપોર્ટો પ્રકટ કરાય છે, આ રીતિ કેવળ અઘટિત છે. છેલ્લી મળેલી પરિષદમાં ના. લોર્ડ ચેમ્સફોર્ડે પ્રમુખસ્થાનેથી 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'ના પાંચ કોલમ ભરાય તેટલું લાંબુંલચ ભાષણ આપ્યું છે અને તેમાં બ્રિટીશ હિંદી સરકાર અને દેશી રાજાઓના પરસ્પરના સંબંધને પ્રધાન સ્થાન આપેલું છે. તે ઉપરાંત એ ભાષણથી જણાય છે કે અગાઉની પરિષદોમાં કેટલાક ઘણી અગત્યના પ્રશ્નો ચર્ચાય અને નિર્ણયપાત્ર ઠર્યા હતા; અને કેટલાક સંબંધમાં ભારે મતભેદો ઉઠયા હતા. જેથી હિન્દી પ્રજા અત્યાર

સુધી તદ્દન અજ્ઞાન હતીજ. ના૦ લૉર્ડ ચેમ્સ્ફોર્ડના પ્રસ્તુત ભાષણ પરથી એવું સમજાય છે કે શ્રીમાન સમ્રાટની ઈંગ્લાંડની સરકાર અને હિન્દની સરકાર એવા નિર્ણયપર આવી છે કે હિન્દમાં હિંદના દેશી રાજકર્તાઓનું એક મંડળ રચવું અને તેને " નરેન્દ્ર મહામંડળ " એવું નામ આપવું. અંગ્રેજીમાં તો તેને Chamber of Princes ચેમ્બર ઓફ પ્રિન્સીસ એવું નામ આપેલું છે. દેશી રાજકર્તાઓ જો વિચારશે તો તેઓને જણાશે કે તેઓના પુત્રો અને પુત્રીઓ પ્રિન્સ અને પ્રિન્સેસનાં વિશેષણોથી સંબોધાય છે. દેશની ભાષામાં " નરેન્દ્ર મહામંડળ " એવું મોટું નામ છે ખરું, પણ તેજ અર્થાનુસાર અંગ્રેજીમાં નામ અપાતું નથી, તે આશ્ચર્યકારક છે, આ મંડળ અથવા ચેમ્બરના બંધારણમાં મુખ્ય પ્રશ્ન એ આવ્યો છે કે, તેમાં દાખલ કોણ કોણ થઇ શકે ? હિન્દમાં આસરે આઠસો નાનાં મોટાં રાજ્યો છે, એ સર્વને ઉપલા મંડળમાં દાખલ કરવાં કે નહિં ? વળી દેશી રાજ્યોનાં પણ પેટા ખંડિયાં રાજ્યો છે.તેઓને તેમાં કેવું સ્થાન આપવું ? તેમજ કેટલાંક રાજ્યો સ્વતંત્ર ગણાય છે, તેઓને કયું સ્થાન આપવું ? તેમજ કેટલાંક રાજ્યો પોતાના રાજ્યની હદમાં યથેચ્છ વહીવટ કરવા માટે કુલ મુખ્તીયારી ધરાવે છે ? ત્યારે બીજા કેટલાક રાજકર્તાઓને વહીવટમાં અમુક પ્રકારનીજ સત્તા અપાયેલી છે; તેઓને મતાધિકાર કે પ્રતિનિધિત્વ કેમ આપવું ? એ મંડળ મળે તેમાં કયા અનુક્રમે તે સર્વને ગોઠવવા ? મી૦ મોણ્ટેગુ અને ઈંગ્લાંડની સરકાર કહે છે કે દેશી રાજાઓને તોપોના ધડાકાઓનું જે માન મળે છે તે પ્રમાણે તેઓનો અનુક્રમ બાંધવો, અને તે પ્રમાણે તેઓને દાખલ થવાનો હક્ક આપવો. જેઓને અગીયાર અને તેથી વધુ તોપોનું માન વંશપરંપરાથી મળે છે, અર્થાત્ જે અપાય છે તે રાજ્યોના પ્રતિનિધિઓનો દાખલ થવાનો જન્મસિદ્ધ હક્ક ગણવો; નવ તોપોનું માન ગાદીને મળતું હોય પણ સાથે આંતર વહીવટમાં

કુલ મુખ્તીયારી શક પડતી હોય તેઓને તે તપાસી નકી કરી આપવી. વળી એક રાજ કર્તાના અંગત ગુણોને લઇને દાખલ કરવા કરતાં રાજ્યનો મોભ્ભો આદિ જોઇને પણ દાખલ કરવાની છૂટ આપવી. પણ આ મંડળની સાથે હિન્દી સરકાર માત્ર મંત્ર કરી શકશે, આ મંડળને કોઇ પણ જાતનો વહીવટ સોપાશે નહિ; વળી આ મંડળમાં હાજરી આપવી અને મત આપવો તે પણ સ્વેચ્છાનુકૂલ છે, તેમાં કંઇ બંધન નથી. ત્રીજું આ મંડળ કોઇ ઠરાવ કરે છતાં તેનો અમલ કરવા પ્રસંગે દેશી રાજાઓ સાથેસીધો પત્રવ્યવહાર તો કરવાનોજ રહે છે. આ વ્યવસ્થાથી લાભ કેટલો થશે તે તો વ્યવહારમાં જણાય ત્યારે ખરો, તત્કાળમાં તો તે શોભાના ગાંઠિયા જેવું લાગે છે. જો લાભ કદાચ થાય તો જે દેશી રાજ્યમાં સરકારના આડતિયા આપખુદી ચલાવી માથું મારતા હોય તેવાઓની વિરૂદ્ધ ફરિયાદ કરવાનું સ્થાન મળી શકશે; દેશી રાજ્યો અને હિન્દી સરકાર વચ્ચે વાંધા પડે તેની તપાસ કરવા માટે ચર્ચા થઇ શકશે; તેમ દેશી રાજ્યો વચ્ચેની માંહોમાંહેની તકરારોની તપાસો થશે. Court of nquiry કોર્ટ ઓફ ઇન્કવાયરી કે કમીશન એવાં નામોની મહત્તા અલ્પજ છે. પરંતુ હિંદી સરકારને તો તેથી લાભજ છે. કારણ કે જર્મની સાથે જાગેલા વિગ્રહ જેવા પ્રસંગમાં હિંદી સરકાર એક ઝપાટે તેઓની પાસે ઠરાવ કરાવી સર્વ સગવડો મેળવી શકે. કહે છે કે હિંદને લગતાં સામાન્ય પ્રકરણોમાં દેશી રાજ્યોને જોડવાની સગવડ મળશે. અમારૂં માનવું એમ છે કે દેશી રાજાઓની પાસે ઠરાવ ઘસડાવી હિંદી પ્રજામત વિરૂદ્ધ તે મારવામાં ખપ લાગશે.

પરંતુ ના. લોર્ડ ચેમ્સફોર્ડના ભાષણમાં તો આ ભાગ દેશી રાજાઓની પ્રજાને માટે જાણવા જોગ હોય તેના કરતાં ના. લોર્ડ ચેમ્સફોર્ડે દેશી રાજાઓને પોતાની હકુમતમાં વહીવટ ચલાવવા વિષે જે સલાહ ગોળ વિંટાળીની આપી છે તે જાણવા જેવી છે. તેણે

આવી સલાહ અપ્રાસંગિક, વણમાગ્યે અને અઘટિત રીતે આપી છે. દેશી રાજ્યોમાં જે વસ્તુસ્થિતિ નથી, તેને ઉદ્દેશીને સલાહ આપવાનો પ્રસંગ સાધવામાં એ નામદારે ખરેખર શાણપણ કે દીર્ઘદૃષ્ટિ વાપરી નથી. તેઓ પોતેજ જાણે છે કે દેશી રાજ્યોમાં હિંદુ અને મુસલમાનો વચ્ચેના કલહો લગભગ થતાજ નથી, તેમ પંજાબમાં થઇ તેવી અવ્યવસ્થાઓનો પણ અભાવ છે, છતાં તેવા પ્રસંગોને દાબવાની સલાહ આપવાની તેમની જે તત્પરતા જણાઇ છે તેને હિંદી પ્રજા કોઇ રીતે ઉચિત લેખી શકશે નહિંજ. ના. લોર્ડ ચેમ્સફોર્ડ ઉદારચિત્ત, દૃઢ મનના, સ્વતંત્ર માણસના વહીવટદાર હોય, તેમજ સાર્વજનિક વ્યવસ્થા સાચવવામાં પ્રજાની વાજબી અભિલાષાઓ તરફ સહાનુભૂતિ દર્શાવવાનો જે બોધ તે રાજાઓને આપે છે તે બોધને ચરિતાર્થ કરનારા હોય એમ તેના આજ સુધીના વહીવટપરથી સમજાતું નથી. બ્રિટીશ હિંદી પ્રજાનો અનુભવ પંજાબમાં તેણે સર માઇકલ ઓડવાયરને શાંતિ, વ્યવસ્થા અને કાયદો જાળવવાને નામે જે સત્તા આપી તેનાથી પ્રત્યક્ષ થયો છે. ના. લોર્ડ ચેમ્સફોર્ડ પોતે બ્રિટીશ હિન્દના વહીવટમાં પોતાની નિષ્ફળતા જોઇ શકયા નથી છતાં દેશી રાજાઓને સલાહ આપવા અને સલાહકારો પૂરા પાડવાની વાતો કરે છે, એ ખરેખર આશ્ચર્યકારક છે. ના. લોર્ડ ચેમ્સફોર્ડ નવા ભાવોને ઉદ્દેશીને કહે છે કે તે અરાજકર્તાના પોષક છે, લોકો અરાજકર્તાને સુખ માને છે. નફાખાઉપણાને ઉન્નતિ માને છે. ખરેખર વિચારશીલ લોકો પૂછે છે કે નિરંકુશ વહીવટ, આપખુદ વહીવટ એ શું કાયદો છે, એ શું સુવ્યવસ્થા છે? ના. લોર્ડ ચેમ્સફોર્ડ કહે છે કે આપણા બચાવમાં સર્વથી મજબુત બંધારણ તો સારો વહીવટ Good government છે. લોકો પંજાબને ઉદ્દેશીને પૂછે છે કે એ સારો વહીવટ ખરો કે નહિં? લોકોના કાયદેસર મનોરથોની સાથે એકતા કરવાની વાત બાજુએ રાખી સારો વહીવટ ચલાવવાને નામે

સર્વ સમયે સુવ્યવસ્થા અને શાંતિ સાચવવાને, દઢતા રાખવાને દોર-દમામી, અને લશ્કરી અમલ ચલાવાય તેને માટે શું સમજવું? લડાઇ પછી સુલેહ અને ભય પછી સલામતીને દઢતાથી જાળવવાની માત્ર વાત ના. લોર્ડ ચેમ્સફોર્ડનાં શુષ્ક હૃદયને શોભે તેવી છે. અને તેથીજ તેઓ હિંદના દેશી રાજાઓને સલાહ આપે છે કે તમો મહારાજ્યના જે ભાગો માટે જોખમદાર છો તેમાં શાંતિ અને સુવ્યવસ્થા રાખવા માટે તમારાં આયુધાગાર (કાયદાનાં અને શસ્ત્રનાં બન્ને) ભરપૂર રાખજો! દેશી રાજ્યોની પ્રજાઓએ આ શબ્દો કોતરી રાખવા જેવા છે. ના. લોર્ડ ચેમ્સફોર્ડ કહે છે કે, હિન્દી સરકારને હિન્દના વહીવટ માટેનાં પ્રકરણો જોવાનાં છે કે જેમાં દેશીરાજાઓ સીધી મદદ કરી શકે તેમ નથી; પણ તેઓ રાઉલાટ કાયદા જેવા કાયદા ઘડી મદદ તો જરૂર કરી શકે તેમ છે એવો અર્થ હિન્દીઓ તેમાંથી કહાડે છે. ના. લોર્ડ ચેમ્સફોર્ડ આગળ જે કહે છે તે આ ધ્વનિને સ્પષ્ટ કરે છે. તે કહે છે કે "પણ તમો નામદારો એવી ખાતરી સહ સહાય આપી શકો તેમ છો, કે તમારાં રાજ્યો એવી જગ્યા છે કે જ્યાં બીન કાયદેસરનો અને દ્વેષભાવમુલક જુસ્સો ચલાવી લેવામાં આવતો નથી. જ્યાં જુઠી વાતોને ફેલાવા દેવામાં આવતી નથી, જ્યાં બ્રિટીશ રાજ્યના હેતુઓને ખોટા સ્વરુપમાં બતાવવામાં આવતા નથી, અને જ્યાં બ્રિટીશ વહીવટને લોકોનાં હાસ્યરૂપ બનાવવામાં આવતો નથી." ના૦ લોર્ડ ચેમ્સફર્ડે આમ "ગુંગડામાં વીંટીને પાંચશેરી" મારવાને બદલે સ્પષ્ટપણે એ કહેવું જોઇતુંજ હતું કે તેઓ જણાવે છે તેવાં અપકૃત્યો, અસત્ય ઉચ્ચારણો, અને ગેર સમજુતિઓ ફેલાવવા માટે કોણ જોખમદાર છે? મેસોપોટેમીયામાં કે અફગાન વિગ્રહમાં જે અવ્યવસ્થાઓ હતી તે સામે એંગ્લો-ઇંડીયનો અને ઇંગ્રેજોએજ સખ્ત જુમ્બેશ ઉઠાવી હતી. ઇંગ્રેજો કાંઇ દેવદૂતો નથી. તેઓ પણ એવા દોષને પાત્ર છે. તો પછી શા માટે

મોઘમમાં કેવળ હિંદી પ્રજાનેજ એવા દોષો માટે આરોપપાત્ર ગણવામાં આવે છે ? નામદાર લોર્ડ ચેમ્સફર્ડે દેશી રાજાઓને આમ મોઘમ ઉપદેશ વેળા આવાં વચન ઉચ્ચારતાં, અમારૂં માનવું છે કે પંજાબ, ઇન્ડેમ્નીટી બીલ, રાઉલાટ કાયદો, પ્રેસએક્ટ આદિ વિષેની લોકોની ચળવળ નજરની સામે ઉભી રહેલી જોઇ છે; તેથીજ તે કહે છે કે હિન્દમાં તો છુટાપણાની વાતો ચાલશે, પણ દેશીરાજાઓએ યાદ રાખવું કે જો તેઓ એથી સાધન નહીં રહે અને પોતાનાં શસ્ત્રાગારો ( કાયદાનાં અને શસ્ત્રનાં ) સુસજ્જ નહી રાખે તો તે તેમનાં રાજ્યમાં પણ ચાલશે. હિન્દી નરેન્દ્ર મહામંડળનો ઉપયોગ જો આજ પ્રમાણેની સલાહો આપવાને થનારો હોય તો એ નરેન્દ્ર મહામંડળ લાભકર્તા નહિં પણ હાનિકાર છે એમ કહેવામાં કાંઇ હાનિ નથી, અને તેથી દેશી રાજ્યોની પ્રજાઓએ પોતાનાં રાજ્યોને તેવા મહા મંડળના પ્રતિનિધિ થતા અટકાવવા માટે જાગ્રત થવાની જરૂર છે. કારણ નામદાર ચેમ્સફર્ડના ભાષણપરથી જણાય છે તેમ જો બ્રિટીશ હિન્દમાં કે દેશીરાજ્યોમાં રાજ્યકીય કાર્ય સાધકતા અને મક્કમ પગલાંનું ભાવિ ધોરણ પંજાબના જેવી દોર દમામી નીતિ બનવાનું હોય તો તે હિન્દને શિરે એક ભયંકર આપતિ સમાન થઇ પડશે.

( ગુજ—૯—૧૧—૧૯. )

સૌ સૌના અનુમત મુજબ દેશી પત્રો બોલતા હતા. સરકાર પોતાનું કામ સારી પેઠે સમજતી હતી. પરંતુ જો સુરેન્દ્ર જેવા કેટલાક ખરા દેશ હીતકારી અને રાજ્યના વફાદાર દેશી મળ્યા ન હોત તો કેટલીક વાતમાં જરૂર હીન્દના કારોબારમાં મુશ્કેલી ઉભી થઇ જાત !—જો કે હીન્દના ખરા ખેરખ્વાહોની માનસિક ઇચ્છા માત્ર હીન્દ ને વધુ ઉન્નતીના માર્ગપર ચડવાની હતી અને છે, પણ કેટલાક સ્વાર્થી અમલદારોએ, પોતાના સ્વચ્છંદી વિચારોને વળગીને દેશીઓને દબાયલા રાખી કામ લહેવા માટે, ખરી હકીકત વેગળી રાખી, દેશીઓને બેવફા ચીતરવા માંડ્યા હતા. ને તે

વાતોને લીધે ઇંગ્લાંડનું વાતાવરણ પણ હીન્દની ખરી હકીકતથી વેગળું રહેલું હતું ! આ ધુમાડો સળગતો હતો અને તે વાદળ ફાટીને છેક રશિયા તથા જર્મનીમાં જઇ ચડયું હતું !–જર્મન લડાઇ બંધ પડી અને બ્રિટીશ ફતેહનો વાવટો ઉડવા લાગ્યો, તેની વધાઇનું ઉજવણું કરવાનો આ ઢંઢેરો હિન્દમાં પ્રકટયો. અને તે સાથે–કેટલીક સામાન્ય વિચારણી ચર્ચા પણ પ્રકટી !

* * * * * *

**શ્રીમાન સમ્રાટનો પ્રજાને સંદેશો**–મુંબઇની સરકારે એક યાદી બહાર પાડી જણાવ્યું છે કે શ્રીમાન્ સમ્રાટ તરફથી નીચેનો સંદેશો સમગ્ર બ્રિટીશ સામ્રાજ્યમાં મોકલાવવામાં આવ્યો છેઃ–" આવતો મંગળવાર તા. ૧૧ મી નવેમ્બરનો દિવસ વિગ્રહની સમાપ્તિનો પહેલો વાર્ષિક દિવસ છે કે જે દિવસે થયલા કોલકરારોથી ચાર વર્ષના ખુનખાર વિગ્રહનો અંત આવ્યો હતો અને ન્યાય તથા સ્વતંત્રતાની ફત્તેહ થઇ હતી. હું માનું છું કે સમગ્ર સામ્રાજ્યની મારી પ્રજા પોતાના થયેલા મહાન્ છૂટકારાની અને તે મેળવવા માટે જેઓએ પોતાનો ભોગ આપ્યો હતો તેઓની યાદગીરી કાયમ રાખવા ઇચ્છે છે. આ લાગણી પ્રદર્શિત કરવાની તક બધાને આપવા માટે મારી ઉમેદ અને આશા છે કે જે પળે એટલે કે ૧૧ મા માસની ૧૧ મી તારીખે સવારે ૧૧ વાગ્યે યુધ્ધવિરામના કોલ કરારો અમલમાં આવ્યા તે સમયે થોડી મીનીટ પર્યન્ત આપણું સઘળું કામકાજ, અને સઘળો વ્યવહાર બંધ કરી સઘળે સંપુર્ણ શાંતિ પાથરવી કે જેથી આપણા છૂટકારા માટે પોતાના જીવ અર્પણ કરનારાઓની પવિત્ર યાદગીરી જાળવી શકાય. ચોક્કસ નિશાની વખતે સઘળું કામકાજ બંધ રાખવા માટે અગાઉથી સંપૂર્ણ વ્યવસ્થા કરવાની જરૂર છે. મને આશા છે કે આ પ્રાર્થના માટે આપણા સર્વે ખુશીથી શાન્તિ ફેલાવીશું !—

"જર્મનીને માહાત કરવામાં આવ્યું, તેની પાસે પરાજય સ્વીકારાવામાં આવ્યો અને મનમાનતી સરતો ઉપર સહી કરાવવામાં આવી. ઈંગ્લાંડ, ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેટસ આદિ જર્મનીનાં વિરોધી રાજ્યો તેથી મહોત્સવ માને તો તેમાં નવાઇ નથી. માત્ર જર્મનીનીજ તેવી સ્થિતિ કરવામાં આવી છે એવું નથી. ઓસ્ટ્રીયા, હંગરી, બલ્ગેરિયા અને તુર્કીની પણ તેવીજ સ્થિતિ થઇ છે. એટલે એ દેશોને મહાત કરનારા દેશોની પ્રજાઓ સ્વાભાવિક આનંદ માની શકે. વિજેતા પ્રજાઓનો હેતુ પાર પડયો છે. ગ્રેટ બ્રિટન અને આયર્લાંડની પ્રજાનો અંગત હેતુ પણ પાર પડેલો છે. તેનાં સંસ્થાનોને ગ્રેટ બ્રિટનના અંગત હેતુ સાથે થોડીજ લેવાદેવા છે. પણ પરિસ્થિતિને અંગે તેઓને ગ્રેટ બ્રિટન સાથે, પોતાની સલામતીને ખાતર, જર્મની વિરૂધ્ધ જોડાવું પડેલું અને તેથી તેઓ પણ આનંદ માને તેમાં નવાઇ નથી. પરંતુ ગ્રેટ બ્રિટનને પોતાના અંગત હેતુઓ ઉપરાંત બીજી વસ્તુઓ સાથે સંબંધ છે અને તે વસ્તુઓમાંની એક જગતમાં પોતાની સર્વોપરિતા જાળવવાની છે. તેની હકુમત નીચે જે જે વિવર્ણી અને વિધર્મી પ્રજાઓથી વસાયલા મુલકો આવેલા છે તે સર્વ જાળવી રાખવાનો તેનો સ્વાર્થ છે, તેમજ તે તે મુલકોથી બળવાન પ્રજાઓને દૂર રાખવાની રાજખટપટ પણ ખેલવાની છે. બીજી બાજુએ ગ્રેટ બ્રિટનનું રાજ્ય જો કે ખ્રિસ્તી રાજ્યમાં ગણાય છે, પણ તેમાં હિન્દુ અને મુસલમાન એવી બે મોટી કોમો વસે છે. એ બે મોટી કોમોનું જગતના રાજ્યવ્યવહારમાં પ્રતિનિધિત્વ ગ્રેટ બ્રિટનના હાથમાં છે, અને તેથી તુર્કી સાથના વ્યવહારમાં ગ્રેટ બ્રિટનને એ બે મોટી કોમોની લાગણીઓનો વિચાર કરવાનો રહે છે. એ બે મોટી કોમોમાં પણ મુસલમાન કોમને ધર્મના કારણે તુર્કી સાથેની વ્યવસ્થા વિષે ખાસ લાગેવળગે છે અને જ્યાં સુધી તુર્કી સાથેની વ્યવસ્થા નક્કી થાય નહિં ત્યાં સુધી તેઓ શાન્તિનો મહોત્સવ માને એ કોઇ પણ વિચારશીલ મનુષ્યને અયોગ્ય

લાગ્યા વિના રહેશે નહિ. જર્મની સામેનું યુદ્ધ પ્રજાઓના આત્મનિર્ણયના હક્ક માટે લડાયું હતું અને તેજ સૂત્રાનુસાર યુદ્ધવિરામ ઉપર જર્મની પાસે સહી કરાવવામાં આવી હતી અને તુર્કી આદિએ પણ સહી કરી હતી. વળી તુર્કીના સંબંધમાં ગ્રેટ બ્રિટને ખાસ ભાર મૂકી જણાવ્યુ હતું કે તેની સલ્તનતના ભાંગલા પાડવામાં ઈંગ્લાંડ સહાય કરશે નહિ, તેનો કોઇ મુલક કબજે કરશે નહિ, અને ઇસ્લામીઓની ખલીફાતે તુર્કીના સુલ્તાન ભોગવે છે તે અવિચ્છિન્ન રહેશે. બીજી પ્રજાઓ સાથે થયેલા કરારથી વિજય કે શાન્તિનો મહોત્સવ ભલે ઉજવાય, પણ મુસલમાનોની નજરમાં તુર્કી સાથેની વ્યવસ્થા અત્યંત મહત્વ ધરાવતી હોવાથી તેઓ એક સામાન્ય મહોત્સવમાં ભાગ લેવાને માટે અનિચ્છા દર્શાવે તો તેમાં તેમની રાજભક્તિમાં ખામી આવે છે એવું કોઇ માની શકે તેમ નથી. જો મુસલમાનોની રાજભક્તિમાં ખામી આવે એવો ભય દર્શાવી તેઓને સુલેહ શાંતિના મહોત્સવમાં ઘસડવામાં આવે તો અમે નથી ધારતા કે એ મહોત્સવ સ્વેચ્છાનો ગણાશે. એ મહોત્સવમાં અંતરનો આનંદ સંભવી શકતો નથી. પણ બળાત્કારનો આનંદજ સંભવે છે. મુસલમાનો અને તેની સાથે તેમના હિન્દુ. ભાઇઓ પણ તેમજ માને તો તે બનવા જેવું છે. તેવા પ્રસંગમાં તેઓ પોતાના રાજા શ્રીમાન સમ્રાટ જ્યોર્જનાં લાંબા આયુષ્ય માટે એ મહોત્સવને દિવસે પોતપોતાનાં મંદિરોમાં અને મસ્જીદોમાં પ્રાર્થના કરે એ સંભવે છે. એમાં તો કશો પણ શક નથી કે જ્યારે મુસલમાનભાઇઓનું અંતઃકરણ તુર્કીના અને ખાસ કરીને ખલીફાતના પ્રકરણની ચિંતાથી ભરપૂર હોય, તેઓનું અંતર પોતાના ધર્મ બાંધવોની મહત્તા ઘટયાથી શોકાતુર હોય, આંસું પડતાં હોય તેઓની પાસે મહોત્સવમાં ભાગ લેવડાવાની આશા મિથ્યા છે. શ્રીયુત ગાંધીજીએ તેટલા માટે મુસલમાનોના હૃદયનો ભાવ દર્શાવવાને સ્પષ્ટપણે જણાવ્યું છે કે જ્યા સુધી ખીલાફત પ્રકરણ સ્પષ્ટ થાય નહિં ત્યાં સુધી હિન્દુસ્તાન વિજય મહોત્સવમાં ભાગ

લેઇ શકે નહિં, તે યોગ્ય છે. મુસલ્માનોની સાથે હિન્દુઓ પણ જોડાય તો તેમાં નવાઇ નથી. એકજ ઘરમાં એક ભાઇ રડતો હોય ત્યારે બીજો ભાઇ હસે તે બને તેવું નથી. હિન્દુઓ એટલા નિષ્ઠુર બન્યા નથી કે પોતાના મુસલ્માન ભાઇઓને છોડીને આનંદ મહોત્સવ ઉજવે. જો હિન્દના વહીવટદારો એ વસ્તુસ્થિતિ સમજતા ન હોય અને હિંદુઓ અને મુસલ્માનો ધર્મ નિમિત્તે એક બીજાના દુશ્મન છે એમ માનતા હોય તો તે મહા કમનસીબીની વાત છે.

આ ઉપરાંત એક બીજો વિશાળ મુદ્દો પણ હિન્દના વહીવટદારોએ ખાસ વિચારવા યોગ્ય છે. ઉપછરલી દૃષ્ટિએ જોતાં કહેવામાં આવે. છે તેમ સુલેહ થયલી ભલે ગણવામાં આવે પરંતુ જ્યાં સુધી યુરોપના પૂર્વ ભાગના તેમજ એશિયાઇ તુર્કીને લગતા પ્રશ્નોનો સમાધાનકારક નિર્ણય આવ્યો નથી, જ્યાં સુધી રૂશિયા અને મધ્ય એશિયામાંનાં બોલ્શેવિકોનાં તોફાનોનો અંત આવ્યો નથી, જ્યાં સુધી એક પાસથી સમજવામાં આવે છે તેમ લડાતાં નાનાં નાનાં યુધ્ધો શમ્યાં નથી, જ્યાં સુધી યુરોપમાંજ નહીં પણ અમેરિકા અને એશિયાની પ્રજાઓના મનને ઉંડામાં ઉંડી ચિંતા કરાવનારા અનેક મહત્વના પ્રશ્નોનો નિકાલ થયો નથી, જ્યાં સુધી અમેરિકા આદિ રાજ્યોના પ્રજાસંઘે સુલેહના કરારોને બહાલી આપી નથી, ત્યાં સુધી વાસ્તવિક રીતે સુલેહ વિશ્વમાં વ્યાપેલી ગણી શકાય નહીં. આથી જ્યાં સુધી વાસ્તવિક સુલેહ વ્યાપી નથી ત્યાં સુધી તેના અંગની ઉજવણીની ધામધૂમો કરવી, એ કવેળાનું ગણાય, તો તેમાં કાંઇ નવાઇ નથી. વળી અગાઉ અમે આજ બાબત સંબંધમાં જણાવી ગયા છીએ તેમ હિન્દ અને હિન્દીઓ ઘણાં કારણોએ કંઇ નહીં તો માનસિક શાન્તિ તો અનુભવી શકે એમ નથી. હિન્દનું વાતાવરણ હજી શાંત થયું નથી. એકમતી પ્રજામત વિરૂધ્ધ પસાર થયલા રાઉલાટ કાયદાથી દુઃખાયલી તેમની લાગણી શાન્ત પડી ન હતી ત્યાં કેટલાક

જો હુકમીના હિમાયતી અમલદારોએ દોરદમામી રાજ્યનીતિ અખત્યાર કરી અને લાહોર, અમૃતસર, ગુજરાનવાળા, દિલ્હી આદિ મથકોએ તોફાન બખેડાઓ થયા, એરોપ્લેનોમાંથી બોંબો છૂટયા, ગોળીબહાર થયા અને પાછું હિન્દીઓનું મન વિશેષ અશાન્ત થયું. એ તોફાનોને અંગે જે લશ્કરી કમીશનો નીમાયાં તેણે બારીક અને નિષ્પક્ષપાત તપાસ કરવાને બદલે તોહમતદારોને ન્યાય મેળવવાના વાજબી માર્ગો લેતા અટકાવ્યા અને યાહોમ કડકમાં કડક એક તર્ફી શિક્ષાઓ ફરમાવી, એથી લોકોની અશાન્તિ વિશેષ ઉત્તેજાઇ. હિન્દી સરકારે હિન્દી પ્રજાની આ સઘળા મામલાની તપાસ કરવા શાહી કમીશન નીમવાની માગણીને ડાબી કરીને, પોતે તેમાં એક પક્ષકાર હોવા છતાં પોતાનેજ રીપોર્ટ કરવાની સૂચના સાથે એક કમીટી નીમી; તેના બંધારણથી પણ હિન્દી પ્રજા અસંતુષ્ટ હતી. હાલમાં એ કમીટી તપાસ ચલાવે છે. આ સર્વ જોતાં જણાશે કે સુલેહની ઉજવણી માટે હિન્દનું વાતાવરણ શાન્ત નથી. જો કે સુલેહ થઈ કહેવાય છે છતાં હજી દોરદમામી રાજ્યનીતિ શમી નથી અને હિન્દી દેશી રાજાઓને બોધ આપનારૂં ભાષણ કરતાં ના. વાઇસરોયે શસ્ત્રાગારો સજ્જ કરવાની અને નવા જુસ્સાને અંકુશમાં રાખવાની તેમને જે સલાહ આપી છે તેથી સ્પષ્ટ થાય છે કે હજી તેમના મગજમાંથી એ નીતિ ખસી નથી, એટલુંજ નહીં પણ પૂરેપૂરી રમી રહી છે. હજી લોકોનાં મન શાન્ત પાડવાનો, લોકમતને ઘટતો આદર આપવાનો માર્ગ એ નામદારને સુઝયો નથી તેમ સુઝતો પણ નથી. આવી પરિસ્થિતિમાં હિંદી પ્રજા મુક્ત કંઠે શી રીતે સુલેહના ઉત્સવો ઉજવી શકશે, એનો વિચાર પણ હિન્દના કારોબારીએ કરવો જોઇએ છે.

ઇંગ્લાંડમાં રાજ્યવહિવટમાં એક એવો નિયમ છે કે આમની સભામાં જો પ્રજામત વિષે કંઇ શંકા થાય તો પોતાના પ્રધાનપદાનું રાજીનામું

આપી પુનઃ ઉમેદવાર થઇ પ્રજામતની પસંદગી માટે પ્રયાસ થાય. હિંદના રાજ્યધોરણમાં તેવું કંઇ છે નહિં, કારણ કે કારોબાર અધિકારીઓના હાથમાં છે અને ધારાસભામાં એ અધિકારીઓએ પોતાની કૃત્રિમ બહુમતી રાખી પ્રજાને નામે કાયદાકાનુનો અને વહીવટની નીતિ નક્કી કરવાનું પોતાના હાથમાં રાખ્યું છે. આ વસ્તુ પ્રજામત દર્શાવનારા મેહેનતુ લોકનાયકોને હતાશ કરનારી છે, છતાં તેથી પ્રજામત જેટલો જોરથી દર્શાવી શકાય તે દર્શાવવાનો અવારનવાર પ્રયત્ન થતો રહે છે. એક પ્રસંગે મુંબઇ સરકારે મેહેસુલી ખાતાંને લગતો એક કાયદો પસાર કરવાનો મમત ધરતાં લોકનિયુક્ત પ્રતિનિધિઓએ મત આપવાને બદલે ધારાસભા છોડી જવાનું પસંદ કર્યું હતું. ધારાસભામાં હાજર રહી પોતાને અણગમતા પ્રકરણમાં મત ન આપવા કરતાં એ પગલું વધારે સખ્ત હતું. પણ તે પગલું અધિકારીઓના અભિમાનપર જોઇએ તેવી અસર કરનારૂં નીવડયું નહિં ત્યારે સાંપ્રત સમય લોકનિયુક્ત પ્રતિનિધિઓએ ધારાસભાના સભ્ય તરીકેનાં રાજીનામાં આપવાનું પગલું ભર્યું છે, અને લોકોએ તેઓને પુનઃ ઉમેદવારીના પ્રસંગમાં પસંદ કરી અધિકારી મત વિરૂધ્ધ પોતાનો વિશ્વાસ દર્શાવ્યો છે. હેતુ જોતાં આ વસ્તુ કંઈ ખોટી નથી. પણ પરિણામની દૃષ્ટિએ એથી બીજી વિચારવા જેવી સ્થિતિ થઇ છે. સીમલાની છેલ્લી ધારાસભામાં સાહાઠ સભ્યોમાં એક તૃતીયાંશ એટલે કે એકવીશ નવા સભ્યોએ સોગંદ લીધા હતા. માત્ર એક પંડિત મદન મોહન માલવિયા જૂનામાંના હતા. એ એકવીશમાં તેર જણા અધિકારી હતા અને આઠ અધિકારીમાં પંડિત માલવિયા હતા. રાઉલાટ એક્ટ પ્રસંગે લોકમતનું અપમાન થવાને કારણે રાજીનામું આપનાર પંડિત માલવિયા એની એ જગ્યાએજ પાછા ચુંટાયા હતા પણ બીજાં રાજીનામાંઓનાં સંબંધમાં લોકપક્ષને લાભ થયો નથી. મધ્યપ્રાંતોના જમીનદારો તરફથી રા. બ. બિશનદત્ત શુકલ પ્રતિનિધિ તરીકે હતા તેમની જગ્યાએ રાય સાહેબ શેઠ

નાથમલ આવ્યા છે તે લોકમત દર્શાવવામાં ઢીલા છે. મુંબઇ ઇલાકામાં મી० મહમદઅલી જીણા સ્વતંત્ર મત દર્શાવનારામાં પ્રસિદ્ધ છે. તેઓએ પુનઃ ઉમેદવારી કરવાની ના પાડવાથી ખાન બહાદુર ઇબ્રાહીમ હારૂન જાફરની પસંદગી થઇ છે. પણ તે લાભકારી થઇ નથી. મી० મઝરૂલ હક્ક મુસલમાનોમાં સ્વતંત્ર મત દર્શાવનારાઓમાં ઘણા જાણીતા છે તેઓએ બીહાર–ઓરિસાના મુસલમાનો તરફથી પુનઃ ઉમેદવારી ન કર્યાથી મી० ચૌધરી મુહમદ ઇસમાઇલખાન આવ્યા છે, તે પણ લાભકારી ચુંટણી નથી. મી० શાફીને સરકારે સર શંકરન નાયરની જગ્યાએ નીમ્યાથી તેની જગ્યાએ મેજર મલીક સર ઉમર હમાખાન કે. સી. આઇ. ઇ. સી. બી. ઈ. એમ. ઓ. ની પસંદગી થઇ છે તે પણ કંઇ સારી નથી. બીજી ફેરફારી બંગાલ અને મુંબઇની યુરોપી વેપારી મંડળના પ્રતિનિધિઓમાં થઇ છે. બીહાર અને ઓરિસ્સાના પ્રતિનિધિ રાવબહાદુર કૃષ્ણ સહાયની સર અલી ઇમામની જગ્યાએ ત્યાંની કારોબારી મંડળીમાં નિમણુંક થવાથી તેને સ્થાને મી० સચ્ચિદાનંદ સિંહાની પસંદગી થઇ છે તે ઘણી સારી છે. વસ્તુતઃ લોકોને પંડિત માલવિયા અને સચ્ચિદાનંદ સિંહા બે મળ્યા છે અને ચાર ગુમાવ્યા છે, અને તેથીજ છેલ્લી ધારાસભામાં લોકપક્ષ તરફથી લડવાનો બોજો એ પુરૂષો ઉપર આવી પડયો હતો. આ પ્રસંગપરથી એવો પણ પ્રશ્ન થાય છે કે લોકમતની આતુરતા દર્શાવવાને માટે જગ્યાના રાજીનામાં આપી બીજા ગમે તેવાને સ્થાન લેવાની સગવડ કરી આપવી, એ વાજબી છે કેમ? હાલની સ્થિતિ જોતાં તો ઉત્તમ લોકનાયકોએ આવા અસાધારણ પ્રસંગમાં પોતાના સ્થાનને વળગી રહેવું વધારે સારૂં લાગે છે. કંઇ નહિં તો રાજીનામું આપી, પાછા ઉમેદવાર થઇને પણ આવવું વાજબી છે. સર શંકરન નાયરનામાં આત્મસંમાન, સ્વદેશાભિમાન, પ્રામાણિકતા, કાર્ય કરવાની શક્તિ, સ્વતંત્રતા, વિચાર કરવાની અને વાદ કરવાની શક્તિ એ વગેરે લોક પક્ષને લાભ કરનાર

ગુણોની કાંઇ ખોટ નથી. હિંદી સરકારની પંજાબપ્રકરણ વિષેની નીતિ વિષે તેમને મતભેદ પડયો, અને તેથી તેમને હિંદી કારોબારી સભામાંથી રાજીનામું આપવું પડયું તેથી પંજાબ વિષેની હિંદી સરકારની નીતિની નિર્બળતા વધારે પ્રસિદ્ધિમાં આવી. કદાચ તેથી હાલમાં જે કમીટી તપાસ કરે છે તેના રીપોર્ટના પરિણામે લાભ થાય, પણ તત્કાલમાં શું બન્યુ છે? દેશને તો એક સ્વતંત્ર સેવકની સેવાનો લાભ થવાનો અટકી પડયો છે, અને ઓન૦ ખાનબહાદુર મીયા મુહમ્મદ શાફી જેવાની પસંદગી હિન્દી સરકારે કરી છે અને તે પુરૂષે હિન્દી સરકારને પંજાબના સંબંધમાં 'ઇન્ડેમ્નીટી' (મુક્તિદાતા) કાયદો પસાર કરવામાં સહાય પણ કરી છે. સવાલ માત્ર એજ છે કે લોકમતની આતુરતા દર્શાવવાને માટે લોકનિયુક્ત પ્રતિનિધિઓએ અસાધારણ પ્રસંગોએ રાજીનામાં આપી ખસી જવું, અને નિર્બળ મનના, માત્ર રાજયના માનના લોભી પુરૂષોને માર્ગ કરી આપવો વાજબી છે કે કેમ? (૯-૧૧-૧૯) ગુજરાતી.

આ સર્વ માનસિક તરંગોમાંયે દેશીઓને ચડતા હોદ્દા મળતા હતા. અને દેશીઓ પણ રાજ્ય-વફાદારીના ચડતાં કામો કરતા હતા. અસંતોષ માત્ર નોકરશાહી ચળવળમાં સમાયલો હતો, કે જે માટે બ્રીટીશ સલતનતને હાનિ પહોંચે તેમ ન હોતું! કદાચ નોકરશાહી લાભને કે સ્વતંત્રતાને હાનિ થાય, એવા નબળા ભયથી ખોટી વાતો, નિંદા કે અપયશ ફેલાવીને દેશ કે દુનિયાને અપવાદમાં મુકે, તો તે વ્યવહાર અટકાવી શકાય તેવો ન હતો. પણ એકંદર જો સમાન દૃષ્ટિએ જોવાય, ને દુનિયાનાં સ્વાતંત્ર્ય વાતાવરણ તરફ ન્યાયની નજર ફેલાય, તો આ ભયંકર, શબ્દવાણી અમૃતની ધારા પ્રમાણે પ્રવાહીત થાય! ભારતના ભાગ્ય એવાં નથી યા હીન્દનાં પુન્ય એટલાં લાગતાં નથી, તેમ પ્રજામાં નિર્મળતા કે ઐકયતા જણાતી નથી, કે તેમનો મનોરથ સફળ થાય!

હીન્દની રાજનીતિનો જે સુમાર્ગ ચાલતો હતો, તેમાં દેશીઓને પણ

ઉમદા હોદ્દા મળતા હતા. અને તે રીતે સુરેન્દ્ર ઉચ્ચપદ પામ્યો હતો. રાજેન્દ્રની સ્થિતીનો કેવી રીતે ફેરફાર થયો છે, તે તો એ તરફ દૃષ્ટિ કરીશું, ત્યારે જણાશે. હાલ તો આપણાં મુંબઇનાં અને વીરપુરનાં પરોણાં તરફ નજર કરીએ !

---

## પ્રકરણ ૪ થું.

### કાશી કુંવરીની વીરપુર વિદાયગિરી ! રાજકીય સન્માન !

**भवतीच भाग्यं विना प्रयत्नेन्**

જ્યારે અવધ આવી રહે છે, અને દૈવ સવળો થાય છે; ત્યારે હજારો પ્રયત્નોથી જે ન થયું હોય, તે વિના પ્રયત્ને સફળ થાય છે. વીરપુરની રાજધાની ખાલી પડેલી ગણાતી હતી ! કાશી કુંવરી કિશોરી મગજથી નબળી પડી હતી. પેલી લુટારૂ કન્યા રનાદેવડી વધારે જોરદાર બની હતી. અને ઇન્દ્રકુમારનો તેના પર મોહ હતો. કિશોરીને કુંવરની પ્રાપ્તિ થઇ, તેની ઇર્ષામાં રનાદેવડીયે જે તરકટ મચાવ્યું, એ વાત પેલી વફાદાર દાસી રાધાના જાણવામાં આવી ! રાધાને ફોસલાવવામાં આવી હતી.' તેને મ્હોટી મ્હોટી લાલચોમાં ફસાવી હતી. કુમારને કોઇ પણ જગ્યાએ ઉડાવી દેવા, યા બદલાવી દેવાનો પ્રપંચ કરવાનું રાધાને સોંપ્યું હતું. કિશોરીએ તો એક છોકરીનો–કહો કે મુવેલી છોડીનો જન્મ આપ્યો હતો–અને તે ખોટા ગર્ભના અપવાદનાં ચિન્હ તરીકે હતો. તે બદલે તેણે તરકટ કરીને કોઇ હલકી જાતીનો જન્મેલો બાળક, પૈસા આપીને ઉચકાવેલો હતો. આ પ્રપંચ રનાંદે ચલાવી રહી હતી. આ વાતની રાજમાતાને કે કિશોરીને કોઇને ખબર ન્હોતી. માત્ર રાધાજ જાણતી હતી. રાધાનું મન સહજ સંકુચિત જોયું, એટલે રનાદેયે તેને અલગ કરી દીધી, પણ દમ માર્યો કે

કે જો આ પ્રપંચની સહજ રજકણ બહાર જણાશે, તો તેનો જાન રીબાવીને લ્હેવાશે! રાધાએ જાણ્યું, કે રાજના હીત માટે આખરે પ્રાણનો ભોગ આપવો, પણ જેમ ઉદયગઢ (ચિતોડ) નાં ગાદી વારસને બચાવવાને દાસી શીલતાએ* જોખમ વેરેલું તે રીતે વ્હોરવું. આ હેતુથી તક જોઇને તેણે વીરપુરના પાટવી બાળા રાજાને ઉપાડયો, અને એક સામંતની મદદથી સાંઢ ઉપર છેક હિમાલય તરફ નીકળી ગઇ. જો કે તેને કાશી પહોંચી જવાનું હતું. પણ સીધે રસ્તે જતાં કંઇક વિઘ્ન નડતું હતું. કમ ભાગ્યે પેલાં સામંતને એક ઘાતકી વરૂએ, જંગલમાં નસાડયો, પણ આ નિર્મળ રાધાને, કુમાર સહિત એક હાથીએ બચાવી લીધી. આહા! શું એ હાથીએ જુક્તિ કરી! થાકથી રાધા નિદ્રાવશ થઇ, ને કુમારને પડખામાં લીધો હતો. એક ઝાડની ઓથે તે જરા ઝોંકામાં પડી હતી. ત્યાં હાથી ફરતો ફરતો આવ્યો. હાથીને જોઇને દૂરથી એક વાઘ તરાપ મારતો આવ્યો. કુદરતની કૃપા તો જુઓ! હાથીની કુમાર તરફ નજર ગઇ. તેને એટલું તો વ્હાલ આવ્યું કે ઉપર પેલો વાઘ આ નિર્દોષ માનવને મારી નાખશે. તેથી હાથીએ પોતાના શરીરની ઓથ આપી બે પગની વચ્ચે તેઓને રાખીને ઊભો-જેવો પેલો વાઘ, હાથીની ઉપર તરાપ મારવા ગયો, કે કોઇ શિકારીએ તેનાપર ઘા કર્યો. ઘા આબાદ વાઘના માંથામાં લાગતાં ચકરી ખાઇને નીચે ભોંયપર પડયો ને જીવથી ગયો. આ ધડાકાથી રાધા જાગી ઉઠી ને ભયંકર બનાવ જોઇને ચીસ પાડી ગભરાણી! “અરે મને કોઇ બચાવો. મારો બાલુડો દુભાશે!” ત્યાં તો સામો જવાબ મળ્યો “ચિન્તા ના કર, સામંત હાજર છે” સામંત ખડો થયો ને સૌના જીવમાં જીવ આવ્યો. પણ આહા! હાથી? તરત ખસી ગયો. સર્વેએ તેને નમન કર્યું. હાથીએ સુંઢ ફેરવીને રાધાને કુમાર સહ ખાંધપર ચડાવી, અને સમશ્યા કરી કે

---

* જુઓ-પૃથુ કુમાર (ઉદય વનવીરનો મેવાડી ઇતીહાસ!)

માતા કૌશલ્યા અને સુમિત્રાનાં રૂધિરતનુજ રામ અને લક્ષ્મણજી પિતાજી દશરથ રાયનાં વચન–પ્રતિજ્ઞાનું પ્રતિપાદન કરવા અર્થે, સતી સીતા સાથે–અયોધ્યા તજીને વનવાસ ગયા–અને ભાવી યોગ પ્રમાણે, અવતાર સિદ્ધાંનું દિગ્દર્શન બતાવી, સંસાર–વ્યવહારનો અનુભવ દર્શાવી, માતપીતા પ્રતિ, પુત્રોનો ધર્મ બજાવી, ગુરૂ–શિષ્યનો મહિમા સ્થાપી, સત્સંગ અને કુસંગનો પ્રતાપ દેખાડી, પતિ–પત્નિ તથા બન્ધુ સહોદરનો ધર્મ બતાવી, જાનકી અયોધ્યામાં પાછાં પધાર્યા—વતનમાં છેક બાર વર્ષે આવ્યાં–તે સમયના આનંદનો ધોપ વર્ણવવા–વાલ્મીકજી અથવા તુલસીદાસજીનાં આલ્હાદજનક હૃદયને શાં જોવાં ?

આહા ! એજ રીતે કુળવતી કન્યા ગુણવંતી આજે બાર વર્ષે પોતાની જન્મભૂમિ અયોધ્યા–કાશીમાં આવી; યોગેન્દ્રલાલના પુરાણા ઘરમાં, પોતાના પિતાનાં પદામ્બૂજનું દર્શન કરવાને સુલક્ષણી પુત્રી, પોતાના ધામમાં આવી; ફકત જુના વિશ્વાસુજન તરીકે, રામસિંહ ભૈયાની ભેટ થઇ–પાળેલો પોપટ, કે ઉછરેલી ગાય પણ ના રહી–ગોર મહારાજ બિચારો, સંસારની વટોળીયા વાળી વિટમ્બનામાં વીંટળાયલો વૃદ્ધાવસ્થાની સીમામાં પહોંચેલો મળ્યો—

સુખ–દુઃખની બે વાતો કરવા–અને પૂર્વની કથાનો વિસ્તાર વર્ણવીતે, વિશ્રાન્તિ મેળવવામાં હાલ સમય વ્યતિત થતો હતો—

"બા ? લગ્ન પીછે આપ બહુત વર્ષે કાશી વાસ કીયા ! બરેચા બાબુજીકોં પ્રભુજી રઘુરામ દીર્ઘાયુ કરેં, ઔર તુમેરા સૌભાગ્ય અખંડ હોય !" ભૈયા રામસિંહે, પોતાની પુત્રી તુલ્ય ગુણીને ગણીને–આશિર્વાદ આપ્યો–અંતઃકરણનો સંતોષ વાળ્યો.

"રામસિંહજી ? તમારી ભલી લાગણી માટે જે ઉપકાર માનું એટલો છે; મ્હારા પિતાજી ગુજરી ગયા પછી જો કે મને થોડાં વરસ ... ખરૂં; પણ પછી મને આ વતનમાં થોડો સમય

વસવાની બહુ આકાંક્ષા ઉત્પન્ન થઇ. કોણ જાણે એમ શા માટે? જો કે પ્રભુએ મારી ગરીબાઇ પ્રતિ નજર કરીને, વડીલોના પુન્યે, પ્રવીણને પવિત્ર પ્રેમી ભરથાર પ્રાપ્ત થયા છે, તથા સંપત્તિ સન્તતિ અને આરોગ્યતા પણ આપ્યાં છે, છતાં દીલ લાગ્યું ખરૂં!" ગુણીના અંતરમાંથી જાણે અગ્નિ–જ્વાળાનો ભાસ દેખાતો હોય એમ તેની વાક–પદ્ધત્તિ પરથી ભૈયાને લાગ્યું:–

"સુખમે સોની ઔર દુઃખમે રામ યેહી કહેવત પ્રચલિત હય, બહન? કભી દુઃખ ન હો, તોભી વતનકા પ્રેમ ઔર ચીજ હય! ચાહીયે ઇતનાહી સુખ અન્ય સ્થલમેં હો. પરન્તુ જન્મ ભૂમિકી માયા અલૌકીક હય! ગુણી બહન? મુજકોં સીતેર વર્ષકી સાઠી હો ગઇ–અનુભવ બહોત મીલા–ઔર અનુભવમેં ઇતના પયછાના હય, કે બહોત વૈભવ-મેંભી જબ દીલમેં કુચ્છ નિરાશાકા અંગારકા તણખ હોતા હય–જબ દીલ ઉડકે વતનમેં જા દોડતા હય!" ભૈયાજીએ વૃદ્ધ અનુભવ બતાવ્યો.

"ખરે, રામસિંહજી! તમે ખરા અનુભવી! મ્હારા અંતરની જાણે તમે કેમ કુંચી હાથ કરી હોય! સહજ મનના પરિતાપ પછી મને પિતા તથા વતન વધારે યાદ આવ્યું–અને બાબુના વાળ ટહાડા કરવા નિમિત્તે હું થોડા રોજ મનને વિશ્રાન્તિ લ્હેવા માટે આ તરફ આવી ચડી; પણ અહીંયે બહુ શાન્તિ કે આનંદ મને કેમ નહિ લાગતો હશે?"–ગુણીએ નિસાસો મુક્યો.

"બાઇ! **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो:** (મન છે તે સર્વ બન્ધન અને મોક્ષનું કારણ તત્વ છે. તે જ્યાં હોય, ત્યાં સાથેજ હોય છે) મન હય સો સર્વ બન્ધન ઔર મોક્ષકા કારણભૂત હય! જયહાં જાવે વ્હાં વો સાથ રહેતા હય–પરંતુ જ્ઞાનીજનોં યે મર્કટકે આધીન નહિ હોતે હય! સુખ દુઃખ ઔર યશ–અપયશ ભાવીકો હાથ હય! તુલસીદાસજીને રામ કથામેં કહા હય કે,"–

જાગૃત અવસ્થાનું ભાન થયું. એટલામા ચાર વાગ્યા. રામસિંહ ભૈયો પ્રભાતીયાં ગાવા લાગ્યો. અને સ્ટેશન ઉપર જવાની વેળા આવી લાગી. ગુણી તરત ઉઠી–દાતણ કરી–સ્નાન કરી; અને પ્રાતઃ ધ્યાન તથા દેવ પુજન કરીને પાંચ વાગતા જ સ્ટેશન તરફ વિદાય થઇ ગઇ–મહાત્માનાં દર્શનની આતુર સાધ્વી–પ્રયાગ તરફ રવાના થઇ ગઇ. આહા ! ત્યાં તેને સ્વપ્નાની શી અસર થઇ હશે ? જાગૃતિકાળમાં તેના ભાવીએ શો માર્ગ લીધો હશે, તે બધું પછી જાણીશું; પણ ગુણવંતીના પ્રથમ પ્રહરમાં દૃશ્ય ચયલા પ્રબંધ તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૮ મું.

### ગુણવંતી ગુરૂ આશ્રમમાં !

સર્યુ કાંઠાના પુરાણા પ્રાચીન સ્થળમાં, એક તૂટેલું પવિત્ર મકાન, સાધુ સંતના આશ્રય માટે ટકી રહેલુ છે. અને તેની નજદીક એક મહાત્માની પર્ણકૂટી, પર્વતના આશ્રય નીચે લટકી રહી છે. આ મહાત્માનું પુરાણું વય, જીવનની તાપસી કસોટી કરી રહેલું છે." અને જેમ પોતાના આત્મ કલ્યાણ અર્થે આયુષ્ય ભોગવે છે, તેમ પરાર્થ સિધ્ધી માટે પણ ચાલી રહેલું છે. તાપસી છે, સંત છે. સાચો આત્મ-જ્ઞાની છે. તૃણવત્ જગતનો અનુયાયી છે. જીવ કલ્યાણમાં આનન્દ માનનારો છે. ભારતની દુર્દશા જાણીને, આશ્ચર્ય તથા આનન્દ માનનારો ...ી કૃષ્ણ–ભગવાને કરેલા અર્જુનના ઉપદેશનું ભાન કરાવનારો આ ...રનાં શાન્ત વાક્યને અનુમોદતો હવે યા શોકની વ્યાધિ ...વન ગાળે છે, ત્યાં એક અભિલાશી મુમુક્ષુ આવી ...પદર્શ પુરો થાય, ત્યાં એક યુવાન–ગૌર

ચરણી, આંખને અંજાવી નાખે, તેવું સ્વરૂપ ધરાવતી, નવયૌવના યોગિની હાથમાં સિતાર સહિત મહાત્મા કને આવી ચડી! મહા તાપસીનું પણ ચિત્ત ચંચળ કરી શકે, શુકદેવ કે વિશ્વામિત્રને પણ ચલિત કરી શકે, એવી તેની દૈવી પ્રભા ઝળકાવતી આવી! મોહનું બાણ છતાં વિરાગ દશામાં લટી રહી હતી! માયાની પૂતલી છતાં દૈવના દરબારની ઝાંખી કરી રહી રહી—નમ્ર હૃદયથી તે જોતી હતી, જો કે તેની કીકી ને ભમર મોટા મુનિવરને દબાવે તેવી હતી! છાતીનો ભાર શરીરને નમાવતી છતાં, જ્ઞાનના બળથી નમાવવતી હતી.

મહાત્માશ્રીનાં લાંબે કાળે દર્શન કરવાને ગુણી ભાગ્યવંત થઇ. પુત્રવત્ પ્રેરણાથી અજ્ઞાન ગુણીનાં દર્શન થતાંજ, મહાત્માએ ઉઠીને સામા નમસ્કાર કર્યા. ગુણીને આશ્ચર્ય લાગ્યું!—

"તું મ્હારી એક સંસ્કારી માતા છે!" મહાત્મા બોલ્યા.

"એમ! આપ ત્રિકાળજ્ઞ છો, પ્રભુ!" ગુણી ફરીને બોલી.

"બહુ લાંબે કાળે અહીં કેવી રીતે એકલી આવી ચડી!"

"મ્હારા પુત્રને પાંચ વર્ષે કાશીવિશ્વેશ્વરની ઝાંખી કરાવી, માથાના વાળ ટહાડા કરવાની પ્રતિજ્ઞા હતી તે પુરી કરી, અને હું આપનાં દર્શન તથા જ્ઞાન બોધ સાંભળવાને આવી ચડી! આપના તપમાં વિઘ્ન તો થતું નથી, કે?"

"નહિ મૈયા! ત્હારા જેવી પવિત્ર દેવીનાં અલભ્ય દર્શનથી મને પણ લાભ થયો. ત્હેં દેવી દેવહુતી અને કપિલનું કથન સાંભળ્યું. હવે તને એક મહાદેવી "વિદ્યાધરી" ની કથા કહું, તે સાંભળ! તેણે જે મુક્તિ મેળવી છે. તે તને કહું છું!

**ततस्तत्कुवलोल्लासिमालती माल्यलोचना।**
**ललना ललिताऽऽलोक्य लीलयालपितामाया॥**

મુનિ વસિષ્ટ અને રામના વિનોદમાં **"વિદ્યાધરી"** ની ચારિત્રમય

કથાનો વિસ્તાર કરતાં મુનિશ્રી એ મહામાયાના સ્વરૂપનાં વખાણ કરીને તેના જન્મ–વિજન્મ ને મુક્તિનું પુછતાં, તે દેવી કહે છે, કે–" પરમ એવાં ચિદાકાશના કોશના એક ખુણાના કોતર વિષે તમારૂં આ જગતરૂપી અનિર્વચનીય ઘર રહેલું છે. જેને વિશે પાતાળ, ભૂમિતળ તથા સ્વર્ગ એ ત્રણ બહારની ડોઢીઓ છે, તેને વિશે હિરણ્યગર્ભરૂપે ફેલાયલી માયા એ કલ્પના નામની એક કુમારિકાને ઘરધણીરૂપે ક્રીડા કરવા માટે નિર્માણ કરી છે. કાંડું જેમ કંકણથી વિંટાયલું હોય તેમ તેને વિશે આ ભૂલોક દ્વીપોથી તથા સમુદ્રોથી વિંટાયલો છે અને તેટલા માટે જ દ્વીપ, સમુદ્ર વગેરેના વર્ણોથી વિચિત્ર થવાને લીધે ભૂતળ જગરૂપી લક્ષ્મીના કાંડાના જેવું સુશોભિત લાગે છે દ્વીપો તથા સમુદ્રોના અંત ભાગને વિશે, સર્વ દિશાઓને વિશે, ચોતરફ દશ હજાર યોજના જેટલા પ્રદેશમાં સુવર્ણની પૃથ્વી છે. જે સ્વયંપ્રકાશ સંકલ્પ કરતાંજ પુષ્પને આપનારી, આકાશના જેવી નિર્મળ, અનેક ચિંતામણિઓથી યુક્ત, મળ વિનાની સ્વચ્છ અને કાંતિથી સ્વર્ગાદિક લોકોની કાંતિનો પરાભવ કરનારી છે. વળી તે ભૂમિ અપ્સરાઓ, દેવતાઓ અને સિદ્ધ લોકોને વિહાર કરવાની ભૂમિરૂપ છે. અને સંકલ્પ કરતાં વેંતજ સર્વ ભોગોને પૂર્ણ કરનારી હોવાથી સુંદર છે. આ પૃથ્વીના અંત ભાગને વિશે ભૂલોકરૂપી કાંડાને કંકણની પેઠે વિંટાઇ રહેલો એક પર્વત છે; તેનું નામ લોકાલોક પર્વત છે. મૂઢ બુદ્ધિના પુરૂષોનું અંતઃકરણ જેમ તમ ( અજ્ઞાન ) થી વ્યાપ્ત હોય છે તેમ એ પર્વત કોઇ કોઇ ઠેકાણે તમથી ( અંધકારથી ) વ્યાપ્ત છે અને કોઇ કોઇ ઠેકાણે સત્વગુણી પુરૂષોના મનની પેઠે પ્રકાશથી ઝળઝળાટ થઇ રહેલો છે. એ પર્વત કોઇ ઠેકાણે સત્પુરૂષોના સમાગમની પેઠે આનંદ ઉત્પન્ન કરે છે; અને કોઇ ઠેકાણે મૂર્ખ પુરૂષના સમાગમની પેઠે ઉદ્વેગ ઉત્પન્ન કરે છે. કોઈ ઠેકાણે એ પર્વત બુદ્ધિમાનના મનની પેઠે અર્થને પ્રગટ કરે છે અને કોઇ ઠેકાણે મૂર્ખ એવા વેદવેત્તા બ્રહ્મણના

ચિત્તની પેઠે અત્યંત ગહન હોય છે. એ પર્વતના કોઇ પ્રદેશને વિશે ચંદ્રના કિરણો પહોંચી શકતાં નથી અને કોઇ પ્રદેશને વિશે સૂર્યની કાંતિ પહોંચી શકતી નથી. તેથી કોઇ ઠેકાણે એ પર્વત લોકોથી ભરપૂર છે અને કોઇ ઠેકાણે સર્વ દિશાઓ કેવળ શૂન્ય જોવામાં આવે છે. કોઇ ઠેકાણે પાતાળના જેવો પર્વત ઉંડો છે અને કોઇ ઠેકાણે શિખરરૂપી કાંધને ઉંચી કરીને ઉભો છે. કોઇ ઠેકાણે ઉડાં ઉંડાં કોતરોમાં ગીધ પક્ષીઓ ભરાઇ બેઠેલાં છે અને કોઇ કોઇ ઠેકાણે શિખરોથી મનોહર જોવામાં આવે છે. વળી કોઇ કોઇ શિખરોની ટોચોથી બ્રહ્મલોકના અંદરના ભાગોનો સ્પર્શ કરી રહ્યા છે. કોઇ ઠેકાણે ઉજ્જડ એવાં મોટાં અરણ્યોને વિશે કલ્પાંતના પવનો વાયા કરે છે, ત્યારે કોઇ ઠેકાણે ફુલવાડીઓને વિશે વિદ્યાધરીઓનાં મંડળો ગીત ગાયા કરે છે. કોઇ ઠેકાણે પાતાળના જેવી ઉંડી ગુફાઓમાં રહેલાં કુભાંડ નામના પિશાચોથી એ વર્તન ભયંકર થઇ પડયો છે, અને કોઇ ઠેકાણે નંદન વનના સમાન મુનિઓનાં આશ્રમોથી મનોહર લાગે છે. કોઇ ઠેકાણે નિત્ય વાદળાંઓ મદોન્મત્તની પેઠે ગર્જના કર્યા કરે છે; ત્યારે કોઈ ઠેકાણે વાદળાંઓનું દર્શન પણ દુર્લભ હોય છે. કોઇ ઠેકાણે પર્વતની અંદર ગુફાઓમાં ઉંડાં ખાડાઓ હોવાથી આસપાસનો પ્રદેશ ગહન છે. કોઇ ઠેકાણે ક્ષોભ પામેલા મનુષ્યોએ કુવાડા વગેરેથી પ્રાણીઓના નિવાસ સ્થાનને ભાંગી ફોડી નાંખ્યા છે; કોઇ ઠેકાણે નિવાસ કરનારા મનુષ્યોના સમુદાયોએ સજ્જનતાથી સ્વર્ગનો પણ પરાજય કર્યો છે. કોઇ ઠેકાણે નિત્ય વાતા પવનોથી સ્થાવર જંગમ પ્રાણીઓની ઉત્પત્તિ થયા કરે છે; કોઇ ઠેકાણે સર્વ જાતના ક્ષયથી રહિત સ્થાવર જંગમ જીવો એ પર્વતને વિશે સ્થિરતાથી રહે છે. કોઇ પ્રદેશમાં એ પર્વત મહા વિશાળ જળ રહિત પ્રદેશમાં વાતા પવનના સુસવાટ મહાભયંકર લાગે છે. કોઇ ઠેકાણે મધુર ધ્વનિ કરનારાં, કમલિનીમાં મદોન્મત્ત થઇને બેઠેલાં સારસ પક્ષીઓથી બહુ શોભાયમાન લાગે છે, કોઇ

પ્રદેશમાં જળના તરંગોવાળાં વાદળાંઓની ગર્જન સાંભળવામાં આવે છે, કોઇ સ્થળમાં મદોન્મત્તા અપ્સરાઓ, હીંડોળા ઉપર બેસીને હીંચકા ખાય છે. તેથી એ પર્વત જોનારાના મનમાં કામ ઉત્પન્ન કરે છે. કોઇ ઠેકાણે એ પર્વતના સર્વ દિશાઓના પ્રદેશો પિશાચો અને કુભાંડોની ચેષ્ટાઓથી ભરપૂર છે. કોઇ ઠેકાણે એ પર્વતની નદીના તટો ઉપર વિદ્યાધરીઓનાં અને સિધ્ધોનાં નૃત્યો થયા કરે છે; તથા તેઓ ગીતો ગાયા કરે છે, કોઇ ઠેકાણે એ પર્વતોના તટો નિત્ય વરસ્યા કરતા વરસાદના નદીરૂપી ઉત્તમ વસ્ત્રોને પવન એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખેંચી જાય છે. કોઇ પ્રદેશમાં કમલીનીઓનો સમૂહ પોતાની કળીઓરૂપી મુખને વિશે રહેલા ભમરાઓરૂપી નેત્રોવડે ધ્યાનનિમગ્ન થઇ રહેલી હોય છે. કોઇ ઠેકાણે અપ્સરાઓના અને સિદ્ધ લોકોની સ્ત્રીઓના દાંતને તાંબૂલવડે શોભા આપે છે; કોઇ ઠેકાણે એ પર્વત ઉપર નિત્ય તપતા સૂર્ય નારાયણના પ્રકાશમાં મનુષ્યો પોતાના વર્ણાશ્રમને યોગ્ય કર્મો કર્યા કરે છે, અને સુંદર દેખાય છે. કોઇ ઠેકાણે એ પવતને વિશે રાત્રીના અંધારાથી ભરપૂર એવાં ધરોને વિશે મદોન્મત્ત રાક્ષસો નૃત્ય કર્યા કરે છે. કેટલેએક ઠેકાણે અનેક ઉત્પાતો થવાથી પર્વતના તે પ્રદેશ મનુષ્યોની સાથે નાશ પામે છે; કોઇ ઠેકાણે સૌરાજ્યની સંપત્તિથી અનેક નગરો, નવાં વસેલાં 'જોવામાં આવે છે, કોઇ ઠેકાણે એ પર્વત અત્યંત શૂન્ય જોવામાં આવે છે, કોઇ' ઠેકાણે એ પર્વત અનેક નગરોથી વિંટાયલો જોવામાં આવે છે. કોઇ ઠેકાણે એ પર્વત પાણીથી ભરેલા ધરોવડે ગંભીર જોવામાં આવે છેઃ કોઇ ઠેકાણે ધરો શુષ્ક હોવાથી તે પાતાળના જેવો મહા ભયંકર જોવામાં આવે છે. કોઇ ઠેકાણે મોટાં મોટાં કલ્પવૃક્ષો શોભી રહેલાં છે; કોઇ ઠેકાણે નિર્જળ પ્રદેશમાં જંગમ જીવો ફરતાં ફરે છે. કોઇ ઠેકાણે મોટા હાથીઓનાં મંડળો જોવામાં આવે છે; કોઇ ઠેકાણે મદોન્મત્ત સિંહો, વાનરો, વગેરેનાં ટોળાંઓ ફરતાં ફરે છે; કોઇ ઠેકાણે એ પર્વત સર્વથા શૂન્ય

જોવામાં આવે છે; તેથી તેની ઉત્પત્તિ વૃથા જોવામાં આવે છે; કોઇ ઠેકાણે ઉન્મત્ત રાક્ષસો જોવામાં આવે છે; કોઇ ઠેકાણે કરંજના વૃક્ષોથી ગહન જોવામાં આવે છે; અને કોઇ ઠેકાણે તાડનાં મોટાં વનો જોવામાં છે. કોઇ ઠેકાણે આકાશના સમાન સરોવરો જોવામાં આવે છે; કોઇ ઠેકાણે મોટાં મરૂસ્થાનો–નિર્જળ પ્રદેશ જોવામાં આવે છે. કોઈ ઠેકાણે નિત્ય રેતીઓ ઉડ્યા કરે છે, કોઇ ઠેકાણે સર્વ ઋતુનાં વૃક્ષોનાં વનો આવી રહેલાં છે, કોઇ શિખર ઉપર પર્વત જેવડી શિલાઓ આવી રહેલી છે, જે શિલાઓ રત્નમય, વાદળાંઓના જેવી અને આકાશ જેવી નિર્મળ છે; તથા દૂધ, પાણી અને સૂર્યનાં જેવી ગૌર રંગની છે. જે શિલાઓના પૃષ્ઠ ઉપર પોતાના પુત્ર પૌત્ર આદિકના કારણરૂપ સિંહ, વાનર વગેરે પ્રાણીઓ જેમ વનના મોટા વૃક્ષોની શાખાઓ ઉપર નિવાસ કરે તેમ તે શિલાઓ ઉપર વિશ્રામ લે છે. આ શિલાઓના ઉત્તર દિશા તરફના ભાગમાં પૂર્વ તરફના એક શિખર ઉપર એક શિલા છે, તે શિલા વજ્રના જેવી કદી પણ ઘસાય નહિ તેવી કઠિન છે તથા તે શિલા ઉપર હું રહું છું. હું દૈવયોગથી તેની સાથે બંધાયલી છું. મેં એ પાષાણ રૂપી શિલાયંત્રમાં નિવાસ કર્યો છે. હે મહારાજ ! ત્યાં રહેતાં મને અસંખ્ય યુગો વિતી ગયા છે. એમ હું જાણું છું. માત્ર હું જ એ શિલા વિશે બંધાઇ રહી નથી; પરંતુ સાયંકાળે જેમ ભ્રમર કમલિનીમાં બંધાઇ જાય છે તેમ એ શિલાને વિશે મારા ભર્તાર પણ બંધાઇ રહ્યા છે. એ શિલાના અત્યંત સંકટ આપનારા સાંકડા ભાગમાં મારા પતિની સાથે હું ઘણા કાળ થયાં રહું છું, એમ મને અનુભવ છે. આજ દિવસ સુધી અમારા દોષથી જ અમારો મોક્ષ થયો નથી; તેથી તે શિલાને વિશે મમત્વ બાંધીને અમે ઘણા કાળ થયાં રહીએ છીએ. કેવળ અમે બે જણાં જ એ શિલાને વિશે સંકટ વેઠતાં નથી; પરંતુ અમારો સર્વ પ[illegible]ર પણ તેમાં બંધાઇ રહેલો છે. તે શિલામાં બંધાઇ રહેલો પુરાણ પુરૂષ મારો

પતિ છે. તે સેંકડો યુગો થયાં જીવે છે; પરંતુ પોતાના આસન પરથી કોઇ પણ દિવસ ચલાયમાન થતો નથી. બાલ્યવસ્થાથી જ અખંડ બ્રહ્મચર્ય પાળે છે; સ્વાધ્યાયમાં નિત્ય પરાયણ રહે છે; બીજાઓને વેદશાસ્ત્રનું અધ્યયન કરાવે છે, સ્વભાવે આળસુ છે, એકાંતમાં એકલો જ બેસી રહે છે, સરળ વૃત્તિનો ઇં, સ્થિર ઇન્દ્રિયનો છે. હે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ મુનિ! વ્યસનની પેઠે નિત્ય તેને જ વળગી રહેલી તેની સ્ત્રી છું. અને પતિ વગર એક ક્ષણ ભર પણ દેહ ધારણ કરવાને અસમર્થ છું. હે મહારાજ! મને મારા પતિએ કેવી રીતે ભાર્યા તરિકે પ્રાપ્ત કરી, અને અમારો બન્નેનો સ્વાભાવિક પ્રેમ કેવી રીતે વૃધ્ધિ પામ્યો તે તમે સાંભળો. પૂર્વે મારા પતિ જન્મ્યા પછી બાલ્યાવસ્થામાં કંઇક જ્ઞાની હતા, પોતાના પવિત્ર સ્થાનમાં એકલા જ રહેતા હતા અને શ્રોતિયપણાને યોગ્ય એવી સ્થિતિ ધારણ કર્યા પછી એટલે ગૃહસ્થાશ્રમ માંડવાને તત્પર થયા ત્યારે તેણે મનમાં વિચાર કર્યો કે, મને જન્મથી જ સુંદર એવી સ્ત્રી કેવી રીતે પ્રાપ્ત થાય? આવો વિચાર ઘણા કાળ સૂધી કર્યો અને પછી હે કમળ જેવાં સુંદર નેત્રવાળા મહારાજ! મારા પતિએ ચન્દ્ર જેમ નિર્મળ અને સુંદર એવી ચાંદનીને ઉત્પન્ન કરે તેમ નિર્મળ તથા સુંદરાંગી એવી મને નિર્માણ કરી છે. મંદારનાં પુષ્પોથી સુશોભિત, આ સૌંદર્યવાળી એવી મને મારા પતિએ મનમાંથી ઉત્પન્ન કરી છે; તેથી હું તેની મનોમય ભાર્યા છું. મારા પતિએ મને ઉત્પન્ન કર્યા પછી વસંત ઋતુમાં જેમ મંજરી વૃધ્ધિ પામે તેમ હું પણ વધવા માંડી. હું ઉત્પન્ન થઇ ત્યારે મારી સાથે જ વસ્ત્રો પણ ઉત્પન્ન થયાં હતાં. તે વસ્ત્રોને હું ઓઢી પહેરીને ફરૂં છું. હું મનુષ્ય વગેરે પ્રાણીઓની દૃષ્ટિ પડતાં જ તેનાં ચિત્તને હરી લઉં એવું મારૂં રૂપ છે. મારૂં મુખ પૂર્ણ ચન્દ્રના બિંબ સમાન છે. આકાશ જેમ નિર્મળ તારાને ધારણ કરે તેમ હું પણ નિર્મળ એવા તારા મંડળને (કીકી) ને ધારણ કરૂં છું. પુષ્પ કળીના

જેવા ઉન્નત સ્તનના ભારથી હું સુંદર લાગું છું. સંપૂર્ણ ગુણોને લીધે હું રમણીય છું. લતા જેમ ઉત્તમ વનથી શોભે તેમ હું હાથ રૂપી પલ્લવવડે શોભી રહી છું. નિત્ય સર્વ પ્રાણીઓનાં હૃદયને આકર્ષણ કરૂં છું. મારાં નેત્ર હરિણીનાં નેત્ર સમાન મહા વિશાળ છે. કામવડે ઉન્માદને ઉત્પન્ન કરનારી છું. લીલા તથા વિલાસોમાં નિત્ય પરાયણ રહું છું. મારાં નેત્ર કામસૂચક હાવભાવથી ભરેલાં છે. મને ગાવાનુ તથા વગાડવાનું પ્રિય છે. મને મારા પતિ ઉપર પ્રીતિ છે; છતાં ભોગોથી હું તૃપ્ત થતી નથી. સૌભાગ્યમાં તથા ભોગોમાં હું નિત્ય પરાયણ રહું છું. મારા સમદર્શી ભર્તારે મને ઉત્પન્ન કરી છે; તેથી લક્ષ્મી તથા અલક્ષ્મી એ બન્નેની હું સહચરી હોઉં, એમ બન્નેના ઉપર મારી સમાન દૃષ્ટિ છે. અને તેથી જ મોહજાળથી મારા સ્વરૂપમાં ફેરફાર થતો નથી. તેમ સંપત્તિ કે આપત્તિમાં મને હર્ષ કે શોક પણ થતો નથી. હું પુરાણ પુરૂષરૂપી બ્રાહ્મણના ઘરને જ ધારણ કરી રહી છું અને મારા પતિના પુત્ર, પૌત્ર, વગેરે સંતતિને ઉત્પન્ન કરવાને હું યોગ્ય ભાર્યા છું તથા જેટલો જેનો પોષ્ય વર્ગ છે, તેનું ભરણ પોષણ કરવાને પણ સમર્થ છું. ત્રણ લોક રૂપી ઘરની સર્વ સામગ્રીને હું જ ધારણ કરી રહી છું. તેનો સર્વ ભાર એક મારા ઉપર જ છે. મને જ્યારે તરૂણપણું પ્રાપ્ત થયું ત્યારે હું ઉન્નત સ્તનવડે અત્યંત સુંદરી દેખાવા લાગી. ફૂલો અને પુષ્પોના ગુચ્છાઓથી દીપી રહેલી લતાની પેઠે રસોવડે તથા વિલાસોવડે મારી સુંદરતામાં વધારો થઇ ગયો. મારા પતિ તપશ્ચરણમાં જ આસક્ત રહે છે; તે પોતાના દીર્ઘસૂત્રીપણાથી અને અક્રિયપણાથી કોઇ જાતની ઇચ્છાથી હજી સૂધી મને પરણ્યા નથી. હું જુવાનીમાં આવી છું અને વિલાસોના રસથી સુશોભિત છું પરંતુ પરણેલી ન હોવાના દુઃખથી પતિ વગર અગ્નિનો સ્પર્શ થતાં જેમ કમલિની બળી જાય તેમ હું પણ અંદર બળ્યા કરૂં છું. શીતળ પવનોથી કંપ્યા

કરતી કમલિનીઓને વિશે પણ સળગાવેલા અંગારાઓની શગડીઓની પેઠે મારાં અંગ બળ્યા કરે છે. ઉદ્યાનની સર્વ ભૂમિઓ જે પુષ્પોની વૃષ્ટિથી ભરપૂર છે, તે પણ તપ્ત કરેલી રેતીવાળી નિર્જળ પ્રદેશની ભૂમિની પેઠે મને શૂન્ય લાગે છે. પાણીના તરંગોથી તથા કલ્હારો અને કમળોના જથ્થાથી કોમળ, સારસ પક્ષીઓના ધ્વનિઓથી સુંદર દેખાતી સરસીઓ પણ મને નીરસ લાગે છે. મારી સખીઓ મારો દાહ શાંત કરવા માટે મને કમળનાં પુષ્પો, મંદારનાં અને પુંડરીકનાં પુષ્પોની શય્યા રચીને તેમાં સુવાડે છે; હીંડોળાની પેઠે હીંચકાવે છે; છતાં તેઓએ મને કાંટાની શય્યામાં સુવાડી હોય તેવો મને દાહ થાય છે. કુમુદ, ઉત્પલ. કલ્હાર ( કમળોની જૂદી જૂદી જાત છે ) અને કેળના પત્રોથી રચેલી શય્યાના ભાગો મારા અંગોનો સ્પર્શ થયા પછી અંગતાપની ઉષ્ણતાથી શુષ્ક થઇને નિર્માલ્ય થઇ જાય છે. અને પછી બળીને ભસ્મ થઇ જાય છે. કોઇ રમણીય, યોગ્યતાવાળી, સ્વાદ ઉત્પન્ન કરે તેવી, વિચિત્ર અને મનોહારી વસ્તુને જોતાં વેંતજ મારાં વિશાળ નેત્રો આંસુઓથી ભરાઇ જાય છે. દુઃખ રૂપી અગ્નિથી તપ્ત ગયેલાં, અને નીચે પડતાં આંસુઓનાં ટીપાંઓ કમળ અને ઉત્પલની પંક્તિઓ ઉપર છમ છમ અવાજ કરીને તેઓને શુષ્ક કરી નાંખે છે અને પડે પણ શુષ્ક થઇ જાય છે. મારી સખીઓ કેળના થાંભલાના હીંડોળા બાંધી મને તેના ઉપર બેસારીને ઉપવનમાં જ્યારે હીંચકાવે છે. અને લાડ લડાવે છે ત્યારે હું મારું દુઃખ તેમની પાસે કહી શકતી નથી ; તેથી લજ્જા વડે મારું મુખ ઢાંકી દઇને રુદન કરું છુ હિમના દીવાઓથી ભરપૂર કેળનાં પાંદડાંનો મંડપ મને ઉષ્ણતા ઉત્પન્ન કરે છે; અને ખેરના લાકડાના અંગારા સમાન મને મહા ભયંકર લાગે છે. કમલિનીના નાલરૂપી હીંડોળામાં સારસની સ્ત્રીને પોતાના પતિ સારસ પક્ષીની સાથે સમાગમ કરતી જોઇને હું દીન મુખે મારા મનમાં

મારા યૌવનની નિંદા કરું છું. કોઇ પણ રમણીય પદાર્થ ન જોઇને રોવું આવી જાય છે. મધ્યસ્થ પદાર્થ જોઇને હું શાંત થઇ જાઉં છું. મૂર્છા, જડતા, વગેરે લોકમાં નિંદા પાત્ર ગણાય છે, તેને પ્રાપ્ત થવાથી મને હર્ષ થાય છે. કારણ કે મને દીનને એ સમયમાં કોઇપણ જાતનું ભાન રહેતું નથી; પ્રત્યેક દિશામાં ડોલરનાં પુષ્પો, મંદારનાં પુષ્પો અને કમલો તથા શીતળ મલયાચળનું ચંદન આ સર્વ કામાગ્નિથી બળી ગયેલા પુરુષોની ભસ્મ સમાન મને દેખાય છે. હું મારાં પાસાંઓને આડાં અવળાં ફેરવું છું, તેથી મારા અંગોની ગરમી લાગવાથી ચોતરફ શ્યામ રંગના તમાલના પલ્લવોની, કમલિનીઓની, ઉત્પલની, કલ્હારની તથા બીજાં કમળોની, કેળના પાંદડાંની તથા માલતીના પુષ્પોની શય્યા શુષ્ક થઇ જાય છે. આ પ્રમાણે મારા નવ યૌવનના સર્વ દિવસો વ્યર્થ વીતી ગયા છે.

अथ कालेन महता सोनुरागो विरागतम् ।
प्राप्तोमम शरच्छांतौ विरसः पल्लवोयथा ॥१।

વિદ્યાધરી કહે છે;–હે મુનિ ! શરદ્‌ઋતુ વીતી ગયા પછી હેમંતઋતુના આરંભમાં વૃક્ષનાં પલ્લવો જેમ રસ રહિત–શુષ્ક થઇ જાય છે; તેમ ઘણો કાળ વીતી ગયા પછી મારો પ્રેમ પણ રસ રહિત થઇ ગયો. મારો પતિ વૃદ્ધ વયનો છે; એકાંતમાં રહે છે; રસ રહિત છે, સ્નેહ વિનાનો છે, સરળ ચિત્તનો છે અને નિત્ય મૌન ધારણ કરી રાખે છે. માટે હવે મને જીવીને શું ફળ છે? બાલ્યાવસ્થાથી જ વૈધવ્ય ભોગવવું એ સારું, અથવા તો મરણ પામવું એ સારું, અથવા તો કોઇ આપત્તિ આવવી એ પણ સારી, પરંતુ મનને પસંદ પડે નહિ તેવી પ્રકૃતિવાળા પતિની સાથે રહેવું, એ સારું નથી. અખંડ સૌભાગ્ય રહેવું તથા રસીક અને ઉત્તમ આચારવાળો પતિ મળવો, એજ સ્ત્રીના જન્મનું સાફલ્ય છે. પતિ જીવતો હોય છતાં રસ રહિત હોય તેવા પતિની સ્ત્રીને જીવતાંજ મરણ પામેલી

જાણવી. કારણ કે પતિ વિદ્યમાન છતાં પણ તેને પતિનું સુખ મળતું નથી. શાસ્ત્રના સંસ્કારથી રહિત બુધ્ધિ પણ અનેક દુષ્ટ કર્મોથી હણાયલી હોય છે. દુર્જનોના ઉપયોગમાં આવતી લક્ષ્મી પણ ભાગ્યહીન ગણાય છે. તથા વેશ્યાસ્ત્રીએ લૂંટેલી સજ્જનોની લજ્જા પણ નિરર્થક થઇ પડે છે. જે સ્ત્રી પોતાના પતિને અનુસરે છે.તેને સ્ત્રી જાણવી, જે લક્ષ્મી સત્પુરૂષને અનુસરે છે તેને જ ખરી લક્ષ્મી જાણવી, જે બુદ્ધિ શમ, દમ આદિ સાધન સપત્તિથી મધુર અને ઉદાર હોય છે, તે જ ઉત્તમ બુધ્ધિ કહેવાય છે અને જેમાં સર્વત્ર સમાન દૃષ્ટિ રહે છે તે જ ખરી સાધુતા ગણાય છે. સ્ત્રી તથા પુરુષ બન્ને એક બીજાના ઉપર પ્રેમ રાખે છે; તો તેઓને આધિ, વ્યાધિ, આપત્તિ અથવા તો અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે દૈવી ઉત્પાતો તેઓના મનમાં પીડા ઉપજાવતાં નથી. જે સ્ત્રીના પતિઓ દુષ્ટ હોય છે, અથવા તો જે સ્ત્રીઓ વિધવા હોય છે, તેઓને ખીલી રહેલા પુષ્પોના બહારવાળી સુંદર ફૂલવાડીઓ તથા નંદન વનની ભૂમિઓ મરુ ભૂમિના જેવી ભયંકર લાગે છે. સ્ત્રીઓ જગતમાં પ્રસિદ્ધ એવાં, ઘર, ધન, વગેરે સર્વ પદાર્થોનો અલ્પ ગુણને લીધે અથવા તો પ્રમાદથી ત્યાગ કરે છે; પરંતુ તેઓ પતિનો ત્યાગ કરી શકતી નથી. હે મુનિશ્રેષ્ઠ ! હું સ્થિર યૌવનવાળી છું, અને મેં એ સર્વ કષ્ટો ઘણાં વર્ષો સુધી સહન કર્યાં છે. તમે મારું દુર્ભાગ્ય તો જૂવો તે પછી હિમ પડવાથી જેમ કમલિની નીરસપણાથી નિર્માલ્ય થઇ જાય, તેમ મારો પ્રેમ પણ ધીરે ધીરે નીરસ થઇ ગયો છે. હે મુનિ ! આ રીતે વૈરાગ્યની વાસના થવાથી સર્વ પદાર્થો ઉપર મને વૈરાગ્ય આવી ગયો છે; માટે હું હવે તમારા ઉપદેશથી મોક્ષની ઇચ્છા રાખું છું. જેઓને અભિમત અર્થનો તો લાભ થયો નથી, જેઓએ પરમાત્માને વિશે બુદ્ધિને વિશ્રાંત કરી નથી અને જેઓ મરણના તીર ઉપર આવી બેઠેલા છે, તેઓને જીવવા કરતાં મરણ સારૂં છે. મારા ભર્તાર પણ રાત દહાડો

મોક્ષની ઇચ્છાથી એક રાજા જેમ બીજા રાજાની સહાયતાથી શત્રુને જિતવા માટે જાગૃત થાય, તેમ મનવડે મનને જિતવાને જાગૃત રહે છે માટે હે મુનિ ! મારા પતિનું અને મારૂં અજ્ઞાન નાશ પામે તેને માટે આપ ન્યાયવાળી વાણીથી અમને આત્માનું સ્મરણ કરાવો. મારા પતિ જ્યારે મારા તરફ જરા પણ લક્ષ્ય આપ્યા વગર પોતાના આત્માને વિશે સ્થિતિ કરવા લાગ્યા, ત્યારે મારા મનનાં પણ વૈરાગ્ય ઉત્પન્ન થયો અને જગતની પુર્વની સ્થિતિ મને રસ વિનાની જાણવામાં આવી. અને તે દિવસથી જ હું સંસારની વાસનાના આવેશથી રહિત થઇ ગઇ છું; અને ત્યારથી હું અભિમત તથા તીવ્ર એવી આકાશ ગમનની સિધ્ધિને આપનારી ધારણા સિધ્ધ કરવા માંડી. અને એ ધારણાથી આકાશમાં સંચારરૂપી સિધ્ધિને પ્રાપ્ત કરી અને સિધ્ધ પુરૂષોનો સમાગમ કરાવનારી તેજ ધારણાનો ફરીને પણ અભ્યાસ કર્યો. તે પછી મારૂં જગત્ જે મારા આધારરૂપ હતું, તેના પૂર્વાપર ભાગો જોવાની ઇચ્છાથી મેં તેવી જ ધારણા બાંધીને તેને વિશે સ્થિર વાસ કરીને રહી. તેથી મને તે ધારણાની સિધ્ધિ પણ પણ મળી. હું મારા જગતમાં રહેલી સર્વ વસ્તુઓને જોઇને જેવી બહાર નિકળી કે, આ લોકાલોક પર્વતની સ્થૂલ શિરા મારા જોવામાં આવી. અમારા બન્ને જણાના મનમાં આજ દિવસ સૂધી કોઇપણ વસ્તુ જોવાની કોઇપણ દિવસ ઇચ્છા થઇ ન હતી. મારા પતિ એવા તો વાસના રહિત છે કે, તેઓ એકાંતમાં બેસીને વેદના શુધ્ધ અર્થનુંજ ચિંતન કર્યા કરે છે. તેથી તેને ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળનું તથા તે તે કાળના પદાર્થોનું અને બ્રહ્મતત્ત્વનું હજી સૂધી જ્ઞાન થયું નથી. ( ગુરૂ ન મળવાથી) મારા પતિ વિદ્વાન્ છે; પરંતુ ગુરૂના અભાવે પરમ પદને પ્રાપ્ત થયા નથી. આજે હું તથા મારો પતિ યત્ને કરીને પરમ પદ મેળવવાની ઇચ્છા કરીએ છીએ. માટે હે મુનિરાજ ! આપ અમારી પ્રાર્થનાને સફળ કરો. મહાત્માઓની પાસે પ્રાર્થના કરનારાઓ કદી પણ પોતાની પ્રાર્થનામાં નિષ્ફળ

થતા નથી. હે માન આપનારા મુનિ મહારાજ ! હું આકાશમાં સિધ્ધોની સેનામાં નિત્ય ફરૂં છું; તેની દૃષ્ટિએ આપ વગર બીજો કોઈ પણ અમારા ઘાટા અજ્ઞાનરૂપી વનને બાળી નાખનારો જોવામાં આવ્યો નથી. હે દયાળુ મહારાજ ! સત્પુરૂષો પોતાની પાસે આવીને યાચના કરનારા પુરૂષોની ઇચ્છાને કારણ વગર પૂર્ણ કરે છે; માટે હું આપને શરણે આવી છું. માટે આપને મારો તિરસ્કાર કરવો યોગ્ય નથી.

अथेत्युक्तवती पृष्टा सा मया कल्पितासना ।
संकल्पितासनस्थेन स्थितेन मनसिस्थिता ॥ १ ॥

શ્રી વસિષ્ઠ કહે છેઃ—હું આકાશમાં મારા આસનની કલ્પના કરીને બેઠો હતો; અને આકાશમાં આસનની કલ્પના કરીને તેના ઉપર બેઠેલી વિદ્યાધરીએ મને ઉપર પ્રમાણે કથા કહી. તે પછી મેં તેને પ્રશ્ન કર્યો; હે બાળા ! તારા જેવાં સ્થૂલ દેહ ધારણ કરનારાં પ્રાણીઓ શિલાના અવકાશ વગરના ભાગમાં કેવી રીતે રહી શકે ? તેમ તેમાં કેવી રીતે હાલી ચાલી શકાય ? તેં એવા સ્થાનમાં શામાટે ઘર બાંધ્યું ? વિદ્યાધરી બોલી;—હે મહારાજ ! તમારૂં આ વિશાળ જગત્ જેવી રીતે અનેક સૃષ્ટિઓ તથા સંસારોથી દીપી રહેલું છે. વળી અમારા જગતમાં પણ પાતાળ લોક વિશે નાગો રહેલા છે, ભૂલોકમાં પર્વતો રહેલા છે; પાણી પણ ખળખળાટ ધ્વનિ કર્યા કરે છે, આકાશમાં વાયુઓ વાયા કરે છે. સમુદ્રો પાણીથી શોભી રહ્યા છે. તેને વિશે મનુષ્યો ધીરે ધીરે પ્રવાસ કરે છે. વળી તમારા જગતની પેઠે અમારા જગતમાં પણ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે તથા મરણ પામે છે. વાયુઓ વાય છે, પાણી વહ્યા કરે છે, આકાશમાં દેવતાઓ નક્ષત્રરૂપે શોભી રહ્યાં છે તથા શરીરની આકૃતિથી દીપી રહ્યાં છે. વૃક્ષો, પર્વતો વગેરે સ્થાવરો સ્થિર રહેલા છે, ગ્રહો ઉદય પામ્યા કરે છે, રાજાઓ પોતાનાં કાર્ય માટે પૃથ્વીપર ફરે છે. નદીઓ જેમ સમુદ્ર સૂધી ગતિ કરે છે, તેમ દેવતાઓ,

અસુરો અને મનુષ્યોની પરંપરા ચપળતા સાથે કલ્પ પર્યંત એમને એમ ચાલ્યા કરે છે. કલ્પ પર્યંત સર્વ કાળને વિશે અને આકાશ પર્યંત સર્વ પ્રદેશમાં ભૂલોકરૂપ તળાવને વિશે ચંચળ મેઘરૂપી ભમરોને ધારણ કરી રહેલાં દિવસરૂપી કમળો પોતાને વિશે રહેલા પદાર્થોરૂપી કેસરાંઓ સાથે વિકાશ પામીને સંકુચિત થાય છે તથા વિકાસને પામે છે. ચંદ્ર પોતાનાં તેજરૂપ ચંદ્રિકારૂપી ચંદનવડે ચારે દિશાઓને રંજન કરીને રોહિણીના હૃદય વિશે રહેલા અંધકારને તથા રાત્રિના અંધકારને દૂર કરે છે; પોતાની દશ દિશારૂપી વાટમાં રહેલા તેલનું આસ્વાદન કરવામાં પરાયણ પવનરૂપી યંત્રે ચોતરફથી ચલાયમાન કરેલી, સૂર્યરૂપી દિવ્ય દીપ પૃથ્વી અને આકાશરૂપી ગૃહને વિશે પ્રકાસ્ય કરે છે. બ્રહ્માના સંકલ્પથી રચાયલાં અને વાતાવરણમાં ફરનારાં પવનનાં કિરણોથી થંભી રહેલો તથા પૃથ્વી અને આકાશ એ બન્નેના કપટરૂપી વાદળાંઓની ગર્જનાથી ગાજી રહેલો જ્યોતિશ્ચક્રરૂપી નિત્ય આકાશમાં ફર્યા કરે છે. જે જ્યોતિશ્ચક્ર સૃષ્ટિના આરંભથી ચાર પ્રકારના પ્રાણીઓરૂપી તંદુલને દળ્યા કરે છે; ધ્રુવરૂપી ખીલામાં પડે બંધાયલો છે, દૈવયોગે નિત્ય ચાલ્યા કરે છે. વળી આ ભૂલોકની પેઠે અમારો ભૂલોક પણ દ્વીપો, સમુદ્રો અને પર્વતોથી વ્યાપી રહેલો છે, વિમાનોમાં બનાવેલાં નગરોથી આકાશ ભરપૂર રહે છે. દૈત્યો, દાનવો અને નાગોના સમુદાયથી પાતાળલોક ભરપૂર રહે છે, તેમાં શ્યામ રંગનો ભૂલોક ચપળતાવાળી ત્રિલોક રૂપી લક્ષ્મીનું મણિઓથી ઝળઝળાટ પ્રકાશમાન એવું ચંચળ કુંડળના જેવું દીપી રહ્યું છે. સ્થાવર જંગમ વગેરે સર્વ પ્રાણીઓ બુદ્ધિથી રહિત એવી બહારના વાયુની ક્રિયાવડે બહાર ફરે હરે છે; અને અંદરના સૂક્ષ્મ પ્રાણ વાયુવડે અંદર ફરે હરે છે તથા જન્માદિકના વિકારોને પામે છે. વળી અમારા જગતમાં મુનિલોકોને વિશે મૌન રહેલું છે, પૃથ્વીપર સમુદ્ર વગેરેનાં જળ રહેલાં છે, વાનરોની પેઠે પવનો નિત્ય

ચપળતાથી વાયા કરે છે, આકાશ ખુલ્લું છે, તેજમાં પ્રકાશ રહેલો છે; વૃક્ષો ઉપર વાનર વગેરે પશુઓ ફર્યા કરે છે, પૃથ્વી ઉપર મનુષ્યાદિક ફર્યા કરે છે, સમુદ્રમાં મત્સ્યાદિક ફર્યા કરે છે. પર્વતોમાં મૃગાદિક ફર્યા કરે છે, આકાશમાં દેવતાઓ તથા પક્ષીઓ ફર્યા કરે છે. આ લોકની પેઠ ત્યાં પણ કીડાઓ, દેવો, દાનવો, જળચરો વગેરે પ્રાણીઓ વસે છે અને તેઓ વારંવાર જન્મ તથા મરણને પામે છે. પશુપાલક જેમ પોતાને હાથે પોતાના પશુનું લાલન પાલન કરીને તેનો ઉપભોગ લે છે, તેમ કાળ પણ સુર, અસુર અને ગંધર્વોની સાથે પ્રજાનું કલ્પ, યુગ અને વર્ષરૂપી પોતાના હાથથી લાલન પાલન કરીને તેનો ઉપભોગ કરે છે. સુર, અસુર, આદિ સર્વે જીવો અનંત, વિશાળ, અગાધ અને ગંભીર એવા કાળરૂપી સમુદ્રને વિશે અનેક ઉર્મિવાળી કાળની ગતિથી ઉત્પન્ન થાય છે અને પાછા લયને પામે છે. પવને ઉંચા ઉરાડેલાં ચૌદ પ્રકારનાં પ્રાણીઓ રૂપી રજકણો સર્વના લયનાં અધિષ્ઠાન રૂપી આકાશમાં શરદ ઋતુનાં વાદળાંની પેઠે લય પામે છે. અપાર જગતને વિશે પણ આકાશરૂપી વસ્ત્રને ધારણ કરનાર, આભૂષણ રૂપી તારાઓના સમૂહથી સુશોભિત એવા મુકુટવડે સુંદર દેખાતું અંતરિક્ષ ચંદ્ર અને સૂર્યનાં કિરણો રૂપી ચમરો ઢોળીને નિદ્રાવશ થયેલા જગતને જાણે જાગૃત કરતું હોય તેવું શોભી રહ્યું છે. વળી આ જગતની પેઠે અમારા જગતમાં પણ દિશાઓ, સ્થાવર, પ્રાણીઓની પેઠે પોતાના પ્રદેશનો ત્યાગ નહિ કરતાં, પવન, ધરતીકંપ, વરસાદ અને તાપને સહન કરી રહી છે. વળી આ જગતની પેઠે જ અમારા જગતમાં પણ અજાણતાં ઉત્પાતો થાય છે, મેઘોની ગર્જનાઓ થાય છે, ધરતીકંપ થાય છે, ચંદ્ર તથા સૂર્યાદિકનાં ગ્રહણો થાય છે. તેથી પ્રાણીઓને સુખ દુઃખાદિક થયા કરે છે. જેમ ચૌદ લોકનાં પ્રાણીઓને પ્રલય પર્યંતનો કાળ ગળી જાય છે; તેમજ મહા પ્રદીપ્ત એવો વડવાનળ સાત સમુદ્રોના જળનું પાન કરી જાય છે. આ લોકોની પેઠે અમારા જગતમાં પણ પાતાળ તળવાસી

પ્રાણીઓ પાતાળમાં પ્રવેશ કરે છે, આકાશ રૂપી ગુફામાં રહેનારાં પ્રાણીઓ આકાશમાં પ્રવેશ કરે છે અને બીજાં પ્રાણીઓ દિશાઓનાં મંડળોને વિશે ચોતરફ ભમ્યા કરે છે; અને કેટલાંએક પ્રાણીઓ પવનની ગતિના ક્રમ પ્રમાણે પર્વતોને વિશે અને મહાસાગરને વિશે ઘૂમ્યા કરે છે.

भावत्तं सर्गमागच्छ प्रसादं क्रियतांमुने ।
आश्चर्येषूपपन्नेषु महान्तोह्याति कौतुका १॥

વિદ્યાધરી કહે છે;–હે મુનિરાજ! આપને જો મારા કહેવા ઉપર સંદેહ આવતો હોય તો અમારી સૃષ્ટિ જોવા માટે મારા ઉપર પ્રસાદ કરીને પધારો. મહાત્મા પુરુષોને આશ્ચર્યકારક પદાર્થો જોવા ઉપર ઘણું કૌતુક હોય છે. મેં વિદ્યાધારીની એ વાતને સ્વીકારી અને પછી શૂન્ય રૂપ ધારી હું શૂન્ય રૂને ધારણ કરનારી વિદ્યાધરીની સાથે સુગંધ જેમ પવનના ઝપાટાની સાથે ઉડે તેમ આકાશમાર્ગે ઉડવાનો આરંભ કર્યો અને આકાશનાં ઉજ્જડ માર્ગમાં ઘણે દૂર ગયા પછી આકાશમાં વસનારા દેવ આદિ પ્રાણીઓની પાસે હું વિદ્યાધરી સહિત ગયો. ઘણા સમય પછી હું આકાશમાં દેવ આદિ પ્રાણીઓની પાસે હું વિદ્યા ઘણા સમય પછી હું આકાશમાં દેવ આદિ પ્રાણીઓના સંચારવાળા માગને ઓળંઘીને શ્વેત વાદળાંવાળા લોકાલોક પર્વતના શિખર ઉપર આવેલા આકાશમાં પહોચ્યો અને ત્યાંથી તેની ઉત્તર દિશાના પૂર્વ ભાગમાં આવેલા ચંદ્ર જેવા શ્વેત રંગનાં વાદળાંઓમાંથી નીચે ઉતરીને એ વિદ્યાધરી મને ઉંચી નીચી તથા શુદ્ધ સુવર્ણની બનાવેલી પોતાની શિલામાં લઇ ગઇ. તે શિલા અગ્નિના પ્રકાશથી યથાર્થ રીતે જોવામાં આવતી મેરુ પર્વતની તલેટીના જેવી ઝળહળતી અને સુવર્ણની હતી, તે સુવર્ણની શિલામાં મેં ધારી ધારીને ચોતરફ જોયું, પરંતુ વિદ્યાધરીએ વર્ણવી બતાવેલું જગત્ મારા જોવામાં આવ્યું નહિ. એટલે મેં એ રમણીય વિદ્યાધરીને પ્રશ્ન કર્યો કે, તમારી સૃષ્ટિ કયે સ્થળે

છે? સાત લોકો ક્યાં છે? સમુદ્ર, આકાશ અને દિશાઓ ક્યાં છે? પ્રાણીઓનાં જન્મ, મરણ ક્યાં થાય છે? તમે વર્ણવેલાં મેઘમંડળો ક્યાં છે? તારાઓથી રમણીય દેખાતો આકાશનો આડંબર ક્યાં જોવામાં આવે છે? પર્વતોના શિખરોની પંક્તિઓ ક્યાં છે? મહાસાગરોની રેખાઓ ક્યાં છે! સાત દ્વીપોની કુંડાળાના આકારની ખાઇઓ ક્યાં છે? તપાવીને શુદ્ધ કરેલા સુવર્ણની ભૂમિ ક્યાં છે? કાર્ય તથા કાળની કલ્પના પણ ક્યાં દેખાય છે? પ્રાણીઓની અને લોકોની ભ્રાંતિ ક્યાં છે? વિદ્યાધરો અને ગંધર્વો ક્યાં રહે છે? મનુષ્યો, દેવતાઓ અને દાનવો ક્યાં છે? ઋષિઓ, રાજાઓ અને મુનિઓ ક્યાં છે? ન્યાય તથા અન્યાયનો વાસો ક્યાં છે? પાંચ પહોરની રાત્રિઓ ક્યાં છે? સ્વર્ગ તથા નરકની ભ્રાંતિ ક્યાં છે? પુણ્ય તથા પાપની કલ્પના ક્યાં છે? કળાઓ તથા કાળની ક્રીડા ક્યાં છે? દેવો તથા દાનવોનાં વૈરો ક્યાં છે? સ્નેહની તથા દ્વેષની રીતિ ક્યાં છે? હું આ પ્રમાણે તેને પૂછવા લાગ્યો એટલે ભ્રમર જેવાં સુંદર નેત્રવાળી વિદ્યાધરીએ શિલા તરફ વિસ્મયથી વ્યાકુળ દૃષ્ટિ કરીને મને કહ્યું.

વિદ્યાધરી બોલીઃ—હે મુનિ! આ શિલામાં દેવ, મનુષ્ય, અસુર આદિ જે કંઇ જોવામાં આવે છે તે સર્વ જોવામાં આવતાં નગરોથી ભિન્ન છે અને દર્પણમાં જોવામાં આવતા પ્રતિબિંબરૂપ નગરના જેવા મારા જોવામાં આવે છે. મને નિત્ય જોવાનો અનુભવ છે; તેથી હું જોઇ શકું છું. પરંતુ હે મુનિ! તમને તે જોવાનો અનુભવ નથી. તેથી તમે નગરોને જોઇ શકતા નથી. વળી આપણ બન્નેને ઘણો વખત સુધી દ્વૈતની કથા થઇ, તેથી આપણે શુદ્ધ અને મનોમય એવા આતિવાહિક દેહને વિસરી ગયાં છીએ. હું પણ ઘણો કાળ થયા આકાશની લતાની પેઠે મારા જગતને જોતી હતી; પરંતુ હમણાં હું મારા પોતાના જગતને પણ વિસરી ગઇ છું. તેથી તેને સ્ફુટ રીતે જોઇ શકતી નથી. પૂર્વે હું મારાં જગતને અત્યંત પ્રકટપણાથી જોતી હતી. પરંતુ હમણાં હું તે જગતને

અરીસામાં જોવામાં આવતાં પ્રતિબિંબની પેઠે અસ્ફુટ જોઉં છું। હે મહારાજ! ઘણા કાળ સૂધી પરસ્પર વ્યર્થ ચાલેલી આ કલેશકારક કથાથી આપણું આતિવાહિક સ્વરૂપ જે અત્યંત શુધ્ધ અને વ્યાપક હતું તેને આપણે વિસરી ગયાં છીએ. શુધ્ધ એવા ચિદાકાસમાં વાસનાને લીધે જેવો જેવો દૃઢ સંસ્કાર પડે છે, તેવું મન પણ થાય છે, આ વાત બાળક સુદ્ધાંત સર્વના જાણવામાં છે. અપાર ઉદ્યોગથી કરવામાં આવેલા અભ્યાસથી સિધ્ધ ન થાય, એવું કોઇ કાર્ય ઉત્તમ શાસ્ત્રની દૃષ્ટિથી જોતાં નથી. તેમ ઉત્તમ ન્યાયથી વિચાર કરતાં પણ નથી. હું મારા પોતાના રચેલા જગતના અવલોકનના અભ્યાસમાં નિત્ય ગુંથાઇને તેને આધીન થઇ ગઇ હતી, પરંતુ તમારી કથારૂપી ભ્રાંતિમાં મારું મન રોકાયું હતું, તેથી હું પરાધીન થઇ છું અને હમણાં તેજ બળવાન છે; કોઇપણ બે વિષયમાં જે વિષય બળવાન્ હોય તે વિષય જ વિજય મેળવે છે. હે મુનિ! જે પુરૂષોને ઇષ્ટ વસ્તુ મેળવવી હોય, તે પુરૂષો તેના જ્ઞાતા પુરૂષે બતાવેલા ક્રમ પ્રમાણે વારંવાર વર્તે છે, તો તેઓ તે ઇષ્ટને સંપાદન કરે છે, એ વિના બીજો ઉપાય નથી. આ સંસારમાં અનાદિ કાળનો અજ્ઞાનરૂપી ભ્રમ તથા મારાં તારાં રૂપી પ્રૌઢ દુરાગ્રહ જ્ઞાનની ચર્ચા કરવાથી શાંત પડી જાય છે. અહોહો!!! કેવો અભ્યાસનો પ્રભાવ છે? તે તો જુવો. હું એક આપની શિષ્ય છું, અબળા છું, બાળા છું, છતાં તે શિલામાં સૃષ્ટિને જોઉં છું; પરંતુ આપ સર્વજ્ઞ શિલામાં સૃષ્ટિને દેખતા નથી, એ અભ્યાસનો અદ્ભુત પ્રભાવ આપ જોઇ લ્યો. અજ્ઞાની પણ ધીરે ધીરે અભ્યાસથી જ્ઞાની થાય છે અને પર્વત પણ અભ્યાસ કરવાથી ધીરે ધીરે ભાંગીને ભૂકો થઇ જાય છે. તેમ જ અભ્યાસથી બાણ પણ મોટાં નિશાનને તોડી પાડે છે, માટે અભ્યાસનો પ્રભાવ તમે જુવો. એ પ્રમાણે જ મહા પ્રૌઢ એવી મિથ્યા જ્ઞાનરૂપી વિષૂચિકા (કોલેરા) યથાર્થ એવા તત્ત્વનો વિચાર કરવાથી

શાંત પડી જાય છે. માટે તમે અભ્યાસનો પ્રભાવ જુવો. હે મુનિ ! અભ્યાસ કરવાથી કડવા પદાર્થો મધુરપણાને પામે છે. જેમ કે અભ્યાસથી કોઇને લીંબડો રૂચે છે અને કોઇને મધ રૂચે છે. નિત્ય સમીપમાં રહેવાના અભ્યાસથી જે બંધુ ન હોય તે પણ બંધુ સમાન થઇ પડે છે અને બાંધવો પણ દૂર રહેતા હોય અને તેનો સહવાસ ન હોય તો પણ તેઓની સાથે અલ્પ સ્નેહ રહે છે. આ આતિવાહિક દેહ જો કે શુદ્ધ ચિદાકાશરૂપ જ છે, તથાપિ નિત્ય આધિભૌતિકની ભાવના કરવાથી આધિભૌતિકરૂપને પ્રાપ્ત થાય છે. તેમ જ આધિભૌતિક દેહ પણ ધારણાનો અભ્યાસ કરવાથી પક્ષીની પેઠે આકાશમાં ઉડે છે. અભ્યાસનો પ્રભાવ કેટલો છે તે તમે જુવો. મોટા અપરાધને લીધે પુણ્યો નાશ પામે છે, માતૃગણોની ઉપાસના પણ નિષ્ફળ થાય છે અને ભાગ્યો પણ નિષ્ફળ નિવડે છે, અને ધન પણ કદાચ નિરર્થક થઇ પડે છે. પરંતુ કરેલો અભ્યાસ કદી પણ નિષ્ફળ જતો નથી. નિત્ય અભ્યાસ કરવાથી અસાધ્ય કાર્યો પણ સિદ્ધ થાય છે, શત્રુઓ મિત્ર થાય છે અને ઝેર અમૃત થઇ જાય છે. જે પુરૂષ પોતાને મેળવવાં યોગ્ય વસ્તુ મેળવવા માટે અભ્યાસ કરતો નથી તે પુરૂષ ખરેખર અધમ જ છે. વાંઝણી જેમ કોઇ પણ દિવસ પોતાના પુત્રને મળતી નથી, તેમ એ પુરૂષ કોઇ પણ દિવસ ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત થતો નથી. ધન, સ્ત્રી, મિત્ર, આદિ વસ્તુ હજારો પ્રયત્નો કરીને મેળવવામાં આવે છે, તેનો પણ મહાન્ વૈરાગ્ય થયા વગર એકદમ ત્યાગ કરવો નહિ. પરંતુ યોગીઓ જેમ મૃત્યુ પર્યંત અત્યંત ઇષ્ટ એવા જીવિતને ક્રમે ક્રમે યુક્તિપૂર્વક ત્યાગ કરે છે, તેમ ક્રમે ક્રમે વિવેકી પુરૂષે વ્યાવહારિક એવી પ્રિય વસ્તુઓપરથી યુક્તિપૂર્વક આસક્તિ ઉઠાડી દેવી. જે અધમ પુરૂષ પોતાની પ્રિય વસ્તુ મેળવવા માટે અભ્યાસ કરતો નથી, તે એક અનિષ્ટમાંથી બીજા અનિષ્ટને પ્રાપ્ત કરે છે એક નરકમાંથી બીજા નરકમાં જાય છે. જેઓ

આત્માના વિચારનો અભ્યાસ છોડતા નથી તેઓ સંસારને અસારરૂપે માનનારા પુરૂષો મોટી એવી માયારૂપી નદીને તરી જાય છે. દીવાની કાંતિ ઘડાને પ્રકટરૂપે દર્શાવે છે તેમ અભ્યાસરૂપી પ્રકાશ પણ પ્રિય વસ્તુને નિર્વિઘ્નપણે સારી રીતે પ્રકટ કરી બતાવે છે અને પ્રાપ્ત કરાવી આપે છે. જેમ કલ્પવૃક્ષની લતાઓ અને ઉત્તમ એવા ચિંતામણિઓ ઇચ્છિત ફળ આપે છે અને શરદ ઋતુ જેમ પોતાની ઋતુમાં થનારાં ફળોને ઉત્પન્ન કરે છે તેમ અભ્યાસની ભૂમિકાઓ પણ અવશ્ય ફળ આપે છે. પરમ પ્રેમના સ્થાનરૂપી આત્માનો ચિરકાળ સુધી અભ્યાસ કરવા રૂપી સૂર્યનો ઉદય થાય છે; ત્યારે દેહરૂપી પૃથ્વીને વિશે ઇંદ્રિય નામની રાત્રિના દર્શન અભ્યાસીઓને થતાં નથી. સર્વ પ્રાણીઓને અભ્યાસ કરવાથી સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે. કારણ કે અભ્યારૂપી સૂર્ય સર્વદા સર્વના ઉપર સંપૂર્ણ રીતે વિજય મેળવે છે. ચૌદ લોકમાં રહેનારી સર્વ પ્રાણીઓમાંથી કોઇ જાતિને અભ્યાસ વગર ઇષ્ટ વસ્તુનો લાભ થતો નથી. એક ક્રિયાને વારંવાર કરવી, એનું નામ અભ્યાસ કહેવાય છે અને તેનું નામ જ પુરૂષાર્થ પણ કહેવાય છે; તે વિના બીજો કોઇ ઉપાય નથી. પોતાના સ્વરૂપના જ્ઞાનથી ઉત્પન્ન થયેલા, દઢ અભ્યાસ જેનું નામ છે એવાં યત્ન' નામનાં કર્મથીજ સર્વ કાર્યની સિદ્ધિ થાય છે; તે વિના બીજા કોઇ ઉપાયથી કાર્યની સિધ્ધિ થતી નથી. ઇંદ્રિયાદિકનો વિજય કરવામાં શૂરવીર એવા વીર પુરૂષો વિશે અભ્યાસરૂપી સૂર્ય જો પ્રકાશ્યા કરે છે તો પછી તેનો ઇષ્ટ પદાર્થ પૃથ્વીમાં હોય, જળમાં હોય કે અંતરિક્ષમાં હોય તોપણ ન સિધ્ધ થાય એવું કઇ પણ હોતું નથી. નિર્જન એવા પર્વતની સર્વે ગુફાઓને વિશે ભય આપનારા સિંહ, વ્યાઘ્ર વગેરે પ્રાણીઓ પણ અભ્યાસના બળથી ભય આપી શકતાં નથી.

ततः प्राचीनमभ्यासं बोधधारणयाऽमले ।
कुर्वः प्रकटतां तेन जगद्देष्यति शैलगम् ॥ १ ॥

વિદ્યાધરી કહે છે;—હે વસિષ્ઠ મુનિ ! અભ્યાસને નામે કહેવાતા પ્રયત્ન (સમાધિના પ્રયત્ન) વગર દેહાદિકમાં થયેલી આધિભૌતિકની ભ્રાંતિ નિવૃત્ત થતી નથી અને આતિવાહિકપણું પ્રકટ થતું નથી. એટલા માટે હવે આપણે બેય જણાં નિર્મળ એવા પરબ્રહ્મ વિશે જ્ઞાનને ઉત્પન્ન કરનારી ધારણાવડે આપણા પ્રાચીન અભ્યાસ કે જે આતિવાહિકપણાને પ્રકટ કરે છે તે અભ્યાસ કરીએ. એટલે શિલામાં રહેલું જગત્ પ્રકટપણે આપણા જોવામાં આવશે.

શ્રી વસિષ્ઠ કહે છે;—વિદ્યાધરીએ યુક્તિયુક્ત વચન કહ્યું, એટલે હું પર્વતની ઉપરની ભૂમિપર પદ્માસન વાળીને સમાધિમાં પ્રવૃત્ત થયો. અને એ સમાધિને વિશે સર્વ બાહ્ય વસ્તુ વિશેનો સંકલ્પ તજી દઇને એક ચૈતન્યની જ એકાંતમાં ભાવના કરી અને પ્રથમ કરેલી કથા પ્રસંગના સંકલ્પરૂપી મેલનો ત્યાગ કરી દીધો. જેમ શરદ ઋતુનો સમય વીતી ગયા પછી આકાશ નિર્મળ થઇ જાય છે તેમ હું ચિદાકાશરૂપ થઇને બ્રહ્મ ભાવને પામ્યો. તે પછી હું ચિત્તને પરમ તત્ત્વને વિશે લગાડીને સમાધિનો ગાઢ અભ્યાસ કરવા લાગ્યો; એટલે મારી આધિભૌતિક ભ્રાંતિ અવશ્ય નાશ પામી. ઉદય તથા અસ્તપણાથી રહિત અને સ્વયંપ્રકાશ એવી શુદ્ધ ચિદાકાશની સ્થિતિ જાણે ઉદય પામી હોય એમ તે વખતે થયું. તે પછી હું મારા સાક્ષી ચૈતન્યના શુદ્ધ પ્રકાશમય તેજવડે જોવા લાગ્યો; તો ત્યાં આકાશ કે શિલા એમાંનું કંઇ પણ જોવામાં આવ્યું નહિ. કારણ કે કેવળ એ સર્વ પરબ્રહ્મરૂપ જ હતું. પરમાર્થરૂપ, સદાય એકરસરૂપ અને સ્વચ્છ એવા પરબ્રહ્મ જ શિલારૂપે થયેલા ભાસે છે. મારો આત્મા પણ શિલાની ભાવના કરવાથી શિલારૂપે મારા જોવામાં આવ્યો હતો. જેમ સ્વપ્નામાં ઘરને વિશે મોટી શિલા જોવામાં આવે છે, પરંતુ તે શિલા ચિદાત્માનો વિવર્ત હોવાથી ચિદાત્મા રૂપ જ છે, એમ જ આકાશમાં જોવામાં આવેલી શિલા પણ શુદ્ધ ચિદાકાશ રૂપ જ હતી. એક પુરુષ

સ્વપ્નામાં હોય છતાં અજ્ઞાનથી પોતાને જાગ્રત માને અને સ્વપ્નામાં જે પુરૂષને તે જૂવે છે તે જેમ આભાસ માત્ર હોય છે; તેમ જ શિલા પણ મારા જોવામાં આવી હતી. જેઓને સ્વપ્નામાં સ્વપ્નમય શરીરનું મસ્તક કપાઇ ગયાનું ભાન થાય છે, એવાં ભ્રાંત પુરૂષો સંસારમાં અથડાય કરે છે, તેઓ અભ્યાસ કરવાથી થનારાં જ્ઞાન વિના શું કરી શકે ? મહા મોહવાળા જીવને પણ કાળે કરીને જ્ઞાન પ્રાપ્તિ થાય છે. કારણ કે બ્રહ્મ તત્ત્વ વગર બીજી કોઇપણ વસ્તુ અક્ષય નથી. માટે મેં જે શિલા જોઇ હતી તે સર્વત્ર વ્યાપક શુદ્ધ ચિદાકાશ જ શિલાના આકારમાં થયેલું મારા જોવામાં આવ્યું હતું. પરંતુ તેમાં પૃથ્વી આદિ કંઇપણ સત્ય ન હતું. મહા પ્રલયના સમયમાં પારમાર્થિક એવું જે શુદ્ધ સ્વરૂપ અવશેષ રહે છે, તેનો તત્ત્વવેત્તા પુરૂષો મનને એકાગ્ર કરીને અનુભવ કરે છે. પરબ્રહ્મનું સ્વરૂપ જ પ્રાણીઓનું પરમાર્થ સ્વરૂપ છે. અજ્ઞાનીઓ તેને જગતને નામે, મનોરાજ્યને નામે તથા સંકલ્પને નામે કહે છે. માયાના સંબંધથી બ્રહ્મ સબલબ્રહ્મ કહેવાય છે. તેને વિશે જગત્ સંબંધી સંસ્કારોથી રંગાયલો જે ચિદાત્માનો અંશ તે આતિવાહિક દેહ કહેવાય છે. પરંતુ પરમાર્થ દૃષ્ટિથી જોતાં તો તે પરબ્રહ્મરૂપ જ છે અને આ જે કંઇ પ્રત્યક્ષ જોવામાં આવે છે તે ચિદાત્માનો અનાદિકાળથી ચાલ્યો આવતો એક જાતનો વિવર્ત છે; અને વસ્તુતાએ તે પરમતત્ત્વરૂપ જ છે. ચિદાભાસરૂપ જીવનું હિરણ્યગર્ભને નામે કહેવાતું સમષ્ટિ રૂપ એ તેનું આતિવાહિક પ્રથમ શરીર છે અને અપવિત્ર બુદ્ધિથી સમષ્ટિ ભાવ જ્યારે ભૂલી જવાય છે, ત્યારે તે વ્યષ્ટિ ભાવને પામીને મનુષ્યોની પ્રતીતિમાં આવે છે અને તેનું મન એવું નામ પડે છે. ચિદાત્માના શુદ્ધ સ્વરૂપનો યોગીઓ સમષ્ટરૂપે અનુભવ કરે છે, અને સાધારણ મનુષ્યો મનરૂપે અનુભવ કરે છે. હે રામ ! હમણાં અવિદ્યાથી ઉત્પન્ન થયેલો, મનથી પ્રત્યક્ષ રીતે જાણવામાં આવતો આ આધિભૌતિક દેહ ( સ્થૂલ દેહ ) કેવળ કલ્પનાથી ઉત્પન્ન થયો છે, ને તેથી

અત્યંત મિથ્યા ઉત્પન્ન થયો છે અને પ્રત્યક્ષ રીતે તે અસત્ય છે, એમ તમારે જાણવું. અહોહો ! ! ! આ માયા કેવી વિચિત્ર છે કે, જેના પ્રભાવથી પ્રથમથી જ પ્રત્યક્ષરૂપે સિદ્ધ એવા આત્માના સ્વરૂપને વિશે પરોક્ષ બુદ્ધિ થાય છે અને જગત્ મન વગેરે પરોક્ષ વસ્તુને વિશે આ "પ્રત્યક્ષ છે" આવી કલ્પનાનો નિર્ણય કરવામાં આવે છે. પ્રથમ આતિવાહિક દેહ જ પ્રત્યક્ષરીતે ઉદય પામે છે અને તે જ સત્ય તથા સર્વમાં વ્યાપીને રહે છે અને આધિભૌતિક દેહની પ્રતીતિ થાય છે, તે તો માયા માત્ર જ છે. સુવર્ણમાં કડાપણાનો અનુભવ થાય છે; પરંતુ વસ્તુતાએ સુવર્ણમાં કડાં રહેલાં નથી. તેમ જ આધિભૌતિકની પ્રતીતિ આતિવાહિકમાં જોવામાં આવે છે, પરંતુ વસ્તુતાએ કંઇ આહિવાહિક દેહમાં આધિભૌતિકપણું રહેલું નથી જીવ અવિવેકને લીધે ભ્રાંતિક સત્ય જાણે છે અને સત્યને ભ્રાંતિરૂપ જાણે છે. અરેરે ! વિચાર વિના જીવનું કેટલું મૂઢપણું છે. આધિભૌતિક દેહ એટલે સ્થૂલ દેહ વિચારથી જોઇએ છીએ તો જોવામાં આવતો નથી અને આતિવાહિક દેહ તો આલોકને વિશે તથા પરલોકને વિશે નિર્વાહ કરનારો અક્ષય દેહ છે. નિર્જળ એવા મરૂભૂમિમાં જેમ ઝાંઝાવાનાં પાણીમાં ખરાજળની મિથ્યા પ્રતીતિ થાય છે, તેમ આતિવાહિક દેહને વિશે પણ આધિભૌતિક દેહની મિથ્યા ભ્રાંતિ થાય છે એક થાંભલાને વિશે જેમ ભ્રાંતિથી આ પુરૂષ છે, આવી બુદ્ધિ થાય છે, તેમ જ આહિવાહિકની દેહને વિશે દેહદષ્ટિ કરવાથી અત્યંત પ્રૌઢ એવી આધિભૌતિક દેહની ભ્રાંતિ થાય છે. છીપમાં જેમ ભ્રાંતિથી રૂપાની પ્રતીતિ થાય છે, ઝાંઝવાના પાણીમાં જેમ ખરા પાણીની ભ્રાંતિ થાય છે અને ચદ્રમાં જેમ બેપણાની પ્રતીતિ થાય છે, તેમ જ માયાવડે આતિવાહિક દેહમાં આધિભૌતિક દેહની પ્રતીતિ થાય છે, સત્યને અસત્ય અમે અસત્યને સત્ય માનવામાં આવે છે. આ જીવનનું અવિચારથી ઉત્પન્ન થયેલું કેટલું બધું મોહનું માહાત્મ્ય છે. લૌકિક તથા પારમાર્થિક વ્યવહાર

સત્તાની સ્ફુર્તિથી તથા સંકલ્પથી સિદ્ધ થાય છે અને તે બન્નેનો સંબંધ આતિવાહિક શરીરની સાથે રહેલો છે. તેમાંથી યોગીઓને સત્તા સ્ફુર્તિનો અનુભવ પ્રત્યક્ષ રીતે થાય છે ને મનના સ્ફુરણરૂપ સંકલ્પનો અનુભવ પણ અનિર્વચનીયપણાથી કંઇક થાય છે. જે પુરૂપ પ્રત્યક્ષ અનુભવમાં આવતી એવી શુદ્ધ વસ્તુનો ત્યાગ કરીને મિથ્યા જોવામાં આવતા પ્રપંચને સત્ય માને છે, તે પુરૂપ ઝાંઝવાનાં પાણીનું પાન કરીને સુખમાં રહે છે, એમ જાણવું. સર્વે મનુષ્યો જેને સુખ માને છે તે ક્ષણભરમાં નાશ પામે છે, આ વાત અનુભવની છે. તેથી તે સુખને વિદ્વાનો દુઃખ જ કહે છે. પરંતુ જે આદિ તથા અંત રહિત અને સ્વાભાવિક તત્ત્વ છે તેને વિદ્વાનો સુખ કહે છે. ચક્ષુપ આદિ ઇન્દ્રિયોથી અનુભવમાં આવતું પ્રત્યક્ષ પ્રમાણ જ પ્રથમ પ્રત્યક્ષ અનુભવથી વિચારવું અને જે સર્વના આદિરૂપ ચૈતન્ય તત્ત્વ છે, તે જ સત્ય છે અને યોગીઓ તેને પ્રત્યક્ષ જુવે છે. માટે તેના વડે ઇન્દ્રિયોથી જે પ્રત્યક્ષ જોવામાં આવેછે તેનો વિચાર કરો. જે પુરૂપ ત્રણેય લોકનો અનુભવ કરાવનોરાં પ્રત્યક્ષ ચૈતન્ય તત્ત્વનો ત્યાગ કરીને આ લોક સંબંધી માયામય પ્રત્યક્ષનો જ આશ્રય કરે છે, તેના સમાન કોઇ પણ પુરૂપ મહા મૂર્ખ નથી એમ જાણવું. સર્વે પ્રાણીઓનું આતિવાહિક શરીર જ વિદ્યમાન છે; તેને વિશે આધિભૌતિક શરીરની જે પ્રતીતિ થાય છે તે પિશાચિણી પેઠે અસત્ય જ મનુષ્યને વિશે પ્રવેશ કરી બેઠી છે. પ્રત્યક્ષ સંકલ્પને આધીન હોવાથી સંકલ્પમય જ છે અને સંકલ્પ પંડે પણ મિથ્યા છે; તો પછી તેનાથી ઉદય પામનાર પ્રત્યક્ષ સત્ય કેમ જ કહેવાય? વળી જે પંડે (ઇન્દ્રિયાદિ) સત્ય નથી તે કાર્ય પણ કેમ શકે? આ રીતે પ્રત્યક્ષ પ્રમાણ જ અસત્ય છે; ત્યાં બીજું શું સત્ય હોય? જે વસ્તુ ચક્ષુપ આદિ અસત્ય એવી ઇંદ્રિયોથી સિદ્ધ થાય છે તે કેવી રીતે સત્ય થઇ શકે? આ પ્રમાણે જયાં પ્રત્યક્ષ પ્રમાણુજ મિથ્યા ઠરે છે, ત્યાં પછી બીજા

અનુમાન આદિ પ્રમાણ કેવી રીતે સત્ય થઇ શકે ? જ્યાં હાથીઓને ઉપાડી જતા હોય ત્યાં સાધારણ ઘેટાંઓને ઉપાડી જવા, એમાં તો કહેવાનું જ શું હોય ? એટલા માટે પ્રત્યક્ષાદિક પ્રમાણોથી સિદ્ધ થનારો દૃશ્ય સમૂહ કોઇપણ ઠેકાણે છે જ નહિ, અને જે કંઇ બ્રહ્મથી ભિન્ન નહિ છતાં ભિન્ન જેવું ભાસે છે તે એક રસરૂપ પરબ્રહ્મ છે. જેમ પોતાના ઘર વિશે સૂતેલા પુરુષને સ્વપ્નમાં પર્વત જોવામાં આવે છે; પરંતુ વસ્તુતાએ એ પર્વત નથી પણ ચિદાકાશ જ છે. કારણ કે તે પર્વતને બીજાઓ દેખતા નથી. તેમ જે આપણે શિલાની ભાવના કરી, તેથી ચિદાકાશમાં આપણે બન્નેએ શિલાને દીઠી, પરંતુ તે શૂન્ય અને ચિદાકાશ રૂપ છે. પોતાના સ્વરૂપમાં જ પોતાને આ પર્વત છે, આ આકાશ છે, આ જગત્ છે, આ પદાર્થ છે આ હું છું. એવી રીતે ભ્રાંતિથી અનેક આકારો ભાસે છે. આ વાત આત્મજ્ઞાની જાણે છે. પરંતુ અજ્ઞાની કદી પણ જાણી શકતો નથી. જે કથા શ્રવણ કરે છે, તે જ તેનાં અર્થને જાણતો નથી. હું અજ્ઞાની છું, આવી ભ્રાંતિ મિથ્યા છે. છતાં અજ્ઞાનીને સત્ય લાગે છે. દૃષ્ટાંતમાં જેમ એક, મદિરાપાનથી મદમત્ત થયો હોય તેને વૃક્ષો તથા પર્વતો સારી રીતે સ્થિર હોવા છતાં પણ નૃત્ય કરતાં જોવામા આવે છે. સર્વ ઠેકાણે અપ્રતિહતપણે રહેલા, પરમ મંગળમય, એક સ્વરૂપ, યોગીઓને પ્રત્યક્ષ અનુભવમાં આવનારા તથા જ્ઞાન સ્વરૂપ, એવા ચૈતન્ય સ્વરૂપને જાણ્યા છતાં અતિ તુચ્છ એવાં બીજાં પ્રત્યક્ષ આદિ પ્રમાણોનો આશ્રય કરે છે, તે તૃણના જેવા તુચ્છ શઠ પુરુષોનું આપણને કંઇ પણ પ્રયોજન નથી.

**जगदंगमनाभासमदृश्यं दृश्यवत् स्थितम् ॥**
**परया दृश्यते दृष्ट्या तद्ब्रह्मेय निरामयम् ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે;–પરબ્રહ્મ કે જે આ જગતને પોતાના અવયવોને વિશે ધારણ કરે છે; જે અદૃશ્ય છે; છતાં વિવર્તપણાથી દૃશ્યના જેવા લાગે છે; તે નિર્વિકાર પરબ્રહ્મ જ્ઞાનદૃષ્ટિથી જોવામાં આવે છે. એ મહા ચિદા-

કાશરૂપી ઉત્તમ અરીસામાં પર્વતો, નદીઓના પ્રવાહો, લોકાલોક પર્વતાનું ભ્રમણ, એ સર્વ પ્રતિબિંબ રૂપે જોવામાં આવે છે. તે પછી પેલી પ્રતિબંધ વગર ક્રિયા કરનારી વિદ્યાધરી ઉપર વર્ણવેલી શિલાની સૃષ્ટિમાં પેઠી અને હું પણ વિદ્યાધરીની સાથે જ સંકલ્પરૂપે શિલામાં દાખલ થયો. મને શિલામાં લઇ જવા માટે પ્રયત્ન કરનારી તે વિદ્યાધરી બ્રહ્મલોકમાં જઇ પરમ સુંદર આકૃતિ ધારણ કરીને બ્રહ્માની પાસે બેઠી અને મને કહેવા લાગી આ મારા પતિ બ્રહ્મા મારી રક્ષા કરે છે અને તેણે વિવાહ કરવા માટે મને પૂર્વે મનમાંથી ઉત્પન્ન કરી છે. હું હમણાં વૃધ્ધ વયની થવા આવી છું, છતાં હજી તે મને પરણતા નથી; તેથી મને વૈરાગ્ય થયો છે અને મારા પતિને પણ વૈરાગ્ય થયો છે. મારા પતિ એવા પરમ પદમાં જવાની ઇચ્છા કરે છે કે, જ્યાં પણ દૃષ્ટાપણું નથી, દૃશ્યપણું નથી; તેમ શૂન્યપણું પણ નથી. હમણાં આ જગતને વિશે મહાપ્રલયનો સમય સમીપમાં આવ્યો છે; છતાં પણ મારા પતિ પર્વતની પેઠે સ્થિર થઇ મૌન ધારણ કરીને બેસી રહ્યા છે. ધ્યાનમાંથી વ્યુત્થાન કરતા નથી. માટે હે મહારાજ! મને તથા મારા પતિને જ્ઞાન આપીને મહા પ્રલય પર્યંત થનારી સર્વ સૃષ્ટિના મૂળરૂપ, પરમપદ રૂપ ઉત્તમ માર્ગમાં અમારી યોજના કરો. આ પ્રમાણે મને કહ્યા પછી તે વિદ્યાધરીએ બ્રહ્માને જાગ્રત કરવા માટે, હે નાથ! આજે મુનિ વસિષ્ઠ આપણે ઘેર આવ્યા છે. આ વસિષ્ઠ બીજા જગતરૂપી ઘરને વિશે બ્રહ્માના પુત્રરૂપે પ્રખ્યાત છે અને તે આપણે ઘેર પધાર્યા છે. માટે આપ ગૃહસ્થને ઘટે તે પ્રમાણે તેનો અતિથિસત્કાર તથા પૂજા કરો. આપ સમાધિમાંથી જાગ્રત થઇને મુનિ વસિષ્ઠને પૂજ્ય જાણી, અર્ઘ્ય તથા પાદ્યવડે તેની પૂજા કરો. કારણ કે આપ જેવા મહાત્માઓને મહાન્ પુરૂષની સેવાથી ઉત્પન્ન થનારૂં મહાન્ રૂપ આપને રૂચે છે. આ પ્રમાણે તે વિદ્યાધરીએ બ્રહ્માને વિનતિ કરી, એટલે સમુદ્રમાં જેમ તરંગ ઉત્પન્ન થાય તેમ પોતાનું

સ્વરૂપ કે જે પોતાના સંકલ્પરૂપી રસના એક તરંગ રૂપ હતું તે બ્રહ્મા તુરત સમાધિમાંથી જાગ્રત્ થયા. શિશિર ઋતુ વીતી ગયા પછી વસંત ઋતુ જેમ પૃથ્વી વિશે પુષ્પોને વિકસિત કરે છે તેમ નીતિનિપુણ એવા બ્રહ્માએ પોતાની બન્ને આંખોને વિકસિત કરી અને વસંત ઋતુમાં નવાં પલ્લવો જેમ પોતાને વિશે રહેલા નવા રસને પ્રકટ કરે તેમ ધીરે ધીરે બ્રહ્માએ પણ પોતાના શરીરમાં રહેલી ચેતનની સત્તાને પ્રકટ કરવા માંડી અને પ્રભાતમાં જેમ હંસો તળાવના તીર ઉપર આવીને બેસે તેમ બ્રહ્માની પાસે બેઠેલા મને તથા દેવતાઓ વગેરેને જોયા અને પ્રણવપુર્વક સ્વરોનો ઉચ્ચાર કરીને રમણીય લાગે તેવી વાણીથી અમને બન્નેને કહેવા લાગ્યા.

બીજા જગતના બ્રહ્મા બોલ્યા;–હસ્તામલકની પેઠે આ સંસારના સાર તથા અસારને જાણનારા જ્ઞાનરૂપી અમૃતના મહાસાગરરૂપ હે મુનિ શ્રેષ્ઠ! આપ અહીં ભલે પધાર્યા છો. આપ ઘણો લાંબો માર્ગ કાપીને આવ્યા છો; તેથી થાકી ગયા હશો. માટે આ આસન ઉપર બેસો. મને બ્રહ્માએ ઉપર પ્રમાણે કહ્યું, એટલે હું, હે ભગવાન! આપને નમસ્કાર કરૂં છું, એમ કહી તે આસન ઉપર બેઠો. ગંધર્વ વગેરે સર્વે દેવોએ વાણીથી વિદિત કરેલો પ્રણામનો કોલાહલ શાંત થઇ ગયો. પછી હું બ્રહ્માપ્રતિ બોલ્યો; હે ગંધર્વાદિક ઉત્તમ જીવોના અધીશ્વર! આ વિદ્યાધરીએ પાસે આવીને મને કહ્યું કે, અમને આપ જ્ઞાનવાળી વાણીથી બોધ આપો. આ વાત યોગ્ય છે કે નથી? હે મહારાજ! આપ સર્વ પ્રાણીઓના પ્રભુ છો. જ્ઞાનના પારને પામ્યા છો અને આ વિદ્યાધરી તો મહામૂર્ખ છે. માટે તે શું કહે છે, તે હે જગદીશ્વર! આપ મને સમજાવો. હે મહારાજ આપે આ વિદ્યાધરીને પરણવા માટે ઉત્પન્ન

કરી છે, છતાં આપ તેને ભાર્યા તરિકે કેમ સ્વીકાર કરતા નથી, અને તેને રસરહિત શા માટે કરી નાંખી છે! બીજા જગતના બ્રહ્મા બોલ્યા;–હું તમને યથાર્થ વૃત્તાંત કહું છું તે તમે સાંભળો. કારણ કે સત્પુરૂષોની પાસે સત્ય વાર્તા કહેવી જોઇએ. જન્મ જરા આદિ વિકારોથી રહિત, અનિર્વચનીય અને એક એવું શાંત તત્ત્વ છે. એ પરમ સુંદર અનેક રૂપે ભાસનારા ચિદાત્માના સ્વરૂપમાંથી હું ઉત્પન થયો છું. હું ચિદાકાશરૂપ છું મારો આત્મા ચિદાકાશરૂપ છે.તથા તેને વિશે હું નિત્ય નિવાસ કરીને રહ્યો છું. ઉત્પન્ન થયા પછી સ્થિતિને ધારણ કરનારી સૃષ્ટિમાં હું વ્યવહારદૃષ્ટિથી સ્વયંભૂનું નામ ધારણ કરીશ. પરંતુ તત્ત્વ દૃષ્ટિથી જોતાં તો હું ઉત્પન્ન થયો નથી, તેમ કોઇ વસ્તુ ઉત્પન્ન થઇ હોય એમ પણ મારા જોવામાં આવતું નથી. હું ચિદાકાશરૂપ છું અને આવરણ વગર હું ચિદાકાશમાં રહેલો છું. આ અમુક વસ્તુ છે, આ તમે છો, આ આ હું છું, આ મારૂં છે, ઇત્યાદિ આપણે પ્રશ્નોત્તરરૂપ વ્યવહાર પણ સમુદ્રમાં જેમ એક તરંગ બીજા તરંગની સાથે અથડાય છે તેના સમાન છે; તરંગો પરસ્પર અથડાય છે એ જેમ સમુદ્રનો જ વિલાસ છે; તેમ જ આપણો સર્વ વ્યવહાર પણ એક ચિદાકાશનો જ વિલાસ છે. હું પડે ચિદાકાશ રૂપ જ છું. પરંતુ કાળને લીધે મારા સ્વરૂપનું કંઇક વિસ્મરણ થયું છે; તેથી આ મારૂં શુદ્ધ સ્વરૂપ સ્પષ્ટ રીતે જણાતું નથી અને હું ચિદાભાસ રૂપે લોકોની પ્રતીતિમાં આવું છું. તેને વિશે હું અમુક છું ને આ મારૂં છે આવી રીતની જે વાસના ઉદય પામેલી છે તે વાસનાને લીધે આ વિદ્યાધરોને, બીજાં પ્રાણીઓને અને તમને આત્માથી ભિન્ન જોવામાં આવે છે; પરંતુ મારી દૃષ્ટિથી તે મારાથી ભિન્ન જોવામાં આવતી નથી. માટે તમારી દૃષ્ટિથી તે ઉત્પન્ન થયેલી છે; પરંતુ મારી દૃષ્ટિથી તે ઉત્પન્ન થયેલી જ નથી. હું પડે પણ ઉત્પન્ન થયો નથી તથા નાશ અને સત્તાથી રહિત છું. હું આત્મરૂપ છું અને આત્માને વિશે

સ્થિતિ કરીને રહ્યો છું હું મારા સ્વરૂપમાં ભ્રષ્ટ થયો નથી. પરંતુ મારા આત્માને વિશે રમણ કર્યા કરૂં છું. સ્વયંસમર્થ છું મારામાં રહેલી અહંકારરૂપી ભ્રાંતિની અને જગતની સ્થિતિને જાળવી રહેલી વાસનાની આ અધિષ્ઠાત્રી દેવી હમણાં અહીં બેઠી છે: તે કંઇ મારી સ્ત્રી થતી નથી. તેમ મેં પણ તેનો પત્ની તરિકે સ્વીકાર કર્યો નથી; પરંતુ એ પડે જ જગતમાં વાસનારૂપે રહેલી છે અને તે વાસનાને લીધે જ કહે છે કે, હું બ્રહ્માની સ્ત્રી થાઉં છું. આવો ભાવ પોતાના હૃદયમાં કલ્પી લઇને વ્યર્થ અત્યંત દુઃખ ભોગવે છે."

મહાત્માશ્રીનું રસભૂત વ્યાખ્યાન શ્રવણ કરતી ગુણીના મનમાં જાણે વિચિત્ર ધ્રાસકો પડતો હોય, એવો તેને આભાસ થયો—ત્યાં તો એકદમ વિજળીનો કડાકો થયો. અગ્નિ ઉડતી લાગી—પૃથ્વી દબાવા લાગી—આહા! ગરક થઇ ગઇ. મહાત્મા અને ગુણી ક્યાં ગયાં, તેનો પત્તોજ ન લાગ્યો! કુદરતના કોપ આગળ માનવ જાત લાચાર!—

અરે, આનંદમાં આ આફત કેવી? રમા, બાણુ અને મોજી મહારાજની શી દશા થઇ હશે? તે તરફ નજર કરીએ. ભાવી યોગ બળવાન છે.

---

## પ્રકરણ ૯ મું.

### આનન્દ અને આફત!

નથી જોતી અગર કહેતી હું આવું છું અહીં આફતઃ
ભલે આનન્દ ઘર વરસે, હું તો આવી ઉભી આફત;
રહે છે એક ઠેકાણે બીજે આનન્દ ઉભરાયે,
અમારે શું અભાગીને અમારૂં નામ છે આફત!

"મહારાજશ્રી? તમને મારીની શરતે તમારો ગુન્હો હોય, તો યે

માફ કરવાને સરકારી કબૂલત બસ છે; પરંતુ ખરેખર કહેશો, કે તમે કોણ છો? તમારો ચ્હેરો કંઇક દૃષ્ટિને સ્મરણ કરાવે છે" સુરેન્દ્રે, નવલને પુછ્યું!

"શું મળતા ચ્હેરાનાં માણસો થોડા હોય છે? અનેકવાર એવા પ્રમાણુથી માણસ એકને બીજું ધારી લ્હે છે!"

"તે ભલે, પણ હું તમને હવે તમારી સ્થિતી વિષે પુછું છું. કેમકે તમને છુટા કર્યા છતાંયે, તમારી પાછળ છુપી બાતમીનો ઝુંડો ફરકતો રહેશે. એટલાં માટે જો તમે કંઇ આબરૂદાર ખુલાસો કરતા હો, અને તમારી નિર્દોષતાથી વાકેફ કરતા હો તો તમો નિર્ભય થશો; નીંકર નિર્દોષ છતાંયે કોઇ વાર શકમંદ હાલતે હેરાન થશો. પોલીસે તમારી નિશાની લઇ લીધી છે–" નવલ આ સાંભળીને ચમકયો-આંખમાં ઝળઝળીયાં આવી ગયાં.

"ત્યારે શું હું ચોર, બદમાશ યા ટોળીમાંહેનો એક લુચ્ચો ગુણાઇશ?"

"તેમાં શું શક? રાજ્ય સામે બંડ ઉઠાવનારી ટોળીમાંહેના તમે એક છો, એવી જો પોલીસને ખટક થયલી હોય, તો તમે જ્યાં જાઓ, ત્યાં તમારી કમબખ્તી!"

"ત્યારે શું કોઇ પણ દુનિયાના ભાગમાં મ્હારૂં નિર્ભય કે સ્થિર સ્થાન નથી!"

"તમે તદન નિર્દોષ હોય–ને રહો, તો કોણ પુછે? પણ એકવાર તમે પોલીસની નજરમાં પેઠા, પછી તે લોકો વારંવાર સતાવે! મને તમારો ચ્હેરો કંઇક વધારે તેજસ્વી અને આબરૂદાર લાગે છે, તેથીજ આટલી વાત કહું છું!"

"મને જાહેર થવામાં–યાને મ્હારી જીંદગીને જાહેરમાં મુકવામાં જોખમ હોય તો?"

"તો તમે વધારે જોખમમાં ઉતરશો !" સુરેન્દ્રને કંઇક નવલની શંકા ગઇ, ને તેથી ભય ઉપજાવીને તેને ઠેકાણે લાવવા વાત વધારે લંબાવી.

"તમે મ્હારો ખુલાસો મનમાં રાખશો ?"

"બેશક, તે તો અમારૂં કામજ છે."

"હું–અરે હા–હું–પણ ના–કંઇ નહિ !"

"તમે એક માફી મેળવેલા હજી અપરાધી છો. હજી તમે પોલીસ પેહરા હેઠળ છો–એક જોખમદાર અમલદાર કને તમારી ખાત્રી આપવા ઉભા રહેલા છો, તેટલાંજ તત–ફફ કરશો તો તમારે માટે બહુ શક ઉપજશે !"

"ત્યારે હવે મ્હારે ખરૂં કહેવાને હરકત નથી–પણ ફક્ત તમારી જાણ માટે ! મ્હારા મનોવિકારને ખાતર મ્હેં આ અવતાર પસંદ કર્યો છે–હું મુંબઇની યુનિવર્સીટીનો ગ્રેજ્યુએટ અને હાઈકોર્ટનો સનંદી વકીલ છું–મ્હારૂં નામ નવલરાય રત્નલાલ ઝવેરી—"

"નવલરાય ? તમે આ હાલતે ? સ્વર્ગ જેવું સુખ, લક્ષ્મી જેવી સ્ત્રી અને બ્રહસ્પતિ જેવા પિતાને મુકીને આ હાલતે ? રત્નલાલ, નીલમ ગવરી અને બાબુ તથા રતન ભાભી—

"ત્યારે તમે કોણ સુરેન્દ્રલાલ !" નવલ ચમકીને બોલી ઉઠયો.

"હા–હું સુરેન્દ્રલાલ ! પણ તમારી આ શી હાલત !"

"ભાવી !" નવલ નીચું જોઇ રહ્યો !–

"મ્હારૂં માનો–હવે તમારા જેવા ગૃહસ્થ માણસને પોલીસના શકમાં જીંદગી ગાળવાની જરૂર નથી–તમે એક છુપી બદમાશ ટોળીને ઉઘાડી પાડવામાં મદદ આપી છે, એવી તારીફ લાયક સરકારી સેવા બજાવવાનું સર્ટીફીકેટ તમને અપાશે; ને તે માન સહિત મુંબઇ પધારો !" સુંદરલાલે ભય ને પ્રીત બન્ને બતાવ્યું ! નવલને તે ગમ્યું ! ભાગ્યનો પાસો સવળો પડ્યો.

"મ્હારે કબુલ છે, સુંદરલાલ! આળ ચડ ત સત્ય માટે! હવે હું સંસાર જોઇ ચુકયો દુનિયાં ભયંકર છે!"

"તેમાં પોલીસ વધારે ભયંકર છે, યમ તો જીવ લઇને છોડે, પોલીસ તો જીવંતાં કે મરતાં પણ ન છોડે!–તમે તમારાં પાપ, પ્રાયશ્ચિત કરીને કાશીમાં બાળી નાખો, ને નવા અવતારમાં હવે પિતાની સેવા કરો; એ વૃદ્ધ મહાત્માને શાન્તિ આપો–ને સાધ્વી નીલમગવરીને પણ છેવટની અવસ્થા વૈભવર્થી શોભાવો. પ્રભુએ તમને ઇજ્જત, પૈસા, પિતા' સ્ત્રી ને પુત્ર પુત્રી સૌ આપ્યાં છે, તો પછી આ હાલતે શા માટે ભટકો છો? હવે તમે અવસ્થાએ પહોંચ્યા છે અમે તો તમારી કને બાળક છીયે. તેમને શો ઉપદેશ કરીયે શેઠજી?–ચાલો–હજામત કરાવી ગંગા સ્નાન કરો. કપડાં બદલો અને મ્હારી સાથે ભોજન લ્હો! ગઇ કાલેજ તમારાં સાળી માણેક બાઇ અહીંથી કાશી રાજાની પરગણગત ચાખીને, લીલાવતી સાથે મુંબઇ તરફ સીધાવ્યાં. મને નામદાર સરકારે નવા ચડતા હોદ્દા પર ચડાવ્યો છે, તેથી દીલ્હી તરફ જવાનું છે, એટલે હાલ ત્યાં સ્થિર થતા સુધી કુટમ્બને સાથે રાખી ફેરવી શકાય નહિ, માટે મેં પાછાં મોકલ્યાં છે. ગુણવંતી, પોતાના ગુરૂના દર્શન માટે પ્રગાગ તરફ પધાર્યાં છે. તેઓ તેમના પુત્ર બાબુના વાળ ટહાડા કરવાને એકલાં જયન્તિલાલ સિવાય, રમાને લઇને આવ્યાં છે. પોતે એકલાંજ ગયાં છે? બાળકો અહીં છે."

"વારૂં ત્યારે તો હવે મ્હારૂં ભાગ્ય મને સુચવે છે કે મારે તમારી ઇચ્છાને તાબે થવું!

"તેમાંજ તમારૂં સાર્થક છે. ચાલો–" સુરેંદ્રલાલે ફરી કહ્યું–નવલનો સત્કાર કર્યો; પા કલાકમાં નવલનું નશીબ ફરી ગયું. નવલ માટે જ્યારે બરદાસનો હુકમ થયો, ત્યારે તો કચેરી મંડળને નવાઇ લાગી; પણ સુરેન્દ્રે ખરી વાત બહાર મુકી, એટલે સૌમાં આનન્દ પથરાયો નવલ હવે પુર્વ સ્થિતિમાં આવ્યો–આનન્દનો તાર મુધાઇ ગયો.

રત્નલાલ અને નીલમના તો હર્ષનો પાર રહ્યો નહિ; સુરેન્દ્રલાલે વીગતથી પત્ર લખવા ધાર્યો. નવલના આનન્દનો પવન ફેલાય, ત્યાં ગુણીના ગુમ થવાનો સંદેશો મળ્યો. પ્રથમ તો સરકારી તારમાં ધરતીકંપ અને સીમાડાને થયલા નુકસાનની ખબર આવી—અને પાછળથી ગુણી સાથે ગયલા ભૈયા રામસિંહે ખબર આપી; આ ખબર તાર મારફતે સુરેન્દ્રલાલે, મુંબઇ જયન્તિલાલને આપી! એક બાજુ આનન્દ ને બીજી બાજુ આફત પ્રસરી!—

સુરેન્દ્રની પવિત્ર નિષ્ઠાનો પ્રભાવ હર્ષના રૂપમાં પ્રકટી નીકળ્યો. પેલી રસીલી લીલુ સગર્ભા થઇ! ઉત્તરા–અભિમન્યુનો કેવો પ્રેમ–સંયોગ થયો. તે તરફ જરા ઝાંખી નજરે શરમાતાં શરમાતાં જોઇએ. લીલુ પાછી મુંબઇ જતાં પહેલાં પીયુને શું કહી ગઇ?

---

## પ્રકરણ ૧૦ મું.



### સુરેન્દ્ર અને લીલુ.

ગઇ રાત્રી વિતી કયમ ક્યાં ઉડતી, થયું કેમ પ્રભાત ન જાણ પડી!
ઘડી કે પળ સ્વપ્ન સમાન થઇ, પીયુ કેમ સજાગૃત મીટ હરી?

"વ્હાલા, હું તમને મુબારકબાદી આપું છું!" લીલુએ હસીને પીયુને ભેટતાં કહ્યું!

"એમ! ત્યારે હું તને મુબારકબાદી આપું છું!"

"મને શાની?"

"તમારૂં લક્ષ્મી પગલું પ્રવેશ થતાંજ ભાગ્ય ચમક્યું!

"ત્યારે તો કંઇ મબારખી—અરે મુબારકીને લાયક ખરી! હવે તો ત્યારે તમારી જગ્યા મનેજ મળવાની!"

"મ્હારી જગ્યા—એટલુંજ નહિ, મ્હારી સેવા અને સરદારી સર્વે—મ્હારો વૈભવ ને સત્તા સર્વે; તિજોરીયે તમે, ને ચાવીયે તમે—

નીલમ-માણેક અને સન્તતિ.



સુરેન્દ્ર ને લીલુ ! સ્નેહ સંમીલન.

ભા. ૩ પૃ. ૭૯

" પુરૂષો બેલ જેવા હશે, ખરૂં ?

" તેને નાથ પહેરાવનાર નવી મળવી જોઇએ.

" ત્હારા જેવી ! રાધા જેમ કૃષ્ણને નચાવે છે તેવી !

" ના–ના રે ! એ તો પ્રેમની પુતળી છે. કૃષ્ણ તો તેની આંખની પાંપણના વાળમાં રમે છે. "માત્ર પ્રેમઘલી રાધા રસાળી" સ્નેહ બિંદુ છે વહુ તો સત્યભામા જેવી કહું છું કે પારિજાતક માટે કૃષ્ણજીને હંફાવેલા !"

" ત્યારે તો તુ વ્હાલી બહુજ લાડકીને આકરી !"

" હા. છું તેવીજ ! કાં મને લાડકી કરી ! પેલાં નીલમ માશીના બગીચામાં ભૂલા પડેલા તે યાદ છે ?

" વારે વસંત વર તું !" કેમ ?" લીલુએ વ્હાલાને જુની યાદ આપી–" મધુ–ચુંબન કરી લીધુ ! –

વાંચનાર ? સન્તતિના ત્રીજા ભાગનો કથા રસ અહીંજ પ્યાલામાં રેડાઇ રહે છે ! ખિલતા ભાગ્યની સુગંધપ્રદ કળીઓના પમરાટનો ફેલાવો ચોમેરુ થઇ રહેલો છે.

સન્તતિના ત્રીજા ભાગની પુર્ણાહુતી કરીને હવે ચતુ વેદ પારાયણ કરવાને મુંબઇ તરફ દૃષ્ટિ દોડાવીએ ! નવલરામના વૈભવ યોગની ઝાંખી કરીએ–અને નીલમના ઘણા વર્ષના નિરાશાના ઉદ્દગારનું ફેરવાયલું સ્વરૂપ જોઇએ. ગુણીનું ગુપ્તજીવન, મદનિકાનો મનોવેધ, વસુધાનું ભાવી, ને રાજેન્દ્રની દેશ–સેવા પણ જોઇએ. ચાતુર્યવર્ણ્ય કથા શ્રવણ કરીએ ! વન્દે માતરમ્ !



ॐ श्री.

હેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા નં. ૩૨.

# નીલમ-માણેક.

અને

# સન્તતિ.

સચિત્ર—ભાગ ચોથો.



## આવૃતિ—પહેલી.

અવધ વિના અવધી નહિ, નહિ નાશ કે મોક્ષ;
કંસ દશાનન વહી ગયા, પ્રકટ્યું પાપ પરોક્ષ—

## પ્રકરણ ૧ લું.



**મુંબઈના જાણીતા ઝવેરી ખાનદાનને ત્યાં ઇવનીંગ પાર્ટી**

**હીંદના હાકેમની હાજરી.**

**अचिन्तितानि दुःखानि यथैवायान्ति देहिनाम्।**
**सुखान्यपि तथा मन्ये दैवमत्रातिरिच्यते ॥**

ॐ श्री.

હેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા નં. ૩૨.

# નીલમ-માણેક.

અને

# સન્તતિ.

સચિત્ર-ભાગ ચોથો.



## આવૃતિ-પહેલી.

અવધ વિના અવધી નહિ, નહિ નાશ કે મોક્ષ;
કંસ દશાનન વહી ગયા, પ્રકટ્યું પાપ પરોક્ષ-

## પ્રકરણ ૧ લું.



### મુંબઇના જાણીતા ઝવેરી ખાનદાનને ત્યાં ઇવનીંગ પાર્ટી હીંદના હાકેમની હાજરી.

अचिन्तितानि दुःखानि यथैवायान्ति देहिनाम् ।
सुखान्यपि तथा मन्ये दैवमत्रातिरिच्यते ॥

"પ્રાણીયોને જેવાં અણચિન્તવ્યાં દુઃખ આવી પડે છે, તેવી રીતે સુખ પણ આવે છે! દૈવની ગતિજ ગહન છે!"

રત્નલાલ ઝવેરી, જેવા મહાત્મા દીલનો દીલાવર શેઠીયો જો કે યશ, ધન, ઇજત, આવડત, તાલ ને માલ સર્વથી સુખી હતો. માત્ર એક પુત્રના અભાગ્યથી દુખિ હતો. તે અણધાર્યો યશવાદી નીવડયો-ને રત્નલાલનું વૃદ્ધ પણું ઉજાળ્યું! સરકાર તરફથી અણચિન્તવી સર્ટીફીકેટ મળી-અને તેમને જે. પી. ઉપરાંત "કૈસરે-હીન્દ" નો સુવર્ણ ચાંદ મળેલો જાહેર થયો.

વાંચનાર? એ વાતનો ભેદ તો તું આગલા ભાગમાં વાંચી ગયો છું-એ સર્વ માન, તરૂણ વયના-રાજભેદી સુરેન્દ્રલાલને ગુપ્ત રીતે પ્રાપ્ત થયું ગણાય; પણ જાહેરમાં નવલરાયને મળ્યું છે; માત્ર રત્નલાલ જેવા પુન્યવંત અને સમદર્શી શેઠીયાના મનની શાન્તિ વધારવા તથા વૃદ્ધાવસ્થામાં તેમના સંસારને સુખિયો દેખાડવાનેજ આ પ્રયત્ન થયો છે.

આજે રત્નલાલ શેઠને ત્યાં ગાર્ડનપાર્ટી કહો, કે ઇવનીંગપાર્ટી કહો, પણ આજ સુધી એવો મેલાવડો નહિ થયો હોય, તેવો મેલાવડો છે. મુંબઇના વડા હાકેમની પધરામણી થવાની હતી. ને તેનાં નોતરાં ફરી વળ્યાં હતાં-પરંતુ રત્નલાલે, હીંદના વડા હાકેમને રસ્તામાં ચાલતી સ્ટીમરે, વિલાયતથી હીંદ પધારનાર વડા હાકેમને વિનતી કરી હતી. જે દિવસે તેઓ મુંબઇમાં પધારનાર હતા, તેજ સવારની પધરામણી પછી સાંજે પાંચ વાગે ટાઉન હોલમાં માનપત્ર આપવાને શહેરી-સમાજે ગોઠવણ કરી હતી-અને તે પછી રત્નલાલની પાર્ટીમાં હાજરી આપવાને નિમંત્રણ થયલું બહાલ રહેલું હતું! ખાસ ભલામણ તો એ થયલી કે જેમ રત્નલાલ એક વફાદાર ધનવંત ને રાજભકત નાગરિક છે, તે સાથે તેમના વડા એકના એક પુત્રે પહાડી જંગલમાં, યોગી વેશે ભટકીને, રાજમાં કાવતરાં કરનારા બદમાશો-પરદેશી સામેલગીરિવાળા તોફાની લોકોની

ટોળીને પકડી આપવામાં ફતેહમંદ નીવડ્યા છે, તેની ખુશાલીમાં નામદાર સરકારે તેમની જે અદના કદર કરી છે, તે સમયાનુસાર પાર્ટીમાં સરકારી વડા હાકેમે પણ હાજરી આપીને—તેની વફાદારીને માન દેવું એ મુખ્ય આશય લક્ષમાં રાખીને, પાર્ટીમાં પધરામણી થનાર હતી. ભાગ્ય યોગ તો જુવો! અપરાધી તરીકે સપડાયલો, ભાગ્યના બળથી, ઉલટાયલા પાશાને લીધે, હારેલી બાજી જીતીને, આ યશને પાત્ર થયો! આ તે હસવું કે રડવું! આ તે વેપાર કે જુગાર! વાહરે દૈવ, વાહ! ત્હારી બાજીના ખેલને કોઇ પહોંચનારું નથી. આ ખેલનો જાદુગર સુરેન્દ્ર એક વિધાતા રૂપે સર્વ જાણે છે, પણ જાણીનેજ તેણે આ ઉચ્ચ પ્રસંગ લાવી આપ્યો છે. ઉચ્ચ હૃદયનાં માનવો તે એ કહેવાયઃ—

નવલરાયનો કિસ્સો આગળ આવ્યો, પણ ખરેખર તો આપણા બાબુભાઇ વિલાયત જવાના છે, તેની ખુશાલીમાં રતનલાલ શેઠે, ઉત્તેજન તથા ઉત્સાહ નિમિત્તે પાર્ટી આપી છે. એક પંથ ને બે કાજ!

આજે નીલમનો સજીવ પતિનો રંડાપો દુર થઇ ગયો—સદાનો દુર થઇ ગયો. ભાગ્યની રેખા, સીધી થઇ ગઇ, ને આજે, તે એક સમર્થ ઘરની પટરાણી કહો કે શેઠાણી બની ગઇ! જ્યાં હીન્દના વડા હાકેમ, ને મુંબઇના વડા હાકેમ, પોતાની માનીતી મોહરદાર સહિત, પાર્ટીમાં પધારે, અને તેને "રિસીવ" કરવાનું માન જો નીલમને મળે. તો પછી તેના જેવી ભાગ્યવંત કોણ?

આજે એટલેથીજ કંઇ મેળાવડાની શોભા પુરી થઇ નહતી. બાબુ વિલાયત જવાનો હોવાથી સુરતી સગાં પણ સૌ આવ્યાં હતાં. વીરેન્દ્રલાલ અને તેમનાં ધર્મપત્નિ પણ હાજર હતાં. સુમનરાય અને સૌભાગ્ય બહેન પણ પધાર્યાં હતાં. માત્ર બે જોડાની ખામી હતી. જયન્તીલાલ અને ગુણવંતી, રાજેન્દ્રલાલ અને રતન!—

આઠ દિવસથી પાર્ટીની તૈયારી થઇ રહી હતી. હજારો રૂપિયાનાં

ચાણી થઇ રહેલાં હતાં. ખરી રીતે આ ઉત્સાહનો જુસ્સો માત્ર નવલરાયની પધારામણીનોજ હતો, ને તેમાં પેલી કલ્પિત વાર્તાએ નવો રંગ ઉડાડયો હતો.

જો કે સ્વદેશી ચળવલને લીધે, પ્રજાજનનો ઉત્સાહ જાહેર રીતે સહજ નબળો હતો ! તોપણ વડા હકિમની હીંદ તરફની ભલી લાગણીને લીધે, સમાન પક્ષના હીંદી અગ્રગણીય પુરૂષો આગળ ઘટતો ભાગ લ્હેવાને લીધે, કંઇક સુંદરતા જણાતી હતી.

નાગરિકોનું માનપત્ર સાંજે અપાઇ રહ્યું. વડા હાકિમના શાન્તિદાયક શબ્દો સંભલાઇ રહ્યા, અને સર્વ મંડળ રત્નલાલની પાર્ટિમાંજ પરમાર્ જવા ઉપડયુ !

આહા ! આ પાર્ટીની શોભામાં પુછવુંજ શું ? સરકારી બેન્ડ રીઝમીટનું સોહામણું કામ મફત મળી ગયું. તેમજ પાર્ટીમાં પધારનારા, જે ન કદી ધારી શકાય, કે ન પધારી શકે, તેં પણુ હાકિમની આંખને રિઝાવાને બળધારી ઇચ્છાથી ત્યાં હાજર થઇ ગયા –

રાજકીય બાબતસર કંઇપણ ઇશારો થવા ન દેવાની ઇચ્છાથી, તે પ્રસંગ બાજુપરં રાખેલો, પરંતુ નલવરાયના સંબંધમાં બોલતાં, હીન્દની સ્થિતી વિષે કંઇક ઇસારો કરવો પડયેઃ. ને તે પછી બાબુના ઇંગ્લાંડ પ્રવાસ સંબંધ બે ઉપદેશના શબ્દો સંભળાવ્યા–જવાબમાં ઉપકાર સિવાય વિશેષ ભાષણ થયું નહીં, પરંતુ રત્નલાલ ઝવેરી તરફથી પોતાના બાળકના પ્રવાસ દરમ્યાન બે શીખામણના શબ્દો નવલરાય મારફતે કહેવરાવ્યા; જો કે તે લંબાણ લેખથી ભરપુર છતાં ટુંકમાં પતાવ્યા, પણ પ્રેસવાળાને તો પુરી કોપી મળી, અને તે બીજે દીવસે પ્રકટ થઇ !

# પ્રદેશ જતા પુત્રોને.

સાંપ્રતકાળ યાને અર્વાચીન કાળ જે સમયે પાશ્ચિમાત્ય પવનના યોગથી પૂર્વ પ્રજા ઉછરે છે; તેવા કઠણ કાળમાં ભારતના અભ્યુદય અર્થે અને વંશ વેલીના વહન અર્થે વૃદ્ધ પિતાએ, પુત્રને સમજીને કેળવવો જોઇએ.

"અર્થ કરી વિદ્યા હોય, તે હિતકરી ગણાય છે. અર્થ ત્રણ પ્રકારના છે. સ્વાર્થ પરાર્થ અને પરમાર્થ. ત્રણેમાંથી એક અર્થ પણ ન સધાયો, તો વિદ્યા વંધ્યા ગણાય. વિદ્યાથી કુટુમ્બભરણ, પરદુઃખહરણ અને આત્મસ્મરણ અથવા એ ત્રણેમાંથી એક પણ ન થયું તે વિદ્યાપ્રાપ્તિનો શ્રમ કેવળ નિરર્થક ગણાય છે. ઇષ્ટાર્થસિદ્ધિને માટે વિદ્યા સાધન છે. સાધન અનુકૂળ હોય તો કાર્યની સિદ્ધિ થાય છે. સાધ્યને અનુકૂળ સાધન શોધવામાં વિવેકની અપેક્ષા છે. વ્યાપારથી વૃત્તિ ચલાવવાની ઇચ્છા કરનાર પુરૂષ શસ્ત્રવિદ્યામાં પારગંત થાય તેથી તેને લાભ થાય નહિ. તેમજ શાસ્ત્રવિદ્યા ભણીને પણ સમરાઙ્ગણનાં અગ્રસરી થવાની તીવ્ર ઇચ્છા છતાં સ્વભાવ ભીરૂ કાતરે કે "હોલા ભડકણ" હોય, તો શો લાભ થવાનો? વળી ઇચ્છા અને યોગ્યતા હોય, પણ ઉપાર્જિત વિદ્યાને અજમાવવાનું ક્ષેત્ર ન હોય, તો પણ શું શ્રેય થવાનું? માટે વિદ્યાસંગ્રહ કરતા પહેલાં વ્યક્તિની પાત્રતા, વિદ્યાની ઉપયોગિતા ઇત્યાદિના વિચાર વિવેકની અપેક્ષા છે.

વિદ્યાનો સંગ્રહ બાલ્યથી થાય છે. બાળકને આવા વિચાર વિવેક હોઇ શકતા નથી. વિદ્યા અને અનુભવ હોય, તો વિચાર વિવેક આવે છે. માટે બહુ દેશોમાં પુત્રને યોગ્ય ધંધે વળગાડવાનો ધર્મ પિતાને શિર નાંખવામાં આવે છે. પારણામાંથીજ પુત્રનાં લક્ષણ પિતાને જ્ઞાત હોય છે, પુત્ર સ્નેહથી પિતાને અધિકતર સ્નેહ હોય નહિ-હોવો ન જોઇએ. પોતાના અનુભવથી પુત્રને અનુકૂળ ધંધો પિતા શોધી પણ શકે છે.

ઈંગ્લંડ જેવા સ્વતંત્ર દેશમાં પણ ઉદર પોષણનાં અનેક સાધનોમાંથી પુત્રને કયું સાધન સિદ્ધ કરી આપવું તેનો વિચાર પિતાએજ કરવો પડે છે. રાજ્ય, સૈન્ય, નૌકા, વ્યાપાર અને ધર્મોપદેશ ઇત્યાદિ અનેક ધંધામાંથી જે ધંધામાં બાલકની રૂચિ અથવા શક્તિ જણાય તે ધંધાનું તેને જ્ઞાન આપવા પિતાઓની પ્રવૃત્તિ રહે છે, એમ છતાં પાછળથી કોઇ ગુપ્ત કે પ્રસુપ્ત ગુણોનો આવિર્ભાવ થતાં પિતાએ પ્રમાણ કરેલો ધંધો પુત્રને પ્રતિકૂળ પડે, તો પોતાની શકિત અને રૂચિ પ્રમાણે ધંધો કરતાં તેને કંઇ બાધ ન નડે એમ સાવધાની રખાય છે. આવા સંપ્રદાયથી વિદ્યાર્થીના અભ્યાસને કંઇ લક્ષ્ય હોય છે, તેમ છતાં તેની ગૃહસ્થાવસ્થામાં તેને પોતાનું સ્વાતંત્ર્ય ને નિરંકુશતા પ્રાપ્ત થાય છે,

ચિરકાળમાં આપણા દેશમાં પણ કંઇ આવા પ્રકારની પદ્ધતિ હતી. મધ્યકાળમાં તે પદ્ધતિ ફરી. અને ધનની પેઠે વિદ્યા, વૃત્તિ અને વ્યાપાર પણ વારસે ઉતર્યાં. શક્તિ અને રૂચિ હોય કે ન હોય તોપણ જોષીનો પુત્ર જોષીનોજ ધંધો કરે, અને મોચીનો છોકરો મોચીના કામમાંજ રચ્યો પચ્યો રેહે. આમ થવાથી બુદ્ધિને અજમાવવાનું ક્ષેત્ર ટુંકું થવા લાગ્યું. એમ છતાં આવી પદ્ધતિમાં લક્ષ્ય વિનાના વ્યવસાયનો સંભવ નહોતો, નથી.

આધુનિક કાળમાં સ્વતંત્રતા અને સમતાના નામથીજ મુગ્ધ થએલા વિદગ્ધ પુરૂષો સર્વને સરખી કેળવણી આપવામાં પ્રવર્ત્તમાન થાય છે. ઉચ્ચ બ્રાહ્મણથી તે અતિ શુદ્ર પર્યંત સર્વ જ્ઞાતિનાં મનુષ્યો પોતાના પુત્રને બી. એ. કે એમ. એ, કે એલ. એલ. બી. કરવા ઔત્સુકય રાખે છે, અને પોતાની શક્તિ પ્રમાણે પુત્રને તે અભ્યાસ કરાવે છે. પુત્રો પણ પહોચાય ત્યાંલગી પહોચે છે, ખેંચાય ત્યાં સુધી ખેંચે છે. પરિણામ એ થાય છે કે ભણી ઉતરેલા કોઇક ભાગ્યશાળીને વૃત્તિ કે વેતન મળે છે, બીજા રખડે છે. અર્ધથી થાકી ગએલા દુર્વિદગ્ધ અલ્પજ્ઞાનથી અભિમાન અને અપમાન

પ્રાપ્ત કરે છે. અભિમાનને અપમાન તે મર્કટને મદિરા તુલ્ય છે. માનખંડિત અપંડિતમાંથી કોઇ સ્વેચ્છાચારી થાય, કોઇ દુરાચારી થાય, કોઇ અત્યાચારી થાય એ સંભવિત છે. અને એવા મનુષ્યોના છાંટા બીજાઓને લાગે તે પણ શક્ય છે. વિદ્વાન્, ધીર, ગંભીર અને મૃદુ તથા લઘુભાષી હોય છે. અર્ધ વિદ્વાન, અધીર, ઉછૃંખલ અને બહુભાષી હોય છે. વિદ્વાન્ ગુણ દર્શન કરે છે, અર્ધ વિદ્વાન્ દોષ દર્શન કરે છે. આમ હોવાથી અવિદ્વાનનું મહાન્ મંડળ બહુ કરી અર્ધવિદ્વાન્ જેમ દોરે તેમ દોરાય છે. સાપેક્ષ અર્ધવિદ્વાનની અનેક પ્રકારની ઉપવિદ્યાએ પ્રવર્તાવેલું તમસ અને તેમાંથી ઉત્પન્ન થતો ભ્રમ નિરપેક્ષ વિદ્વાનથી સત્વર દુર થઇ શકે એમ જણાતું નથી. પરિણામ એ થાય છે કે ધર્મ, નીતિ, ઉદ્યમ, ધન ઇત્યાદિનો હ્રાસ થાય છે. અંતે દેશનું જોર જીભમાંજ રેહે છે.

જ્યાં સુધી રાજ્યસેવાનું ક્ષેત્ર ભરાઇ નહોતું ગયું, જ્યાં સુધી રાજ્યના પ્રભાવથી પ્રત્યક્ષ થતી અનેક પોષણની ભૂમિકાઓમાં પ્રવેશ થવાનો સંભવ હતો, ત્યાં સુધી સાક્ષરનો ખપ હોવાથી તેમના વર્ગની છતનો ભાર નહોતો લાગતો. હવે તો સ્થિતિ બદલાઇ ગઇ છે. જ્યાં જોઇએ ત્યાં ભણેલાઓના ખપ કરતાં તેમની છત વધી ગઇ. વેતન વિરલ થયું. વિદ્યા વંધ્યા જણાવા લાગી, એમ છતાં અન્ય ઉદ્યમનો અભાવ માની, અથવા ભૂતકાળના ઇતિહાસથી અંજાઇ જઇ અથવા બીજા કોઇ નહિ તો કોઇ કારણથી ગતાનુગતિક લોક યુવકના થોકે થોકને બી. એ. એમ. એ કરવા પ્રવર્ત્તમાન થાય છે. પરિણામે એ વિદ્યારૂપી સાધનથી વિત્તરૂપી સિદ્ધિ થતી નથી એટલે આશાનો કોટ તુટી પડે છે, નિરાશાનો નજર ન પહોંચે એવો ઉંડો ખાડો આડો આવે છે, વિદ્યાએજ ઉત્પન્ન કરેલી વિચિત્ર ઇષણાઓ નિરંતર રૂધિર પાન કરે છે, અને દ્વેષ અસૂયા–ઇત્યાદિ કનિષ્ટ વિકૃતિઓ ભરે છે. અંતઃશરીરમાં નીચ વિકૃતિની ભરતી સાથેજ સદ્વાસનાનો ઓટ થાય છે. અને તેમ

થતાં અનેક અનર્થ પરંપરા થાય છે. ચારે પુરૂષાર્થ સાધનારી વિદ્યા અનર્થકરી ગણાય છે. આમ યોગ્ય સમયે વિચાર વિવેકના અભાવથી અનેક શુભગુણાલંકૃત વિદ્યા કલંકિતા થાય છે માટેજ આપણા દીર્ઘદર્શી મહાન મુનિ ગણોએ કહ્યું છે, કે વિદ્યા દાન પણ પાત્રે ધટે છે. વિદ્યા દાન એ એક મહાન્ પુણ્ય ગણાય છે, એ દાન આપ્યેથીજ વધે છે. આપણા દેશના પુરાતન કાળમાં વિદ્વાન પુરૂષો ધન દાનને તિરસ્કારતા, વિદ્યાદાનને સ્વીકારતા. તે સમયે ભિક્ષા શનમાં વ્યસન નહોતું મનાતું, વિદ્યા હીનતામાં ક્ષીણુતા ગણાતી. તે સમયમાં વિદ્યાસંગ્રહણમાં નહિ પણ વિદ્યાદાનમાંજ મહત્તાનું મુલ્ય હતું. કેટલી વિદ્યા છે તેની સાથે કેટલા વિદ્યાર્થી છે તેની પણ પૃચ્છા થતી. ચક્રવર્તી ભૂપાલ કરતાં પણ ગુરૂનું પદ ગુરૂતર ગણાતું. પરંતુ તે સમયના ગુરૂઓ પેટને માટે વિદ્યાનો ક્રય નહોતા કરતા. આમ હોવાથી નિઃસ્પૃહી ગુરૂઓ શિષ્યની શકિત કે યોગ્યતા પ્રમાણે વિદ્યા આપતા અને તેમ થતું, એટલે વિદ્યામાં વિક્રિયાનો અંશ પણ નહોતો જણાતો.

નામદાર ઇંગ્રેજ સરકારે વિદ્યાદાનના ધર્મનો અંગિકાર કર્યો છે. અને ૧૮૫૪ ની સાલથી એ ધર્મનો અંગિકાર થયા પછી રાજ્ય તરફથી વિદ્યાનો પ્રચાર થાય છે. પણ રાજ્યને તો સર્વ પ્રજા સરખી છે.' એટલે રાજ્ય તરફથી જે વિદ્યાનો પ્રચાર થાય તેમાં તારતમ્ય રહી શકે નહિ. રાજ્યની વિદ્યા શાળાઓનાં દ્વાર સર્વને માટે સદૈવ ઉઘાડાં રેહેવાં જોઇએ. વિદ્યાનો ક્રમ પણ સર્વ વિદ્યાર્થીઓના સમુદાયને અનુકૂળ હોવો જોઇએ, સર્વ સામાન્યતા સાચવતાં ઉત્તમ વિદ્યાર્થીએ મંદગતિ કરવી પડે, કનિષ્ટ વિદ્યાર્થીએ ખેંચાવું પડે. વળી ભિન્ન ભિન્ન પ્રકૃતિના વિદ્યાર્થીઓના નિરંતર સંમેલનથી પરસ્પર સંગ પ્રમાણે રંગ ચ્હડે છે. અને મનુષ્ય માત્રના મનની ગતિ, જળની પેઠે, નીચી હોવાથી સંગગુણને બદલે સંગદોષ લાગવાનો સંભવ છે. બીજી તરફથી રાજ્યથી નિયોજાયલા શીક્ષકે વિન

માટે વિદ્યાદાન આપવા પ્રેરાયલા હોય એ શક્ય છે. વિદ્યા દાન એજ પરમ લાભ છે એમ માની અન્ય ફલની અપેક્ષા રહિત વિદ્યાગુરૂઓ વેતન લઇ વિદ્યા આપનાર વર્ગમાં વિરલ હોય છે. વેતનની વૃદ્ધિના સાધ્યને સિદ્ધ કરવા વિદ્યાદાનની સાથે અથવા તેને બદલે કોઇ કોઇ શિક્ષકો અન્ય સાધનોનો આશ્રય લે તો તેમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. બહુ અંશે તો વિદ્વાન શિક્ષકો પોતાને મળતા વેતનના બદલામાં પોતાની શક્ત્યનુસાર પૂર્ણ શ્રમથી વિદ્યાદાન આપી કૃતજ્ઞતા દર્શાવી, સ્વધર્મ પરાયણ રહી કૃતકૃત્ય હોય છે અને થાય છે. તોપણ સકામ વિદ્યાદાન અને નિષ્કામ વિદ્યાદાનમાં ભૂમિ અને આભ જેટલું અંતર છે. કામના થઇ ત્યાં બંધન આવ્યું. બંધન આવ્યું એટલે સ્વાધીનતા સરી અને પરાધીનતા પ્રસરી. પરાધીન પાત્રોને તો સુત્રધાર નચાવે તેમ નાચવુંજ પડે.

આપણાં શાસ્ત્રોમાં સકામ અને નિષ્કામ એવા બે પ્રકારના યજ્ઞો છે. નિષ્કામ યજ્ઞોમાં સ્વાતંત્ર્ય રહે છે. સકામ યજ્ઞોમાં અનેક પ્રકારની લઘુ ગુરૂ વિધિઓ હોય છે. તેમાંથી એક પણ વિધિમાં દોષ આવે, તો પુણ્યને બદલે પાપ થાય છે, અને તે પાપનું પ્રાયશ્ચિત કરવું પડે છે. વિદ્યાયજ્ઞના યજમાનો સકામ હોવાથી તેમની પણ આવીજ ગતિ થાય છે. એમાં રાજ્યનો દોષ નથી. દોષ આપણા દેશના પ્રારબ્ધનો કે જ્યાં નિષ્કામ યજમાનોનો અભાવ થઇ ગયો. રાજ્ય તો સકામ યજમાનોને ધન આપીને પણ તેમની પાસે જ્ઞાનનો પ્રસાર કરાવે છે. સ્વયંપ્રકાશ સૂર્યને અભાવે તૈલનું દાન લેઇ પ્રકાશ આપનાર પ્રદીપ પણ શો ખોટો ?

હાલમાં સ્વદેશીનો પવન સ્થિર અને ચિરસ્થાયી હવા છે કે ક્ષણિક વંટોળ છે, તે તો પરિણામે જે જણાય તે ખરૂં. એ પવનની લહરીએ સ્વદેશી-શાળાઓ કહાડવાની ઉર્મિઓ ઉઠાવવા માંડી છે. સ્વદેશી શાળાઓ સ્વદેશ બંધુઓ કહાડે તેમાં કંઇ અયોગ્ય હોયજ નહિ. પરંતુ રાજ્યની સાથે સ્પર્દ્ધાથી અથવા તેના સામે અભાવથી કરેલું કાર્ય સફળ થઇ શકતું

નથી. રાજ્ય આપણું છે, આપણે રાજ્યના છીએ. રાજ્ય અને પ્રજાનો અભેદ અને સ્નિગ્ધ સંબંધ શુદ્ધ અંતઃકરણથી માનીને રાજ્યની સહાય રાજ્યનો આશ્રય અથવા રાજ્યની સમતિથી જે પ્રકારની વિદ્યાની ન્યૂનતા હોય તે પ્રકારની વિદ્યાનો પ્રસાર કરવાને શાળાઓ કહાડવામાં આવે તો બહુ લાભ થાય. રાજ્યને વાળી મુકી શાળાઓ નીકળતી હોય, તો આપણા દેશની પ્રાચીન સમયની શાળાઓ બંધ પડેજ નહિ. પ્રાચીન સમયમાં પણ રાજ્યના રક્ષણ વિના વિદ્યાભ્યાસ નહોતો કરાવાતો. ગમે તેમ હોય તોપણ દુર્વિકારના પાયા ઉપર ચણાતું કામ પુરૂ થતું નથી, પુરૂ થાય છે તો તે તુટી પડે છે. તાતા જેવા દાનેશ્વરીએ વિદ્યાવૃધ્ધિને અર્થે ત્રીશ લાખ રૂપીઆ આપ્યા, પણ તે રાજ્યાશ્રયથીજ ઉગી નીકળ્યા છે. સાયન્સનુ જ્ઞાન વધારવા બહુ દિવસથી બહુ મનુષ્યો તીવ્ર ઇચ્છા ધરાવતા હતા, દીર્ઘ વિચારો કરતા હતા. એમ છતાં સાયન્સ જ્ઞાનના પ્રચારની શક્યતા તો આપણા નામદાર ગવર્નર સાહેબના પ્રતાપથી–શબ્દથી–જ થઇ. આવા સમર્થ આશ્રયની ઉપેક્ષા કરવામાં આત્મદ્રોહ અને પ્રજાદ્રોહ ન હોય, તો મહાન્ધતાની પરિસીમા છે.

વિદ્યાના પ્રચાર માટે મનુષ્ય માત્રના સાત્વિક પ્રયત્નો સર્વથા સ્તુતિપાત્ર છે, અને તેવા પ્રયત્નોમાં રાજ્ય તરફથી અંતરાય થાય એવો તર્ક પણ અસ્થાને છે. ભિન્ન ભિન્ન ઉપયોગી જ્ઞાનનો પ્રકાશ પાડવાને રાજ્યના પરિશ્રમોનો ભાર હલકો કરવાના નિઃસ્વાર્થ પ્રયત્નોમાં રાજ્યનોજ અંતરાય આવે એવી કલ્પના મનુષ્યના મનની અધોગતિ સુચવે છે. મી૦ ગજ્જરે કહાડેલી ઇન્સ્ટીટયુટમાં રાજ્યનો આશ્રય છે, પાદરી લોકો જ્ઞાનપ્રસારાર્થે જે શાળાઓ કહાડે છે તેમાં પણ રાજ્યનો આશ્રમ છે. ખેતીવાડી અને બીજી કળાઓમાં કોશલ પ્રાપ્ત કરાવવા રાજ્ય તરફથી ભીક્ષા આપી વિદ્યાર્થીઓને સ્વદેશમાં રાખી કે વિદેશ મોકલી વિદ્યાદાન અપાય છે. આમ છે તો અનેક પ્રકારના ઉદ્યમોમાં શિક્ષણો આપવા

અથવા અપાવવા સ્વદેશ હિતૈપીઓએ યત્નવાન રેહેવું એ ધર્મ પ્રાપ્ત થાયછે

મનુષ્ય દેહ ક્ષણભંગુર છે. પણ આ જગતની સર્વ પ્રવૃતિઓ એ ક્ષણભંગુર દેહને માટે છે પગના અંગુષ્ટના નખથી શીપના કેશના અગ્ર સુધી સર્વ અવયવને અનેક પ્રકારની અનુકુળતાઓની અપેક્ષા છે. વળી બહિર ઇંદ્રિયો કરતાં અંતઃ ઇંદ્રિયોની વાસનાઓ તો છેક નિરવધિ છે. અનુકૂળતા પુરી પાડવા અને વાસનાઓ તૃપ્ત કરવા અનેક પ્રકારના ઉદ્યમો થાય છે અને વધે છે. તે સર્વ ઉદ્યમોમાં જ્ઞાનની વૃધ્ધિ થાય તો લાભ છે. રાજ્ય તો સર્વને અનુકૂળ સામાન્ય જ્ઞાન આપી શકે. વિશેષ જ્ઞાન આપતાં રાજ્યને બહુ વ્યય થાય અને શ્રમ પડે. તો વિશેષ જ્ઞાનનો પ્રચાર કરવા વિદ્વાન અને ધનવાન પ્રયત્ન કરે તેથી દેશનું કલ્યાણ થાય છે. કોઇ પણ વિશેષ જ્ઞાનને અભાવે માત્ર સામાન્ય જ્ઞાનથી બહુવાર અતઃસ્તતોભ્રષ્ટતા થાય છે. અને ક્યા ઉદ્યમથી વિશેષ જ્ઞાનની અપેક્ષા નથી ? કનિષ્ટ ઉદ્યમ ઝાડુ વાળવાનો ગણીએ, તો તે ઉદ્યમમાં પણ વિશેષ જ્ઞાન વિના હાનિ થાય છે. ધુળ ન ઉડે અને કચરો જાય એમ ઝાડુ વાળવું, અલ્પ સમયમાં વધારે જગા સ્વચ્છ કરવી, ખુણે ખોચલે ભરાઇ રહેલો કચરો ધુળથી દાબી ન દેતાં તેને દુર કરવો, કચરો કેમ લેઇ જવો, કયાં લઇ જવો, અસ્વચ્છ ક્રિયામાં પ્રવૃત્તિ છતાં પોતે સ્વચ્છ કેમ રહેવું ઇત્યાદિ એ ઉદ્યમને ઉપયોગી અનેક વાતો જાણવાથી હલાલખોરનો છોકરો સામાન્ય જ્ઞાન પામ્યો અને પોતાની આજીવિકાના ઉદ્યમમાં અજ્ઞાન રહ્યો, તો તેથી તેને હાનિજ થવાની પોતાની વિદ્યામાં અંધતા થઇ, સામાન્ય વિદ્યામાં સ્પર્દ્ધાની સર્પિણી સામે આવી; ત્રિશંકુની પેઠે ન ઉચ્ચે જવાય, ન નીચે ઉતરાય. અંતે :અદ્ધર લટકતાં આવાં અનેક મનુષ્યોની અધોગતિ થાય એમાં કંઇ આશ્ચર્ય નથી.

હાલમાં ઉચ્ચ અને મધ્યમ વર્ગમાં બહુ અંશે સામાન્ય ઉપદેશ આપવાની રાજ્યશાળાઓમાં પુત્રનો પ્રદેશ કરાવવામાં પિતૃધર્મની સમાપ્તિ

ગણાય છે. શા ઉદ્દેશથી પુત્રને એ શાળાઓમાં પ્રવેશ કરાવ્યો છે. એ શાળાઓમાં અપાતા જ્ઞાનથી અંતે શું લક્ષ્ય સાધવાનું છે તે પ્રશ્નના ઉત્તર ભાગ્યેજ કોઇ પિતાઓ આપી શકશે. કેટલાએક તો એવોજ ઉત્તર આપે છે કે 'હાલ તો ભણે છે, પછી શું કરવું તેનો વિચાર થશે." પુત્રના ભવિષ્યનુ નિર્માણ કરવાના વિચારમાં પણ આમ દીર્ઘસૂત્રતા હોય, ત્યારે શ્રેય કેમ ક્યારે થશે. કનિષ્ટ વર્ગના ખેડુત અને બીજાં ઉદ્યમી મનુષ્યો કદાચ પુત્રને સામાન્ય વિદ્યા સહજસાજ ભણાવે છે, પણ પોતાના ઉદ્યમની વિશેષ વિદ્યા પોતાને ઘેર પોતેજ ભણાવે છે. એવા લોકો અજ્ઞાન અને મૂર્ખ ઇત્યાદિ સંજ્ઞાઓથી અંકાય છે, તોપણ ન્યાય દૃષ્ટિથી જોતાં એટલું તો સ્વીકારવું પડે, કે તેઓ પોતાની શકિત અનુસાર પોતાના પુત્રને પ્રાણયાત્રાનું સાધન કરી આપે છે. તેઓ પુત્રને વારસામાં સ્વોપાર્જિત વસ્તુ અને વિદ્યા આપે છે. ધ્યાનમાં રાખવા જેવું એટલું છે, કે અક્ષર-જ્ઞાન કે શબ્દજ્ઞાનમાંજ વિદ્યાની પરિસમાપ્તિ નથી. સાળવીના પુત્રના અક્ષર મોતીના દાણા જેવા હોય, પણ વાણો શું કે તાણો શું તેની સમજણ ન હોય, વ્યાપારીના પુત્રમાં રામ ગણવાના રામ ન હોય અને સમીકરણમાં રમણ કરતો હોય, દરજીના દીકરાને સમાસ અને સંધીનું સંપૂર્ણ જ્ઞાન હોય પણ સોયમાં દોરો પરોવતાં શાખ્યો ન હોય–તો તેનો જીવનવ્યાપાર કેમ નભી શકે. નિઃસંશય શાળવી કે દરજીનાં દીકરામાં હીર હોય તો કોઇ પણ વિદ્યા પ્રાપ્ત કરી તેથી નિર્વાહ ચલાવવાનું તેને સ્વાતંત્ર્ય ઘટે છે. પણ શકિત અને સાધન સંબંધી વિચાર કરવાનો ધર્મ વિસ્મૃત થતો હોય ત્યાં અવગતિજ થાય.

તાત્પર્ય એ નીકળે છે, કે પુત્રની શકિત, પોતાનું સાધન, ભવિષ્યનું ક્ષેત્ર ઇત્યાદિ ઉપર સંપૂર્ણ વિચારી, અમુક વૃત્તિ ઉપર લક્ષ્ય રાખીને વૃત્તિને ઉપયોગી વિદ્યામાં પુત્રને પારંગત કરવા પિતાઓએ તત્પર રહેવું ઘટે છે. પુત્રની પરીક્ષા કે વૃત્તિનો વિચાર કરવાની શકિત ન હોય, તો

પિતાએ પોતાનું કર્ત્તવ્ય ગુરૂને સોંપવું ઉચિત છે. સામાન્ય વિદ્યા ગૌણ રેહે અને વિશેષ વિદ્યા પ્રધાન રેહે તેમાં કંઇ બાધ નથી.

વિશેષ વિદ્યાઓ પ્રાપ્ત કરવા માટે જોઇએ તેટલાં સાધન નથી. તે સાધન પુરાં પાડવાં એ દેશ હિતૈષીઓનું કર્ત્તવ્ય છે. રાજ્યશાળા સામે શાળાઓ કહાડવી તેને બદલે રાજ્ય શાળાઓને અંગીભુત શાળાઓ કહાડી પરસ્પર આશ્રયથી અનેક વિદ્યાઓની પ્રવૃત્તિથી અભ્યુદય છે." (૧૭-૪-૧૦)

પાર્ટીમાં હાજર રહેલાઓએ ખરા અંતઃકરણ પૂર્વક રત્નલાલને, તથા પુત્ર–પૌત્રને આશિર્વાદ આપ્યા. નીલમનું ભાગ્ય ફરી ગયું. હીન્દનાં નામદાર હાકિમનાં બાનુ અને મુંબઇનાં હાકિમનાં બાનુઓના હાથની સેકહેન્ડ લઇને પૂર્વનું પાપ જાણે કેમ ધોવાઇ જતું હોય, એટલો નીલમનો દમામ વધી પડયો. વળી નવલરાય, જે જગતમાંથી ઉઠી ગયલો. તે રત્નલાલના કોઇક મહા પુન્યે પાછો યશવંત બનીને, ગોત્રને ઉજાળવા આવ્યો, એ તો પરમેશ્વરની અદ્દભૂત કૃપાનુંજ ફળ ગણાય!—

ચીરંજીવી બાબુભાઇને ઝવેરાતના ધંધાનો અનુભવ લ્હેવાને પારીસ તથા અમેરિકા જવાનું હતું. અને રત્નલાલ તથા નીલમ મનમાં સહજ દુઃખિ હતાં–પણ પ્રભુ કેવો દીન દયાલ છે! ભાગ્યશાળીનાં અવિચલ સુખો પ્રાપ્ત કરી આપીને પ્રભુતા બતાવી, અને નવલને, યશવંત સમય આપીને હાજર કરી દીધો; રત્નલાલ એકલા પડેલા, તે હવે વાનપ્રસ્થાશ્રમનો ભોગી થયો. પ્રભુની માયાનો પાર નહિ! પુન્યશાળીના પુન્યનો પ્રત્યક્ષ દાખલો, જગત સન્મુખ આવી પડયો.

ખુબી તો એ કે આ પાર્ટીમાં શત્રુ–મિત્ર સર્વે સામેલ થઇ ગયા! મોડરેટ અને લીબરલ, સ્વદેશી ચળવળના માહાત્મા દરેક રાજવંશી મેલાવડામાં હાજર થઇ ગયા. કહેવાને જરાયે શરમાવું કે અચકાવું ના જોઇએ કે આપણા જાણીતા દલાલ વેણીલાલના કરમીપુત્ર કાન્તિલાલ પણ આ પાર્ટીમાં હાજર હતા–ઉપકાર માનીને રત્નલાલનાં

આન મેળવી મેળાવડો વિસર્જન થયો

મેળાવડો મોડી રાત્રે વિસર્જન થયો. હતો ને તે પછી પોતાના સ્વજ્ઞાતિય ભોજન વ્યવહારિક મિત્રો વગેરેને ભોજનપાર્ટી દુધ પાક પુરી ને પાંતરાંની પાતળ હાજર હતી, ત્યાં સર્વ સંગાથે બેસીને આનંદથી વધાવી લીધી ને પાન–સોપારી લઇ નિદ્રા દેવીનાં દર્શન કરવા સૈ પધાર્યા !

---

## પ્રકરણ ૨ જું.

### સુખની સાચી ઘડી, નવલ ને નીલમ.

" ભાગ્ય વિના ન પમાય, સકલ સુખ "

**ચિત્રસેન ગંધર્વ નાટક**

" આપણાં પૂર્વના કોઇ ખરાં પુન્ય પ્રકટયાં ! રત્નલાલ બાપાજીની નિર્મળ, સદ્દઢ અને પુન્યવંત વૃત્તિનું ફળ મળ્યું ! મ્હેં તો મ્હારો જન્મારો બગડેલોજ ગણેલો, પણ સંસારમાં રહેવાનું હતું. વૃદ્ધ ડોસાનો અવશાન બગાડવો ન્હોતો. એટલે માત્ર દેહમાં જીવ રાખીને જીવન ચલાવતી હતી. નાથ ? તમારા આ વિચાર કેવી રીતે પ્રકટયા, એ તો મને નવાઇ લાગે છે ! "

" આ સર્વ પ્રતાપ સુરેન્દ્રલાલનો છે. અલબત કોઇ પાપને લીધે મ્હારૂં પાપી મન ફરી ગયલું, પણ સમયેજ ફેરવી નાખ્યું ! ત્હારી આગળ હવે હું ખરી વાત કહું છું. તે સાંભળ ! રત્નનગરી ન જવાના ઠરાવ પર હું હિમાલય તરફ ગયો. સાધુ, સંતો અને મહાત્માનાં દર્શન કર્યા, અને ઐહિક જ્ઞાનનું સર્વ સુખ જોયું; આખરે દેહને કષ્ટ વેઠીને પણ મોક્ષ મેળવવો, એ હેતુ હતો, પણ માયાના સુખની અપુર્ણતાથી ડરતો નહતો. દરમ્યાન એવો પ્રસંગ આવ્યો, કે હિમાલયની તળેટીમાં

રામમંદિર છે, ત્યાં ધાર્મિક મીશનને નામે બંડખોરોની એક છુપી ટોળી છે. હું ત્યાં જઇ ચડયો. મને તે લોકોએ તેમાં દાખલ કરવા ખુશી બતાવી, પણ છુપી ટોળીના બે વાંધા ભરેલા કરારને હું તાબે થઇ શકયો નહિ; દરમ્યાન સુરેન્દ્ર સરકારી તજવીજ માટે ત્યાં આવી ચડયા. ને બંડખોરોની ટોળીના શખ્સને નામે મને પકડયો. કેદી તરીકે બનારસમાં હું આવ્યો. કાશી રાજાનો યજ્ઞ થતો હતો. સુરેન્દ્રને હું જાણતો હતો, પણ પ્રકટ કેમ થવાય ? હું તો સાધુના વેશમાં, દાઢી, જટાથી વિભુષિત હતો. સુરેન્દ્રને કંઇક શક ગયો. ને મને તેણે સહજ પણ ઓળખી લીધો. તેણે પોતાની ઇન્કવાયરી ઓફીસમાં મને બોલાવ્યો ને દમ દીધો તેમજ સમજાવ્યુ કે

"તમે ખરૂં કહો કે કોણ છો ! જોકે તમને ગુન્હા માટે માફી આપવામાં આવી છે, અને ખરો ભેદ ખોલવા માટે છુટાયે કરવામાં આવશે, તોપણ તમારી જીંદગી ભયમાં છે. વારંવાર પોલીસ તમને શક પરથી પકડશે. મને લાગ્યું કે તેઓ ઓળખી ગયા છે, ને આ હાલમાંથી મુકત થવા માટે મને શામ દામ ભેદ સમજાવે છે; અને ખરીજ વાત છે કે પોલીસના શક પર જે માણસ ઉતર્યો, તે કોઇ પણ જગ્યાએ સુખી નહિ ! મને એ રીતે અસુખ થયું ! જીંદગી બગડી તો બગડી, પણ પાપ પછવાડે થશે, તો રીબાઇને મરવું પડશે. મ્હેં ખરો પત્તો આપ્યો—મ્હારી છાતી ભરાઇ આવી, ને ખુબ રડયો. ભલા સુરેન્દ્રે મને ધીરજ આપી. અને એ કૂળવાન ગૃહસ્થે મને કહ્યું કે તમે રતનલાલ શેઠના કૂળવાન ને વિદ્વાન પુત્ર છો. તમારે પતિવૃત્તા પત્નિ ને સુપુત–પુત્રી છે. ધન છે. આબરૂ છે. વૈભવ છે. તો પછી આ હાલતે, હલકા લોકોના કેદી તરીકે શા માટે રહેવું ? તમે મ્હારૂં માનો, તો તમને સુખી થવાનો માર્ગ બતાવું–ભય ટાળી દઉં ! ને કીર્તિ સાથે મુંબઈ મોકલું ! મ્હેં તેને વચન આપ્યું ! ત્યારે તેણે મને જણાવ્યું, કે હું નામદાર વડી સરકારને રિપોર્ટમાં જણાવીશ કે મિ. નવલરાય રતનલાલ ઝવેરીયે, વફાદારીના જુસ્સામાં પોતાનો વૈભવ મુકી,

યોગી વેશે હિમગિરીનાં કષ્ટ વેઠીને પણ બંડખોરોના રહેઠાણોનો પત્તો કહાડી ખબર આપ્યો છે. ને એવા એક ધનવંત ગૃહસ્થની ખરી વફાદારીની કદર થવી જોઇએ છે!" તારથી જવાબ મળ્યો કે તેને રાજકીય રાવબ્હાદુરનો ટાઇટલ ને J. P. આદિ ખેતાબ, મુંબઇ સરકાર મારફત મળશે. ને તે અમલ થઇ જતાં સુધી–મને હોર કરાવી, ગંગા સ્નાન કરાવી, પાતક પ્રજાળી, યશ સાથે અહીં મોકલ્યો, ને હવે સદાને માટે ત્હારી તથા પિતાની ક્ષમા માગીને સેવા કરવા હાજર છું!"

"ખરે, ત્યારે સુરેન્દ્રલાલજ આપણા કુટુમ્બના દેવ ઠર્યા!" નીલમથી રડી જવાયું!—

અંતે બન્ને એકદીલે ભેટયાં. ચાલીશ વર્ષે, ઉમરની ને યુવાનીની પાછલી અવસ્થાએ, સંસાર–સુખની ઘડી જોવામાં આવી.

ઘણે દિવસે માણેક બહેન વગેરે આવ્યાં–અને તેમને મ્હોડે, રત્નલાલ શેઠની હાજરીમાંજ નવલે પોતાની ઉપલી વીતક કહી; આહા! શું સુરેન્દ્રનાં વખાણ! શાબાસ રે સુરેન્દ્ર! દીકરા અને જમાઇ તો એવાજ કૂલીન હજો!—

આજે બાબુભાઇને ઇંગ્લાંડ સીધારવાનો મંગળ દિવસ હતો. તેમનાં ભાવી પત્નિ પણ પધાર્યાં હતાં. સૌને મળી ભેટીને સ્ટીમર પર રવાના થયાં–સાથે રસોયો ચાકર તથા એક ગુમાસ્તાને મોકલ્યો હતો. વળી બે કમ્પેનીયન પણ હતા–અને પારીસના આડતીયાને જે ભલામણ થઇ હતી, તે કુળવાન અંગ્રેજ ગૃહસ્થ હતા. તેમણે બાબુભાઇ માટે એક આબરૂદાર ગૃહસ્થને છાજે, તેવો લાયક બંદોબસ્ત કર્યો હતો. રત્નલાલે, પોતાના પુત્રને સોનેરી અક્ષરે, આ નીચે પ્રમાણે પત્રદાન આપ્યું હતું.

"પ્રાણ કરતાં પણ અધિક પ્રિય પુત્રતુલ્ય તમને તમારી આત્મોન્નતિ અને તે સાથે કુલોન્નતિ કરાવે એવી અસાધારણ વિદ્યાની પ્રાપ્તિ અર્થે ચિરકાળ અળગા કરવાના પ્રસંગે વજ્ર સમાન અંતઃકરણ કરી પુરૂષાગ્રણી

શ્રી અર્જુનને સમાન પ્રસંગે તેમના હિતેચ્છુ તરફથી પ્રબોધવામાં આવેલા આ સાથેના હેતુગર્ભ શ્લોકોની **પુષ્પમાળા** તમને સપ્રેમ અર્પવામાં આવે છે. આ સારભૂત **એકાદશ પુષ્પની** માળા વગર કરમાયેલી તમારા કંઠાગ્રે કાર્યસિધ્ધિપર્યંત રહેશે એવી આશા છે.

" सहसाविदधीतनक्रियामविवेकः परमापदां पदम् ।
वृणुते हि विमृश्य कारिणं गुणलुब्धाः स्वयमेव संपदः ॥
अभिवर्षति योऽनु पालयन्विधि वीजानि विवेक वाहिणा ।
स सदा फलशालिनीं क्रिया शरदं लोक इवाधि तिष्ठति ॥
शुचिभुषयति श्रुतं वपुः प्रशमस्तस्य भवत्यलं क्रिया ।
प्रशमाभरणं पराक्रमः सनया पादित सिद्धिभूषण ॥
तव चिराय परिग्रहः श्रियांक्च-दुष्टेन्द्रिय वाजि वश्यता ।
शरद म्रचलाश्चलेन्द्रि यैरसुरक्षा हि वहुच्छलाः श्रियः ॥
उपकारक भायतेर्भृशं प्रसवः कर्मफलस्य भूरिणः ।
अनपायि निवर्हणं द्विपां न तितिक्षा सममस्ति साधनं ॥
भग्नां द्विषच्छद्मनि पंकभूते संभावनां भूति मिवोद्धरिष्यन् ।
आधि द्विषामातपसां प्रसिद्ध्रे स्स्म द्विना मा भृश मुन्मनीम् ॥
यशोधिगन्तुं सुख लिप्सयावा मनुष्यसंख्या मतिवर्ति तुं वा ।
निरुत्सुकानामभि योग भाजां समुत्सुकेवाङ्कमुपैति सिद्धिः ॥
करोतियोऽशेषजना तिरक्ताम् संभावनामर्थवतीं क्रियाभिः ।
संसत्सुजाते पुरुषाधिकारे नपूरणी तं समुपैति संख्या ॥
भागा श्चिरावैकं चरः प्रमादं दसन्त संवाध शिवेऽपि देशे ।
मात्सर्व रागोपरतात्मनांहि स्खलन्ति साधुष्यपि मानसानि ॥
जीयन्तां दुर्जयदेहं रिपवःश्चक्षुसदयः ।
जितेषु ननु लोकोऽय तेषुकृत्स्नस्त्वया जितः ॥
गुरून्कुर्वन्ति ते वंश्यानन्वर्वा सैवसुन्दरा ।
येषां यशांसि शुभ्राणि ह्रेपयन्तीन्दुमण्डलम् ॥" नर्मद

"કોઇ પણ ક્રિયા સહસા કરવી નહિં; કેમકે મોટી આપત્તિનું કારણ અવિવેક છે; વિવેક પુર્વક કાર્ય કરનારને ગુણથી લોભાયેલી સંપત્તિ પોતાની મેળે વરે છે.

"કરવા યોગ્ય કર્મનાં બીજને જે વિવેકજળ વડે સિંચન કરી રક્ષણ કરે છે, તે મનુષ્ય સર્વદા જેમ વર્ષાના અંતમાં ફળવાળી શરદને લોક અનુભવે છે, તેમ પોતાના કર્મનાં ફળને પ્રાપ્ત કરે છે.

"પવિત્ર વિદ્યા શરીરને શોભા આપે છે; પ્રસંગ તે વિદ્યાને અલંકાર રૂપ થાય છે; પરાક્રમ તે પ્રસંગને શોભા રૂપ થાય છે; અને વિવેકથી પ્રાપ્ત કરેલી સિદ્ધિવડે તે પરાક્રમ અલંકૃત થાય છે. માટે વિદ્યા, પ્રસંગ પરાક્રમ અને વિવેકપૂર્વક પ્રવૃત્તિ એ ચારેની ફલ સિદ્ધિમાં જરૂર છે.

"વિદ્યાથી સંગ્રહ કરવા યોગ્ય લક્ષ્મીને પ્રાપ્ત કરવાનો કયાં લાંબો સમય અને કયાં દુષ્ટ ઇન્દ્રિયના ઘોડાથી થતી પરવશતા?—અર્થાત્ કાર્ય સિદ્ધિ અને ઇન્દ્રિય પરવશતા કદી સાથે રહી શકતાં નથી. શરદ ઋતુના વાદલ જેવી ચંચલ અને બહુ છલથી સરી જનારી લક્ષ્મી જેમની ઇન્દ્રિયો વશ નથી તેમના વડે રક્ષી શકાતી નથી.

"ઉત્તર કાલનું ઉપકારક, ક્રિયા ફલને ઉત્પન્ન કરનારૂં, શત્રુઓને નાશ કરનારૂં અને પોતે અવિનાશી—એવું તિતિક્ષા સમાન અન્ય સાધન નથી.

"કાદવ જેવા પારકા મનુષ્યના કબજામાં પડેલી વિદ્યારૂપી સંપત્તિનો ઉદ્ધાર કરનાર તમારે પરિણામે દુઃખને નાશ કરનાર આ તપશ્ચર્યની સિદ્ધિ થતા સુધી અમારા વિયોગના દુઃખને મનમાં લાવશો નહિં.

"યશ પ્રાપ્ત કરવાને અથવા સુખને મેળવવાને અથવા સાધારણ મનુષ્ય કરતાં ચઢીઆતા પદને પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરનાર ઉત્સાહી મનુષ્યોને સિદ્ધિ ઉત્સુક કાન્તાની પેઠે ખોળામાં આવી બેસે છે.

"જે ઓ સામાન્ય જન કરતાં ચઢીઆતી યોગ્યતાને ક્રિયાવડે

કરીને સાર્થક બનાવે છે, તેઓ યોગ્ય પુરૂષોની ગણનાના પ્રસંગે સભામાં સર્વથા પહેલા પદનેજ પ્રાપ્ત કરે છે, અને તેમને બીજા ત્રીજા પદની પ્રાપ્તિ થતી નથી.

"આપણા સમુદાય વિનાના અને તેથી વધારે વસ્તીવાળા છતાં પણ વિજને ગણવા યોગ્ય અને પરિણામે સુખને આપનાર પરદેશમાં ઘણો વખત એકલા ફરતાં પ્રમાદને ધારણ કરશો નહિં; કેમકે રાગ દ્વેશથી હણાયેલાં અંતઃકરણો સાધુ પુરૂષોમાં પણ સ્ખલન પામે છે.

"ચક્ષુરાદિ ઇન્દ્રિયો રૂપી શત્રુઓને આ દેહમાં દુર્જય છે તેમનો વિજય કરશો; તેમને વશ વર્તાવતાં તમે આ સમગ્ર લોક જીત્યો સમજવાનો છે.

"પોતાના વંશના મનુષ્યોને તેમણેજ મોટા બનાવ્યા છે અને તેઓ વડેજ આ વસુન્ધરા પોતાના નામને સાર્થક બનાવનારી થાય છે કે જેમની શુભ્રકીર્તિ ચન્દ્રમંડલને લજવે છે.

"સર્વાન્તરયામી અને સર્વ કાર્યનાં ફલને યોગ્ય દેશકાલમાં પ્રવર્તાવનાર શ્રી પરમાત્મા તમારા આ નિર્મળ પ્રયત્નને સર્વથા સફલ કરો એવી પ્રાર્થના છે, અને તે યોગક્ષેત્રનું નિર્વહણ કરનારી સત્તા તમને સર્વ સમયમાં

सतां हि संदेहपदेषु वस्तुषु
प्रमाणमन्तः करण प्रवृत्तयः ॥

એ ન્યાયે અંતર્દીપ રૂપે થઇ સન્મતિ આપી શુભ માર્ગે પ્રેરશેજ. પ્રયોજન પરત્વે જડવાદવાળા પ્રદેશમાં વિચરવાના શુભ પ્રસંગે આપણા પૂર્વજોની ઉન્નત અધ્યાત્મ ભાવના વિસરશો નહિ; અને શ્રી અર્જુનની પેઠે અર્થ કામની સિદ્ધિ કરાવે તેવી વિદ્યા સંપાદન કરવાની સાથે આપણા શાશ્વત ધર્મના સિધ્ધાંતોને હૃદયમાં રમતાં રાખશો. આચાર દેશકાલ પરત્વે બદલાશે પણ આપણા વિચારની આધ્યાત્મિક દિશાનું લક્ષ ચુકશો નહિ. આપણી

"અલી સુભદ્રા ? સુરતથી શરમાતી પણ મલકાતી તું પીયુને પ્રદેશ વળાવવા આવી તો ખરી, પરંતુ પતીને ભેટીને બે વાતડીયે કરી ? જારે મ્હારી બાઇ ? બગીચાનો છાનો ખુણોજ શોધીયે ?" એક નવલ સહચરીએ, શરમાળ સુભદ્રાને ટાણો માર્યો.

"તું તો વર-ઘેલી છું! કુટમ્બ અને વડીલનો આટલો મોટો સમુહ, હું જાતે કુંવારી અને વરજી શરમાળ, તેને મળાય કે ભેટાય તે શી રીતે ?" સુભદ્રા બોલી.

"તો કાગળ-પેન પર કંઇ સરકારી જાપતો છે ?

"ટપાલ તો સરકારી ?"

"કાગળ વડીલના હાથમાં જશે, એ ભય છે, તો કોઇ નોકરને એ આની દક્ષણા આપી દે.-

"મનમાં તો ઘણુંયે થાય છે, પણ રડયું દીલ ચાલતું નથી. ધબક ધબક થાય છે. આગળ ચાલું ને પાછળ હઠાય છે ?

"એમ છે ? ત્યારે હાથ ચાલી શકશે ?

"હા. લખવામાં તો હું બ્હાદુર છું. પેલા દેલવાડાકરનાં નાટકો ને નોવેલો બહુ જોયાં છે. વાંચ્યાં-છે."

"ત્યારે તો તું પક્કી ખરી બા ! જા-એકાદ લાંબો **લવ-લેટર** લખી કહાડ ? બીડીને સોંપી દે મને, હું જવાબ પણ લાવી આપું ! જા-તીરાંને લખી લાવ !"

"અરે લખેલોજ ખીસામાં છે. માત્ર વિમાસણ કરતી હતી."

"ત્યારે તમે એવાં ચરિત્ર કરવામાં કુશળ તો ખરાં બ્હેન !"

"એ પણ એક કળાજ કહેવાય કની ? આપણે કયાં કોઇ પરબારા ધૂતારા સાથે ચેડાં કહાડીયે છીયે !"

"ના. તેવું કશું નથી. વળી વેવીશાળ નક્કી થયા પછી કયાં તુટવાનું છે જે ! પણ અલી સુભદ્રા ? ત્હારી લખવાની કુશળતાનો લેખ તો

વાંચી સંભળાવ ? તેમાં વળી ખાનગી તે શું બળ્યું ! આપણી ઉઘાડી વાતો આગળ ત્હારા વરને લખેલો કાગળ તે કઇ વિશાતમાં !" સહચરીએ સુભદ્રાને ચડાવી. બાળા ફૂલાઇ ગઇ. કાગડાના મ્હોંમાંથી પુરી પડી ગઇ !–

"લ્હે, સાંભળ ત્યારે, પણ કોઇને કાને અવાજ જશે, યા કોઇ છુપું સાંભળશે તો ? તું ત્હારી મેળે વાંચી જા તો !

"તેમાં મજાહ ને રસ નહિ પડે ! બોલની મ્હારી બાઇ ? જાણે રમત કરવા બેઠાં છે. હું ત્હારો વર બાણુ, ચાલ ! મને સંબોધીને કાગળ વાંચ–"

"પણ મ્હારી મશ્કરી ન કરીશ, હોં !

"તેમાં મશ્કરી શી ? જેની જેવી આવડત, ને જેની જેવી ઇચ્છા ! ચાલ, રાત થોડી ને વેશ ઘણા છે.

વાંચનાર ? પેલી બિચારી સુભદ્રાને સખીએ ફસાવી, ને કાગળ વંચાવ્યો ખરો ! ગરીબડીએ શું ચિતરેલું ?–

વ્હાલા, આશાના મોહનમાળ !–

ભેલી ગોપીનાં નિર્મળ હૃદયનું–પ્રેમ સંમેલનનું આ પહેલું પ્રદર્શન, પરિક્ષાની કસોટી કરી જોઇ લ્હેજો ! વિશ્વાસ, પ્રેમ, શ્રદ્ધા, અને આકર્ષણ એ ચાર વસ્તુ, મને સોંપજો–ને હું આપને પુષ્પમાળા રૂપે આ–પત્રદ્વારા મોકલું છું. હું ગોરી નથી. બોલકણી નથી. હૃદય ભેટયાં નથી. આંખને ગમે તેવાં મ્હોં જોયાં છે. માબાપોએ વરાવ્યાં, ને તેથી માનીયે છીએ કે તમે વર અને હું તમારી વહુ ! આપણે પરણવાનાં છીયે; તો આશા રાખી–લગ્નની ઉમેદમાં રચીશું; વિદ્યાકળાનો અનુભવ લ્હેજો. ઝવેરી હોવાથી હીરા–મોતી બહુ હાથમાં આવશે, પણ ભાગ્ય–વિધીએ આપેલો રત્નહાર હમેશાં સામે રાખીને નિદાન કરજો; આરોગ્યને મન સંભાળી, સ્મરણમાં દાબીને રાખતા રહેજો.

આપની સુભદ્રા.

"અરે વાહરે ચકોરી! ત્હેં તો ટુંકામાં જાદુ કરી દીધું! ચાલ–લાવ–કવર બીડી દે–જો હું કેટલી ઘડીમાં જવાબ લાવું છું તે–પેલા કદમના ઝાડ કને ઉભી રહે. જો ત્હારા પીયુ આ તરફજ આવે છે."

બાબુને પાછળના ભાગમાંથી બગીચાની વાટે આવતો જોયો. સહચરી આગળ આવી.

"બાબુભાઇ? લ્હો, તમારી ટપાલ–આંપો નોટપેડનો એક આનો–વજન ભારે છે!"

"જરા ઉભાં રહો–વાંચીને આપું હોં, ખીસામાં નથી તેથી રામા પાસે મોકલું!–" બાબુએ કાગળ ઉખેડયો ને નીચે સુભદ્રાની સહી જોતાંજ હસ્યો.

"લ્હો, આ તમારો આનો–સ્ટેમ્પ છે. પરબીડામાં છે હોં!" એમ કહીને–સુભદ્રા પર લખેલો પત્ર ફેંકી રવાના થઇ ગયો. તેણે વળી શું ભમરડો ફેરવ્યો હશે? સહચરીને લોભ લાગ્યો. અધિકાર ન છતાં પત્ર ઉખેડી વાંચ્યો.

"પ્રિયે? ત્હારા મનમાં એમ હશે કે મળું! પણ બન્નેના સંયોગ તેવા છે. તક મળે નો બે લીટી વડે મન શોભાવું–તકની વાટ જોઉં છું. હુ નિર્મળ પ્રેમથી તને નિહાળું છું. તું પણ અખંડ ભાવી રહેજે.

બાબુ.

શાબાસ!–હજી સહચરી બોલી દે, ત્યાં તો સુભદ્રા લપતી લપતી આવી ચડી. તેણીએ દુર ઉભાં ઉભાં બધાં નખરાં જોયાં હતાં તો! બસ–વાત પુરી થઇ! વાંચનાર કદાચ ઠપકો આપે, માટે આ બાલ–કિશોરીઓને વધુ છેડવી જવા દો!–

---

## પ્રકરણ ૪ થું.

### ઑન. મિ. સુરેન્દ્રલાલના મહેમાન તરીકે સર રત્નલાલ.

વાંચનાર, ભાગ્યની અદેખાઇ જો ન કરે, તો સુરેન્દ્રલાલની ચડતી કારકીર્દિ માટે જરૂર તેના ભાગ્યને મુબારકબાદી આપે! જો કે સુરેન્દ્રના

પિતા વિરેન્દ્ર સ્વદેશી ચલવળના પાકા હિમાયતી છે. તેમના વડીલભાઇ રાજેન્દ્રલાલ કોંગ્રેસના ચુસ્ત મેમ્બર છે; પરંતુ સુરેન્દ્રલાલ સમયના વાતાવરણને અને મધ્યમ વર્ગના હીંદ વાસીઓની ભવિષ્ય સ્થિતીનો વિચાર કરીને પગલું ભરનાર યુવાન છે; અને એવા દીર્ઘદર્શિપણાને લીધેજ તે સરકારી વિશ્વાશ મેળવવા ઉપરાંત ચડતો દરજ્જો મેળવી શક્યો છે, રત્નલાલ શેઠના હાથમાં રમતું બચ્ચું, હીન્દની, વડી સરાકારના વિશ્વાસુ દેશી અમલદાર તરીકે જોઇને, અને પોતાનેજ હાથે તેનો પ્રારંભ થયલો હતો તેને આ દરજ્જાપર જોઇને તેને બહુ આનન્દ થયો. નવા હીન્દી વડા હાકીમની પધરામણી પછી તરત સર–રત્નલાલને વડી ધારા સભાના મેમ્બર બનાવ્યા અને હવેથી તે હસ્તીનાપુરના પ્રવાસી થવાનું પ્રસ્થાનું પડ્યું. તે જ્યારે વડી ધારાસભામાં પધાર્યા, ત્યારે ઓ. મિ. નવલરાય જે. પી. મુંબઇની ધારા સભામાં દાખલ થયા. આટલુંજ નહિ પણ ઓનરરી મેજીસ્ટ્રેટની સરકારી સેવા સ્વિકારવાને પણ ભાગ્યવંત થયા.

દીલ્હીમાં આપણાં સુરેન્દ્રલાલ નવા હોદ્દાનો અખત્યાર લઇને અનુભવનો પ્રારંભ કરે, ત્યાં સર રત્નલાલને માટે પણ ધારા સભાની ગેઝેટીયેડ ખબર પ્રકટ થઇ. સરકારી નવા હોદ્દાની રૂએ મિ. સુરેન્દ્રને ઓનરેબલનો ઓનરરી ટાઇટલ મળી ગયો. અને તે પણ એક વડા અમલદાર તરીકે પંક્તિ પામ્યો. કુદરતની ઇચ્છા મુજબ, સર રત્નલાલની તરફથી તાર મારફતે તો સુરેન્દ્રને મુબારકબાદી મળી પણ ઉપકાર તો પત્રથી માનવાનો હતો, ત્યાં તો રૂબરૂજ પ્રસંગ આવી ગયો.

સર રત્નલાલ પહેલ વહેલાજ સરકારી કામ બજાવવા દીલ્હીમાં આવ્યા હતા. ને વૈસરોયના પરોણા તરીકે ઉતર્યા હતા. પણ તેમણે સુરેન્દ્રલાલનાજ ઉતારામાં રહેવાનું પસંદ કર્યું હતું. શેઠ સાથે રસોયો તથા નોકરો વગેરે હતા. સુરેન્દ્ર તો કામ ચલાઉ કામ ચલાવતો હતો. એટલે બન્નેને ઠીક અનુકૂળતા થઇ પડી હતી. સુરેન્દ્રે જેમ પોતાની ફરજ

બજાવી હતી. તેમ રત્નલાલ શેઠના કંઇ થોડા ઉપકાર ન્હોતાં. સુરેન્દ્રને આ સ્થિતીપર લાવનારજ રત્નલાલ હતા. ને હજી પણ તેની ભાવી સ્થિતીના ઉદ્ધારક પણ તેજ હતા. સુરેન્દ્રની કુશળતા અને વફાદારીની તારીફ રત્નલાલે છેક વડા હાકેમને કાનેકાન મુકી હતી. હજી પણ જો સુરેન્દ્રલાલ ઇન્ડીયા ઓફીસમાં મ્હોટા હોદ્દાપર ચડી જાય, તો તેમાં નવાઇ ન હતી. હાલ તો નરેન્દ્ર મંડળના એક કામ ચલાઉ હોદ્દાપર બેસી ગયા હતા! રત્નલાલ અને સુરેન્દ્ર રાત્રીના જમવામાં ને સુવા વખતે નિરાંતે મળતા હતા. બાકીનો વખત બન્ને માટે રોકાયલો હતો.

હીન્દની હાલની સ્થિતી લગાર વધારે અશાન્તિ ભરી હતી. કેટલીક વાતમાં રત્નલાલ સખેદિત હતા. જો કે બ્રિટીશ સલતનના પુજારી, સેવક અને વફાદાર પ્રજાના આગેવાન જેવા હતા. તોપણ હીંદમાં કેટલીક ખેદ ઉપજાવનારી સ્થિતી ઉત્પન્ન કરનારા કેટલાક આપ વડાઇના પુજક ફાંટાબાજ અમલદારના આપ ખુદ અમલથી થતી હીંદની ખરાબી માટે તો બેશક તે નારાજ હતા. અને તે સંબંધી પોતાના વિચાર ખાનગી રીતે તો વડા હાકેમ સુદ્ધાંને કહેવાને તે ચુકતા નહિ! છેલ્લા હાકેમ લોર્ડ હારડીંગની હીંદની સેવા માટે હરેક કોઇ ચાલુ વખાણ કર્યા વિના ન રહે, ને તેવા હાકેમનીજ હીંદને આ તડભડીયા ટાઇમમાં બહુ જરૂર જણાતી હતી; તોપણ લોર્ડ રીડીંગ જેવા ન્યાયદક્ષી પણ બન્ધનના કાંટા વચ્ચે ત્રાજવે તોળાયલા અમલને લીધે તેમની સ્વતંત્રતા કદાચ બંધ પડી હોય!

રત્નલાલને બીજે દહાડે મુંબઇ ઉપડવાનું હતું, તેની આગલી રાત્રીએજ નિરાંતે સુરેન્દ્ર જોડે વાતોએ ચડયા હતા. રત્નલાલ વડીલ, વૃદ્ધ, ને સ્વજ્ઞાતિના પુજક સંબંધી હતા. સુરેન્દ્ર તો છોકરું ગણાતો, ને તે મ્હોટા હોદ્દાપર છતાં, રત્નલાલનો ઓશીંગણ હતો.

"સુરેન્દ્રલાલ? તમે મ્હારા કુટુમ્બ પર એક એવો મુત્સદ્દીપણાની આવડતવાળો ઇલાજ અજમાવીને ઉપકાર કર્યો છે, કે તેનાં જે વખાણ

કરૂં, ને ઓછાં! નવલનું જીવન સુધર્યું, ને તે તમારીજ યોજના વડે, તેથી અમારા કુટમ્બનો દશકોજ ફરી ગયો; ખરે તે માટે હું–

"બસ, વડીલ બસ કરો!" સુરેન્દ્રે, રત્નલાલને અટકાવ્યા. "આપ તો અમારા વડીલ છો. આપના વડે અમે આ સ્થિતીમાં–અમારી રંક હાલતે અમે લુખી રોટલી, ભાખરી ખાનારા, તેં આ ચડતી દશાને પામ્યા. ને પામીશું, તે કોના પ્રતાપથી! રત્નલાલ શેઠ ઘણું જીવો, ને હજારોનાં ભાગ્ય ઉઘડો!" સુરેન્દ્રની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં "અસ્તુ. હવે મ્હારે તમને થોડી બે વાત કહેવી છે. આપણને હીન્દી તરીકે સ્વદેશનું અભિમાન છે, રહેશે અને રાખીશું; પણ હાલના ઉતાવળા વાતાવરણમાં સાહસ કરવા જેવું પગલું ભરતાં અટકવું! હાલનો સમય, શબ્દવેધી બાણ જેવો છે. મ્હોંયે બોલવું, એ પણ આપણા જેવા મધ્યમ વર્ગના માણસ માટે જોખમ ભરેલું છે. કોંગ્રસના અગ્રેસરોના ઘણા વિચારો, દુનિયાનાં વાતાવરણ જોડે સરખાવતાં, કેટલાક માન્ય કરવા જેવા છે, ને તે સાથે હું પણ મળતો થાઉં છું. જગતને રાજ સ્વતંત્રતાનો લોભ હાલ આખી પૃથ્વી પર ઉડી રહેલો છે, પણ હીંદના અગ્રેસરો હજી એમ સમજતા નથી કે "હીન્દની વિવિધ પ્રકારની બીન કેળવાયલી પ્રજા, ઐકયતાના સંગમ પર ઉભી નથી! મ્હોટો ભાગ અજ્ઞાન, નિર્ધન ને ઉદ્ધત કહો તો તેવો છે! સ્વરાજ્યના નામપર–શબ્દપર અંધાપો છે, તેમના સહાયકોની એવી મ્હોટી સંખ્યા વિદ્વાન નથી, કે જીગરથી પક્ષ કરનારી લાગતી નથી કે જે વરસો સુધી ઉત્તરોઉત્તર વાજબી લડત કરે–તેમ વળી હીન્દ એટલી હદસુધી દબાયલું છે, અને ઐયાસી જીવનમાં અટવાયલું છે કે એક સામાન્ય અંગ્રેજને જોતાંજ પોતીયાં કહાડી નાખે, એટલા બ્હીકણ છે, તેમ વળી કાયદાસર વિવેકનો દરજ્જો સંભાળીને લડનારી એક મતની મ્હોટી સંખ્યા નથી. હિંસાત્મક યુદ્ધનું તો હીન્દીઓથી નામ લ્હેવાય તેવું છેજ નહિ! અહિંસાત્મક

પ્રકરણની પ્રતિજ્ઞા આસુરી વિદ્યાથી વિમુખ છે. વળી હજી રાજ્યક્ષોભનું કારણ હીન્દી પ્રજાના સ્વપ્નમાંયે નથી. મ્હોટું દુઃખ તો એ છે કે "તુમ તુમ્હેરી સંભાલીયો, મ્હેં મેરી ફોડતા હું" આ હીન્દીઓનાં જુનાં સુત્રો હજી સુધર્યાં નથી. ન્યાત-જાતની વ્યવહાર અને તેની સત્તા પણ દીનપર દીન ભાગતી તૂટતી જાય છે, તેની સ્વતંત્રતા, કાયદાના પગ તળે દબાતી જાય છે; તો પછી એક પિતા, પુત્રની સંમતિ-વિના કંઇ કરી નથી શકતો, તો સ્વરાજ્ય હક માટે કોની સત્તાનો અમલ અમલમાં આવી શકે! જ્યાં પ્રજા એક ધર્મિ કે ઐકયતા વાળી નથી; હીન્દી-મુસલમાનો માત્ર પોત પોતાના વૈરાગ્યના પંથમાં મળીને ઉત્સાહમાં ધૂમે છે, આ વિચારણીય પ્રસંગે કાર્ય વાહકોનું, પ્રયત્ન-વાદીયોનું સાહસ મુગે મ્હોડે જોવા જેવું છે; અલબત સરકારે નમતી દોરી મુકીને, સમયાનુકુળ ઐક્યતા કરી દેવી, સત્તાનો દોરદમામ ધીમો પાડીને એકત્રતા થવાના પ્રસંગ લાવી મુકવા જરૂરના છે, પણ તે છતાં જો આ ચળવળ ઉડતી થાય, તો આપણે આપણી સ્થિતી બગાડવા જેવી નથી! ખાદીથીજ સ્વરાજ મળવાનું નથી-પણ પક્ષકારોને હંફાવાનું એક માત્ર નામનું સાધન છે, ને તે પણ ગરીબ હીન્દને આશિર્વાદ લાયક છે, બાકી રાજ્ય હકનું તો નામજ છે!"

"આપના એક એક વિચારને હું મળતો છું; હાલની સ્થિતી માટે આપનાંજ વચનો મને તો માન્ય છે. ઉતાવળાપણામાં જે છે તે પણ ગુમાઇ જાય, તેવું આંધળું સાહસ કરવા જેવું નથી. અલબત દુનિયાં સુધારાના પગથીયાં પર ચડવા માંડી છે ને હીન્દીઓ માટે પણ તે તક સારી છે, અને તેમાં અહિંસા અને શાન્તિ એ બન્ને તત્કાળ ફળદાતા છે, પણ સરકારી હોદ્દા તજી દેવા, યા બીજી મદદ મુકી દેવી, એ માત્ર નબળાઇ છે! ધારાસભાઓમાં લાયક લડત કરવી; અને જો તેમાં નિષ્ફળ યવાય, તો તે તજી દેવી; પણ અપમાન સહીને તે ચલાવ્યા તો ન જ કરવી જોઇએ!"

"બરાબર છે, પણ તેવા ચોકસ દાખલાજ હોઇ શકે છે. જ્યાં જગાત કે નાણાં ભીડનો સવાલ હોય ત્યાંજ તેવા મતભેદ થાય છે. વળી જે લોકોએ આટલી હદ સુધી પ્રયત્ન કર્યો છે, તે લોકો, પોતાની ભીડ ભાંગવાને તમારી કને વધુ દબાણ કરી શકે છે ! મ્હારો નમ્ર વિચાર એજ છે કે એવી એવી ખોટી રાજકીય ભાંજગડ ચલાવવા કરતાં, હીન્દના ગરીબ અને ધનવાનોએ હુન્નર–ઉદ્યોગની આંધળી લડત કરવી જોઇએ. જર્મનીનો પહાડ જેવો કયસર જે જગત ધ્રૂજાવતો હતો તે પણ ગયો ! રશીયાનો ઝાર, પ્રજાને નચાવતો હતો, તેના હાલ કેવા ક્રુર થઇ ગયા ! જાપાન અને અમેરિકા, હુન્નરથી કેવાં બળવંત બન્યાં છે ! એ સઘળી સ્વતંત્રતા માત્ર હુન્નરની સરસાઇમાંજ છે."

"મ્હારા પિતા વિરેન્દ્રલાલને પણ વારંવારની મ્હારી એજ વિનતી છે કે સ્વદેશી કારખાનામાં દીન–રાત લક્ષ રાખીને હુન્નરને ખિલાવવો એજ આપણી ઉન્નતીનાં ઉઘડેલાં દ્વાર છે. બીજી દુનિયાંને હંફાવનાર નવા નવા સસ્તા સારા અને ટકાઉ વસ્તુના હુન્નરો છે: સ્વદેશી વસ્તુ વાપરી અને તે બનાવીને પ્રદેશની હરિફાઇમાં ચડીયાતી કરાવવી !–

"ખરેખર, તેમજ થવું જોઇએ. તમારા વડીલભાઇ અને મ્હારી પૌત્રી રત્નના ભાવીના ઉધ્ધારક જેવા રાજેન્દ્રલાલે રાજીનામું આપ્યું, એ વાત મને તો ગમી નથી. જુવાન છતાં તમારા જેટલા એ ધૈર્યશીલ નથી ! કોંગ્રેસના કોઇ એકસ્ત્રીમીસ્ટના ભંભેરવાથી આકળા પડીને આ માર્ગ લીધો છે ! ખરી હકીકત તો મેં જાણી નથી, પણ તમારા પિતાના કહેવા પરથી તેમની વૃત્તિ જુદીજ થઇ ગયલી છે. વળી પેલા હમારા જમીનદાર મીલવાળા હનુમંતરાવ સાથે મળીને સ્વદેશી ચળવળ ઉપાડવાના છે, હાલ રત્નગરીમાંજ રહેવાના છે. જ્યાં સાલ્રબી કરી, ત્યાં પ્રજા તરીકે વસવાટ કરવો નહિ !' "સત્ય છે. વડીલભાઇને હું પણ લખવા ધારૂં છું, પણ અસલથીજ તેઓ ફાંટાબાજ વિચારના છે, અને વધુ કહેવાથી

નાહક કલેશ વધારી દે, તેવા છે, તેથી હું ખમચું છું !"

" તમારૂં તે કામ નથી. પ્રસંગોપાત હું રસ્તે લાવીશ. હનુમંતરાવ હજી હમણાંજ કેદમાંથી છુટેલા છે. રાજેન્દ્રલાલના તે સ્નેહી છે. તેની વિધવા પુત્રી વસુધા નામે બહુ રૂપાળી છે, અને તે બિચારી અનાથ હોવાથી હનુમંતરાવના સ્વચ્છંદીપણામાં ઝુરે છે, કેમ કે રાવસાહેબે વિધુર થવાથી જાહેર રીતે બેલી નાયકાને રાખી છે. વસુધા હાલ રતનને ત્યાંજ વાસો કરે છે. તેને તો કોઇ બદમાશ ઉપાડી ગયા હતા. પણ રાજેન્દ્રની કુશલતાથી તે લોકો, એક ઝુંડમાંજ પકડાઇ ગયા ને વસુધા બચી ગઇ; કહેવાનું એ છે કે હોદ્દો હોય ત્યાં સુધી બદમાશો દબાય, પણ પછી તક આવતાં તીર તાકી લ્હેય! બેર–તમે તમારૂં કામ બરાબર સમજી ગયા, એજ સંતોષની વાત છે"

"આપ વડીલની આજ્ઞા મુજબજ વર્તન કરવાની મ્હારી પ્રતિજ્ઞા છે,"

" અસ્તુ–તમે જરૂર સુખી થશો. ને હજી ચડતી પદવીના અધિકારી થશો, આ રીતે રાજમંદિરનાં સાંપ્રત દર્શન પ્રગટ થયાં ને બીજે જે દીને છુટા પડયા.

---

## પ્રકરણ ૫ મું.

### વસુધાની વિમાસણ.

" કળિયુગમાં કેળવાયલી કન્યાનું વૈધવ્ય, ખાસ આબરૂદાર હીન્દુ કુટુમ્બો માટે બહુ ભયંકર, નીંદિત અને જોખમ ભરેલું છે. "

" સાંપ્રત કેળવણી પામેલી, અપુર્ણ મન સ્થિતીવાળી કન્યાઓ, માબાપની વરાવેલી પરણે છે, તેની ગુપ્ત અવદશા તેને કઇ દીશાએ ઘસડી જાય છે, અને તેનાં અવિચારી પગલાંથી ભારતની પ્રજા કેવી

ચરણશંકર થાય છે તેનો ખ્યાલ જેમ નથી આવી શકતો, તેમ પુનર્લગ્નના બન્ધનકારક હિન્દુ રિવાજોથી ઝકડાયલી વિધવાઓ પર થતા અત્યાચાર, અને અનાચારના માર્ગોનું અવલંબન શું શું કોપ ગુજારી રહેલું હશે, તેનોયે ખ્યાલ આવી શકતો નથી ! માત્ર ' **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः** જીવનું બન્ધન માત્ર મન છે; મન એજ મોક્ષનું દ્વાર છે. "

વિધવાઓને પોષણ કરતાં ધન પ્રાપ્ત થયલું હોય, તો તે જરૂરજ કામમાર્ગના પ્રદેશમાં, વૈભવની વાવડી બંધાવશેજ; એટલા માટે ધનવંત પતિએ, અવસ્થાના બળે, સન્તતિ લોભ ખાતર જુવાન સ્ત્રીનો પલ્લો પકડવો, ને તેને ધન સોંપીને ચાલ્યું જવું. એ પોતાની પાછળ પોતાનો તથા સ્વગોત્રીયોનો નર્ક-નિવાસ કરવા જેવું કહેવાશે.

વિધવાઓ, કાં તો આબરૂથી, યા પ્રેમથી, યા સન્તતિના સ્નેહથીજ મન રોકીને અવળે માર્ગે જતી અટકી જાય છે. અલબત તેને રૂચે તો પુનર્લગ્ન યોગ્ય માર્ગ છે, પણ તે કેળવાયલી અને સ્નેહીની પતિવ્રતા માટે લાયક ન ગણાય ! પણ મનની દોરી હાથ ન રહી શકતી હોય, શરીરનો મદ અટકી શકતો ન હોય, ને કુચ્છંદ વર્તન કરવાનું પોતાને યૌવન ફરજ પાડતુંજ હોય, તો બાળહત્યા કરવા કરતાં પુનર્લગ્ન કરવું, સૌથી ઉત્તમ છે. ગુજરાતી પ્રજામાં તો હજી વિધવાઓનાં મન ઠરે, તેવી સ્થિતીમાં રહેવાય છે, પણ મરાઠી પ્રજામાં તો વિધવા એટલે ભુંડણીનો અવતાર જોઇ લ્હેવો ! વસુધાનો પિતા હજી એટલો ડાહ્યો કે તેને ભુંડણી નથી બનાવી; તોપણ તેનો વેશ, તેના યૌવનને ઉશ્કેરનારો તો થયો. હનુમંતરાવ તેની રાખેલી ઓરત સહિત કેદ પકડાયા-તે અરસામાં તેના જાનભાઇઓ માંહેલા બે બદમાશ મરાઠા જુવાને, સાધ્વી વસુધાને, પેલા મહાત્મા સંતની નજર ચુકાવીને ઉપાડી ગયા, એ કથા પ્રસંગ આપણી નજર તળેથી દુર થયો નથી ! ગરવી, નમણી, અને રૂપની અવધીદત્ત

કન્યા પેલા બદમાશોના હાથમાં અતી મન દુ:ખ વચ્ચે અથડી. દૈવની કળાનો કોઇ પાર પામતું નથી. વસુધા એક તો રૂપની રાજા હતી. યૌવનનો ઝરો ફાટેલો હતો. અને માંસલ શરીરથી મદમાતી હાથિણીનાં બચ્ચાં જેવી હતી. આ સુકુમાર બાળા, જેના તાબામાં હોય, અને તે ભલે સંત પણ હોય, પરંતુ એકવાર તો તેની નજર થાપ ખાઇ જાય !

પેલા બે જુવાન મરાઠા બદમાશ, એક વસ્તુના બે ભાગીદાર હતા. કુદરતના ન્યાયમાં એક હકદાર હક ભોગવે, તેથી બીજાની સ્થિતીને ગેરઇન્સાફ થશે, એ નકી હતું; તેથી હાલ તો બન્ને જણે સંકલ્પ કરીને વસુધાને દક્ષિણ પ્રદેશ તરફ ઉપાડી અને રત્નનગરીની દક્ષિણે, એક જીર્ણ થઇ ગયલું પણ પ્રાચીન શિલા લેખથી વિભૂષિત સ્થળ હતું, ત્યાં લઇ ગયા; કેમકે તે રસ્તાપરતુંયે ન્હોતું, તેમ ચાલુ તીર્થ પણ ન્હોતું; અને સજીવ હાલતમાંયે ન્હોતું ! તેઓ ધારતા હતા એક, પણ ઇશ્વર ધારતો હતો બીજું !–

સુરેન્દ્રલાલને નવો સરકારી હુકમ એ મળ્યો હતો, કે પ્રાચીન જીર્ણ થઇ ગયલાં હીંદુ પવિત્ર ધામોની મરામત કરાવવી, ને તે જાતે જોઇને રિપોર્ટ કરી મંજુરી માગવી ! આ હુકમ અનુસાર રાજેન્દ્ર, કોંગ્રેસમાંથી પાછા ફરતાં, રસ્તો આડો છતાં, ફરીને અહીં ફેરો ટાળવાના સબબે એજ પવિત્ર ધામમાં આવી પહોચ્યો. આ વખતે એક જણ ખાવાનું લેવાને પાસેના નજીક ગામમાં ગયો હતો. બીજો થાકથી નિર્ભયપણે સુઇ ગયો હતો.

જંગલ એવું વિકાળ પ્રાણીથી ગુંથાયલું હતું કે કઠણ હૈયાનાં પ્રવાસીથી પણ ફરી ન શકાય, તો વસુધાની શી તાકાત ? વળી જુનું પુરાણું અને ભયંકર હતુ. માત્ર જે સ્થળની પવિત્રતા પૂર્ણ હતી, તે જો કે હાલ ન્હોતી, પણ પ્રાચીન સ્થળના લીસ્ટમાં તે પ્રમાણ ભૂત હોવાથી સરકારી તપાસ તળે તે નોંધાયલું હતું. બદમાશો નિર્ભય

એટલાજ માટે હતા. વસુધાથી એક ડગલું દોડીને જવાય તેવું નહતું. ને કદી જાય, તો બે બે ગાઉ સુધી સીમ કે રસ્તો મળે, તેમ નહતું–

પ્રભુની ઇચ્છા આગળ માણસની બૂદ્ધિ કે જુક્તિ નહિ ચાલી શકે! સુરેન્દ્ર એકાદ સિપાઇ સાથે આવી પહોંચ્યો! તાપથી તપેલી જમીનને પાણીથી છાંટ પડે, કે કરમાયલાં કમલીયાં પર ઝાકલનું બિંદુ પડે, તેમ વસુધાની દૃષ્ટિપર, આધારનું ટીપું પડયું; કોઇ શખ્સોને આવતા જોયા–જ્યાં નજદીક આવ્યા, ત્યાં તો તેની વિમાસણ ટળીજ ગઇ.

"રાજેન્દ્રલાલ?" ગુમાયલી વાછડી પોતાની માતા ગાયને મળી.

"વસુધા? તું અહીં કયાંથી?" રાજેન્દ્રે વિસ્મયતાથી પુછ્યું.

"મને બચાવો–ઘોડાપરથી ઉતરી જાઓ."—

"શાન્ત થાં!" સ્વાર ઉતરી પડયો. રાજેન્દ્રના ઘોડાની લગામ પકડી. રાજેન્દ્ર પણ ઉતર્યો. વસુધા વળગી પડી;

"કોણ બદમાશ હય! ચલે જાઓ–નહિ તો ઠાર હોંગે!" આ શબ્દ સાંભળતાંજ, સવારે ઘોડાની લગામ છોડીને એક ગોળી તાકી દીધી. હુકુમની રાહ ન જોઇ જેવો તે તમંચો કહાડવા ગયો–તેવીજ બીજી ગોળી છુટી ને ઠાર થઇ ગયો.

વાંચનાર? રામરાખે તેને કોણ ચાખે? બસ આ વાત અહીંજ રહેવા દે. અને તેના બાપની માનેલી બીજી દીકરી મદનિકા તરફ નજર દોડાવ! ગુણવંતીની શોકય તરફ જો! એ પણ એક કિસ્સો છે!

---

## પ્રકરણ ૬ થું.

### ઇન્ડીયન આર્ટ થીએટ્ર કંપનીમાં મદનિકા!

પાશ્ચિમાત્ય સીનેમાં નાટકોથી લોકોમાં ક્રૂર વાસના ઉત્પન્ન થવાની જે ચર્ચા પ્રકટેલી છે, તે ખેદકારક છે! અલબત તે સાહસમાં લાખોના ખર્ચે

ૐ

નીલમ-માણેક અને સન્તતિ.



સીનેમાની સુંદરી–મહાનિકા.

ભા. ૪ પૃ. ૧૧૨

સીન મેળવવામાં આવે છે, અને ભૂમિ તથા સમુદ્રના અકસ્માતો અને આકાશના પ્રવાસની દેખાવો દેખાડવામાં આવે છે, તે ખુબીને તો વખાણ્યા વિના ચાલે તેમ નથી; પણ ચોરી, લૂટફાટ, ખૂન બદમાશી, ઠગારો પ્રેમ, બેવફાઇ અને ધન પોતાની નીચતાના દેખાવોએ અજાણ્યાં હીન્દને તો દુષ્ટ અસર કરેલી છે, એ શક વિનાની વાત છે! આ પ્રકારના નાટકી દેખાવોને જો કે હાલ હીન્દની સરકારે અંકુશમાં રાખનારો કાયદો ચલાવ્યો કહેવાય છે, પરંતુ લોક દૃષ્ટે ચાલુ વ્યવહારને વધારે સતેજ આપવા માટે, હીંદના કેટલાક સાહસીક વ્યાપારીઓએ, હીન્દી ધાર્મિક ફીલમની શરૂઆત કરી છે. ને તેમાં ઇન્ડીયન આર્ટ ફીલ્મ વધારે ફળરુપ નીવડી છે; હાલની છેલ્લી "**રત્નાવળી**" અને ભાગીરથી ગંગા યાને **ગંગાવતરણની** ફીલ્મ વધારે લોકપ્રિય નીવડી કહેવાય છે.

આપણી વાર્તાની એક મનમોહન સુંદરીનું ચિત્ર આપણી દૃષ્ટે ખડું થઇ રહેલું છે, કે જે એક સીનેમાની એક્ટ્રેસ તરીકે તેને જોવું પડશે. મદનિકાનો હૃદય ભાગ જો કે જયન્તને શરણે પડ્યો છે. ચરણમાં આળોટે છે; પણ જ્યારે જયન્ત, એ મનોહરીને રત્નનગરીમાંથી હાથ તાલી આપીને છટકી ગયા, ત્યારે તે બેવફા સ્નેહી તરફ બેવફાઇ કરી બેઠી, અને કદીપણ જયન્તનું મોં નહિ જોવા પ્રતિજ્ઞા કરી.

અનાથનો બેલી ઇશ્વર, તે રીતે મદનિકાનો નવો રક્ષણદાર મળી ગયો. અને તેમાં પણ પ્રભુનો પવિત્ર હાથ મળ્યો, અનીતિનો માર્ગ દૂર થયો. સ્વતંત્રપણાનું સામ્રાજ્ય મળી ગયું. અને તેના ભાગ્યનો એવો તો ઉદય થયો કે અજ્ઞાનપણાના અભિમાનની રાણી થઇ પડી. મુંબઇ શહેરમાં ઉભવાની જગ્યા ન્હોતી, તેને બદલે બંગલો, નોકરો, વૈભવ અને માન મળી ગયું! મુંબઇની એક નવી ઇન્ડીયન આર્ટ સીનેમા કંપની ઉભી થતી હતી. તેમાં એક્ટ્રેસ તરીકે મદનિકા દાખલ થઇ. ફીલ્મ કું. નો . મેનેજરે, રત્નનગરી તરફ કેટલીક યુવાન

સુંદરીયોને, પોતાના ધંધામાં દાખલ કરવા માટે ફરતો હતો. ત્યાં આ મદઘેલી મળી આવી. મંદિરમાં દર્શન કરવા આવેલી જોઇ, ને તેની પાછળ પાછળ જઇને મુલાકાત કરી. મદનિકા તો તે ઇચ્છતીજ હતી. હજી પોતાની મા કે પેલા હનુમંતરાવનો છેલ્લો છુટકારો થયો નહતો. અને તેથી આ અનાથ–અનાધાર બાલા કોઇપણ આશ્રય ઇચ્છતી હતી. માયકાનો નૃત્યકળા અને સંગીતનો તો ધંધો હતો. હનુમંતરાવની દમામી સાહેબીમાં મદનિકા અજ્ઞાન રહી હતી. પણ આખરે તેને લાયક નિર્મળ ધંધો મળી આવ્યો હતો. જાતે બહુ સ્વરૂપા ને નમણી હતી. નાટકના ધંધાને, અને ખાસ કરીને સીનેમાની ફીલમમાં તો તે જોનારને આંજાવી દેય તેવી મનમોહક હતી.

મદનિકાનોયે દહાડો ફર્યો, અને ફીલ્મ કું.નોયે દહાડો ફર્યો. રત્નાવળીના સુંદર પાત્રનું કામ આ નવી એકટ્રેસના ભાગે આવેલું: ને તે પાત્રના સુંદરપણાની જે કવિયે કલ્પના કરેલી, તેવીજ તદ્દપ ચિત્રમાં કુદરતે ચીતરેલી આ મનોરમા હોવાથી જોનારનાં મન આંજાવી દીધા. આ તારીફ લાયક ફીલ્મ મિ. જયન્તના જોવામાં પણ આવી, મદનિકાના ચહેરાએ તેને બ્હાવરો બનાવી દીધો. ફીલ્મ ઉપર તેની રમણ કરતી છબીયે વિસ્મયતામાં નાખી દીધો.

રત્નનગરીથી છુટો પડીને, અને મદનિકાને પેલા રસોયાના રક્ષણ તળે મુકીને, જયન્ત મુંબઇ ચાલી આવ્યો હતો. ગુણવંતી કાશી તરફ જવાની હતી. તેની વિદાયગીરિ અને હઠહડમાં, નવી મીલ ચાલુ કરવાનાં બહાનાં તળે, પણ મદનિકાની મોહપાશ બન્ધનની છુપી અસરથી તે મુંબઇમાંજ રહેલો હતો. ગુણવંતીને રવાના કરી–અને મદનિકા કને જવાની ઇચ્છામાં, માન માગતો હતો: દરમ્યાન તો તેના પર, તેની દાનતે તરાપ મારી ; અને કૂતરાના રોટલાનું થયું. પડછાયાનો રોટલો લ્હેવાના લોભમાં મોંમાંથીયે ટુકડો ગયો–ગુણવંતી ગુમ થવાની ખબર આવી, એટલે

મદનિકા અદ્ધર લટકી રહી; પણ જે રાત્રે તે ઉપડી ગયો, એજ સાંજના રત્નાવળીની ફીલ્મ જોવામાં આવી, ને તેમાં મદનિકાને કામ કરતી ફોટાદ્વારા નિહાળી ! એ ચિત્રની તપાસ કરાય, તે પહેલાં તો કુદરતી ફટકો પડવાથી તે મુબઇ છોડી ગયો—મદનિકાએ પણ પછી તેની પરવા ન કરી ! પેલો રસોયો પણ મદનિકાનો કામદાર થઇ પડયો, ને તે પણ મુંબઇ તેની સાથે આવી રહ્યો !

હનુમંતરાવ તથા પેલી ઘરડી નાયકા છુટયાં ખરાં, પણ કેવી રીતે અને કેમ થયું એ વિષે હવે તપાસ કરીએ. જગતમાં જે લોકો એવું અભિમાન રાખી રહે છે કે તેમના વિના બીજાને ચાલશે નહિ; પણ તે ભૂલ છે ! વધારે નહિ, તો ઓછું પણ કામ ચાલી શકે છે; કોઇ કોઇ વિના પડયું રહેતુંજ નથી. શરૂઆતમાં સહજ વિટમ્બના પડે છે, પણ તેથી કામ થયા વિના રહેતું નથી. માણસ માત્ર ખાલી અભિમાનનો ગંદો ગાડવો લઇ ફરે છે. સૌનો પ્રભુ—જગવાલી છે, અભિમાનનું ઘર ખાલી છે. હવે હનુમંતરાવની કેવી દશા થઇ, ને તેની પુત્રી વસુધાનું શું થયું, તે તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૭ મું.

### રાજેન્દ્રનું રાજ પ્રકરણ !

"અમારી ભારતીય માતા, અમો છીયે હીન્દનાં સન્તાન
અમારો જન્મ ને અવશાન, અમારો દેશ હીન્દુસ્થાન—
અમારી ભાવના ખાદી, અમારી સેવના ખાદી
અમારી એજ આબાદી, અમારો દેશ હીન્દુસ્થાન—
મહાત્મા, દેશબન્ધુ દાસ, નહેરૂ, શૌકત ને મહમદ,
તપસ્વીના તપે તરશે—અમારો દેશ હીન્દુસ્થાન—

ગયા સંદેશડો લઇને, અમર થઇ હીન્દના દાદા;
ફીરોજશાહ, ગોખલે, તીલક, અમારો દેશ હીન્દુસ્થાન.

*　　*　　*　　*

સુરેન્દ્રની સૌજન્યતામાં ખાદીનો ભંડાર ભલે છુપો ભરાયો હોય, તો પણ તે દેશદ્રોહી તો નહતો—એ એક હીન્દની ભાવી ઇચ્છાને ઉંચી આશા આપનારો જુવાન છે. તેના હૃદયની ભાવના ઉંચી છે. પણ ઉંડો, ને ખરો રાજદ્વારી ફિકરતો ગુલાબ છે. કાયસ્થ જાતે મુત્સદ્દીનો દીકરો છે. તક જોઇને તીર તાકનારો વીરલો છે—રાજેન્દ્ર તેથી ઉલટાજ સ્વભાવનો છે. અલબત રાજેન્દ્ર કાચો મુત્સદ્દી નથી—તે ફાંકડો જુવાન છે. રૂપાલો ને તેજસ્વી છે. કપાલપર વિદ્યાની કરચલી અને મુત્સદ્દીપણાની ગંધ છે. માત્ર તે હૃદયનો સ્વચ્છ, સાચો અને, ન્યાયનું પગલું લડાવી દે, તેવો રાજદ્વારી નથી! તે રાજ્યમાં વધુ માનીતો નથી. તે ખુશામતખોર, કે સરદારના સ્વાર્થને તાબે થાય તે માંહેનો નથી. તેને નોકરીની પરવા નથી. તેને પોતાનું આત્મબળ વેચવાની સત્તા ન હતી. તે આત્મબળને તાબે હતો; પણ તે સ્વતંત્ર ન હતો. આત્મા કહે તેજ કરતો. પછી તેથી નુકસાન થતું, તેની પરવા ન્હોતો કરતો; જે કહેતો તે આત્મબળથી, પણ તેનાં નુકસાનનો દોષ તે આત્માને આપતો ન હતો. તે સમયની કસુર હતી.

રાજેન્દ્રની કુશળતા, બાહોશી, સ્વતંત્રતા અને પ્રાગલ્ભ્ય આગળ સુરેન્દ્રનો હિસાબ ન્હોતો! રાજેન્દ્રનો સિંહનાદ, સભાને ધ્રુજાવતો હતો. તે ઘોડે સ્વારીમાં એકકો હતો. નીડર અને નમણો હતો. તે સ્વતંત્ર ને ધૂની હતો. કાયદાનું પગલું ઉલ્લંઘતો નહિ. ને કોઇ તેમનાપર દબાણ કરે, તો તે વડો અમલદાર હોય તો પણ તેને ઉઘાડો પાડયા વિના રહેતો નહિ; એ વખતે તેણે ક્ષમાની ટેવ ઉગ્ર તપસ્વી જેવી રાખી હતી—તે ગરીબનો બેલી હતો. જુલમગારનો શત્રુ હતો. અમલદારીના દફતરમાં તેનું નામ કડક હતું. તેનાથી સ્વાર્થી નોકરો ડરતા હતા. ને તેથી તે ખાતામાં પ્રિય

ન હતો–તક મળતા તેને ઉડાવી દેવાને તેના વડા અમલદારો મથન કરતા હતા–પણ તેના સપાટામાં આ નર નહોતો આવતો; માત્ર તે સ્વદેશી ચળવળમાં નમ્ર બની ગયો હતો.

ભારતના ઉદ્યોગની ખિલવણી પાછળ તે જોરથી મંડયો હતો. પણ તે કરતાં વિશેષ, દેશીઓને થતો ગેર ઇન્સાફ જોવામાં, ને તેને ન્યાય અપાવવા માટે સરકાર સાથે લડત ચલાવવામાં છુપો કામ કરી રહેલો હતો–તે હીન્દના નેતાઓને ચાહનારો હતો, પણ બહાર પડયો ન હતો–નેશનલ કોંગ્રેસનો તે પુર્ણ હિમાયતી હતો, પણ તે અનુમત આપતો નહિ. રાજેન્દ્રનું મગજ કયારથી ફાટવા માંડયું, એ જો જાણીએ, તો જ્યારે લોર્ડ હાર્ડિંગને આપમાન થયું, અને તેના ન્યાયી પગલાંને વખોડી કહાડી ઈંગ્લંડમાં વગોવ્યો, તે વખતથી વધારે આકરો બન્યો–તે પછી વિલાયતી વિગ્રહમાં તેમનાપર દેશીઓનું લશ્કર એકઠું કરવાની ફરજ આવી, તેની વિરૂધ્ધ થવામાં તે રાજના અણગમામાં ઉતરી ગયા. પણ તેથી તે બેદરકાર બન્યો. ને પછી જ્યારે પંજાબ પ્રકરણ શરૂ થયું, ને તેમાં જુલ્મની અવધી થઇ, ત્યારે તે વધારે ગુસ્સામાં આવી ગયો. ને નોકરીનો ત્યાગ કરવામાંજ હતો. દરમ્યાન અસહકારી ચળવળે બહુ ગંભીર રૂપ લીધું ને દેશના આગેવાનોને કેદ કર્યા, એ ચાલુ પ્રકરણથી તેનું મગજ બહુજ તીવ્ર અને વિગ્રહી બની ગયું ! ખાસ કરીને નીચે પ્રકટાયલા લેખોથી તેને બહુજ અસર થવા લાગી–વર્તમાન પત્રમાં એ લેખો છપાયલા વાંચીને તેના મનપર દુઃખની અસર થવા લાગી: તે એક રીતે બહુ વિચારશીલ હતો. વૈરભાવે નહિ, પણ દયાર્દ્ર ભાવે સંકોચાવા લાગ્યો. શાન્તિથી છવાયલા ભારતમાંથી અંગ્રેજી સ્નેહ ઉડી જાય, ને તેના તરફ તિરસ્કાર પેદા થાય, એ જોવાની તેમની ઇચ્છા બહુ દઝાતી હતી ! ઉભય પક્ષ સમજી જાય, તો સારૂં ! ને તે જોવા જાણવા ઇચ્છતો હતો. પણ કાળની ગતિએ વિગ્રહનું જોર પકડયું. અને ભારતમાં કોળાકોળ થયો.

પંજાબ પ્રકરણ સાથેજ ખીલાફતનું માનસિક જંગ જાગ્યું. અને શ્રીયુત ગાંધીના અસહકારે અદ્દભુતરૂપ લીધું. રાજેન્દ્રે તેમાં ભાગ ન લીધો. પણ તેમના ઉદ્દગાર અને સહાનુભૂતિના વિચારોથી તેના રાજદ્વારી પ્રકરણમાં અવિશ્વાસ બેસી ગયો. ને છેવટે તેને રાજીનામું આપવાની ફરજ પડી! અફસોસ! એક શીબ્હીલ સરવંટને માત્ર સામાન્ય વિચારની પ્રેરણા ખાતરજ હોદ્દાપરથી ઉતરવું પડે, એ ન્યાય, રાજેન્દ્રને મન બહુ હલકો લાગ્યો. પણ તેથી તે વૈરભાવે ભજવા ન બેઠો! તેણે સ્વદેશોન્નતિનો બીજો માર્ગ પકડયો.

# महात्मा अने जिज्ञासु



## એક સંવાદ

["અહિંસા, સત્ય અને બ્રહ્મચર્યને સેવનાર, અને અદત્તાદાન અને પરિગ્રહ (ધન, ધાન્ય, પશુ આદિ) ને ત્યાગનાર, પંચમહાવ્રતધારી, તેમજ કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરાદિ ષડરિપુને વિદારનાર, મહાત્મા ગાંધીજી આ જમાનાના અનન્ય સાધુપુરૂષ છે, અને તેથી વંદનીય છે. તેમનું અદ્વિતીય વ્યક્તિત્વ દેશની મહાન સમૃદ્ધિ છે. પરંતુ રાજ્યદ્વારી ચળવળમાં તેમનો યત્ન સર્વાંશે સફળ નીવડયો નથી. એ ઉપરથી એવું અનુમાન સહજ ખેંચી શકાય કે દેશની ધાર્મિક અને નૈતિક ઉન્નતિના ક્ષેત્રમાં તેઓ ઘણું કરી શકે, પરંતુ રાજ્યદ્વારી બાબતો જેમાં પ્રસંગવશાત્ સંદિગ્ધ સાધનોનો ઉપયોગ આવશ્યક છે, તેમાં એવા સાધુચરિત મહાત્માના દિવ્ય ગુણોજ માત્ર સર્વથા કાર્યસાધક નીવડે નહિ. એટલા માટે એ મહાન કર્મભુમિનો ત્યાગ કરી, ધર્મ—નીતિના વિશુધ્ધ પ્રદેશમાંજ વિચરવું એ તેમના અને દેશના હિતને અર્થે આવશ્યક છે." (ગુ. ૧૫-૮-૨૦)

[ઉપરના અનુમાનના સમર્થનમાં આ નીચેનો સંવાદ શુધ્ધબુધ્ધિથી

લખાયેલો છે, છતાં અજાણતાં કાંઇ અવિનય થઇ ગયો હોય તો પ્રથમથીજ ક્ષમા માગી લઉં છું.] (લેખક.)

## સંવાદ

મહાત્મા (જિજ્ઞાસુના ખભા ઉપર હાથ મૂકીને) તમે સત્યાગ્રહી થશો તો તમારા અનુપમ દૃષ્ટાન્તનું અન્ય સુશિક્ષિત જનો આતુરતાથી અનુકરણ કરશે, અને આપણો પંથ પ્રબળ થશે; અને ખરેખર તમે ઘોર અંધકારમાં એક દીપકનું કાર્ય કરી શકશો.

જિજ્ઞાસુ–મહાત્મજી! એ તો આપની પવિત્રતાનો પ્રભાવ છે. હું તો એક પામર પ્રાણી છું. આપની હાંસી અને દ્વેષ કરનાર અનેક અજ્ઞાનો નીકળ્યા છે, પરંતુ જ્યાં સુધી આ કાંડામાં જોર છે—

મહાત્મા–ક્ષમા! ક્ષમા! પશુબળને આપણા સિધ્ધાન્તોમાં સ્થાન નથી. આપણે તો માત્ર આત્મિક બળથીજ જીતવાનું છે.

જિજ્ઞાસુ–ભૂલ્યો, મહારાજ! પણ કોઇ અંગ ઉપર ચઢી આવે તો શું કરવું?

મહાત્મા–એક ગાલ ઉપર તમાચો મારે તો બીજો ધરવો. અને બીજો તમાચો ખાધા પછી હસતે મુખે તેને પૂછવું કે 'આપના કોમળ હાથને ઇજા તો નથી થઈ?

જિજ્ઞાસુ–તમાચો ખાયા છતાં હસતું મુખ શી રીતે રહે?

મહાત્મા–અભ્યાસથી આગળ વધાશે. પાંચ, પચીસ તમાચા ખાધા પછી એ આપોઆપ આવડી જશે, અને તમાચા મારનાર શરમાઇને પગે પડતા આવશે.

જિજ્ઞાસુ–ક્ષમા અને પ્રેમનો પ્રભાવ કદાચ એવો હોય પણ ખરો.

મહાત્મા–એ અજમાવ્યાં નથી ત્યાં સુધીજ અવિશ્વાસ છે. બાકી આત્મબળ આગળ કશું અશક્ય નથી.

જિજ્ઞાસુ–આપનું કથન યથાર્થ છે. પરંતુ આપના સિદ્ધાન્તોનું પ્રતિપાદન અને સમર્થન કરવા માટે કેટલીક શંકાઓનું સમાધાન થવાની જરૂર છે, માટે આજ્ઞા હોય તો નિવેદન કરૂં.

મહાત્મા–વગર સંકોચે ખુશીથી કરો.

જિજ્ઞાસુ–રોલેટ એકટ રદ કરવવો હોય તો ઉપવાસ કરો, અને ખિલાફત ટકાવી રાખવી હોય તો રોજા રાખો, એવો આપનો ઉપદેશ છે. જનસમાજે તેમ કર્યું પણ ખરૂં. છતાં એ કાળો કાયદો તો અદ્યાપિ જેમનો તેમ ઉભો છે અને ખલીફની સલ્તનત છિન્નભિન્ન થઇ ગઇ છે! એ ઇલાજ અફળ કેમ ઉતર્યો?

મહાત્મા–એમ ઉતાવળે આંબા પાકે ખરા?

જીજ્ઞાસુ–એટલે કે ઉપવાસ અને રોજા કર્યાંજ કરવા?

મહાત્મા–કરવાંએ પડે. મનનો ઇન્દ્રિયો ઉપર કેટલો કાબુ છે તેની એ સચોટ કસોટી છે. ધારેલી મુરાદ પાર પડે યા ન પડે, તોપણ એથી ઇન્દ્રિયનિગ્રહ કરતાં તો અવશ્ય આવડે. એ શું જેવો તેવો લાભ છે?

જીજ્ઞાસુ–સમજ્યો. એમાં એક નહિ-નો બીજા પ્રકારે પણ લાભ તો છેજ. પરંતુ અજ્ઞાન લોકો પૂછે છે કે આપે સત્યાગ્રહ શરૂ કરી પડતો કેમ મૂકયો? વ્રત નીયમની લે–મૂક થઇ શકતી હશે ખરી?

મહાત્મા–બેશક. દેશ, કાળ અને સ્થિતિ પરત્વે એમ બની શકે. જ્યારે મેં જોયું કે સત્યાગ્રહનો ઉચ્ચ આશય લોકો સમજી શકયા નથી, એટલે મેં તે મુલતવી રાખ્યો છે, તદ્દન પડતો નથી મૂકયો. ગમે ત્યારે હું તેનો ફરી ઉપયોગ કરી શકું તેમ છું.

જીજ્ઞાસુ–એટલે કે પ્રથમથી પરિણામની આપ કલ્પના કરી શકયા નહિ. ખેર, પણ બાપજી! એ તીર હમણાં તો ભાથામાંજ રહેવા દેજો. કારણ કે દેશની હાલની અપરિપકવ સ્થિતિમાં એ ચમત્કાર સાક્ષાત્ વિનાશકારક નીવડયો છે અને નીવડશે. પણ કમનસીબ પંજાબીઓનો ધાણ વળી ગયો, હો.

મહાત્મા—અજ્ઞાન લોકો સત્યાગ્રહનું સત્ય સ્વરૂપ સમજ્યા વિના તે આદરે, હડતાળો પાડે, લુટફાટ અને ખુના મરકી ચલાવે, અને પછી સેંકડોની સંખ્યામાં કત્લ થાય એમાં સત્યાગ્રહ શું કરે ? કાર્ય કારણનો કાયદો લોકોએ સમજવો જોઇએ.

જિજ્ઞાસુ—સત્ય છે; સૌને કર્યાં ભોગવવાં છે. પણ ગુરૂ દેવ, અમૃતસરની કોન્ગ્રેસમાં એ હતભાગ્ય મનુષ્યો સામે ઠપકાનો ઠરાવ પસાર કરાવીને આપે પડ્યા ઉપર પાટુ અને દાઝયા ઉપર ડામ જેવું નથી કર્યું ?

મહાત્મા—બિલકુલ નહિ. કોઇ પણ સ્થિતિ કે સંજોગમાં અત્યાચારને સ્થાન હોઇજ શકે નહિ ! અને તેનો બચાવ પણ થઇ શકેજ નહિ. હું મારા દેશબાંધવોને ક્રોધજિત અને જિતેન્દ્રિય કરવા મથું છું અને ઠપકાનો ઠરાવ પણ એજ ઉદ્દેશથી મૂકાયો હતો.

જિજ્ઞાસુ—યથાર્થ છે. સમાજે સમજવું જોઇએ કે મનુષ્યને દેવ બનાવવાના પ્રયોગનું એ પ્રથમ પ્રગથિઉં છે ! કેટલાક વળી એમ કહે છે કે પંજાબમાં હંટર કમિટી સન્મુખ જુબાનીઓ આપવાની મના કરીને આપે પ્રજા પક્ષનો કેસ ( મુદ્દો ) વધારે મજબૂત થતો અટકાવ્યો છે, અને પોતાનાજ પગ ઉપર કુહાડો મારવા જેવું યા તો નાક કાપીને અપશુકન કરવા જેવું કર્યું છે.

મહાત્મા—જ્યાં પ્રજાપક્ષનું સ્વમાન સચવાતું ન હોય ત્યાં કદાચ ( પોતાના પગપર ) કુહાડો મારવો, યા ( પોતાનું ) નાક કાપવું પડે તોએ શું ? પણ એવું કશું થયું નથી. આપણે જુદી કમીટી નીમી રીપોર્ટ નથી કર્યો ?

જિજ્ઞાસુ—પણ એ રીપોર્ટનું વજન શું ? એ તો અરણ્યરૂદન. વળી એ રીપોર્ટમાં પણ ડાયરાદિને ગુનાહગાર ઠરાવ્યા છતાં, જતા કરવાની ભલામણ કરી છે, એ તે ન્યાય કહેવાય ?

મહાત્મા–હા. એ દયા અને ઉદારતાથી મિશ્રિત ન્યાયજ કહેવાય; મહાન પુરૂષોની મહત્તા એમાંજ રહેલી છે.

જિજ્ઞાસુ–હશે. પણ તમાચા સામે ગાલ ધરવાનું અને ખુનીઓને દરિયાદિલીથી માફી આપવાનું સૂત્ર અત્યારે તો "અશક્તિવાન ભવેત્ સાધુ" વત્ લેખાય છે. આગળ ઉપર આર્યાવર્તની આત્મોન્નતિ થાય અને લોકમત બદલાય ત્યારે ખરો.

મહાત્મા–એ સમય પણ દૂર નથી. સત્યાગ્રહનું બીજારોપણ થઇ ચૂક્યું છે; ફણગાં પણ ફુટયાં છે; ફળ લાગવાનો સમય સમીપ છે.

જીજ્ઞાસુ–અસ્તુ. પણ જલિયાંવાળા બાગ કરતાં જુદા પ્રકારનાં ફળ લાગે તો સારૂં. મહાત્માજી! ગયા એપ્રિલ માસમાં અમદાવાદમાં થયેલ રમખાણોમાં "ભણેલાઓ" નો હાથ હતો, અને એમનું કાર્ય "યોજનાપૂર્વક" હતું એમ કહીને આપે ગુજરાતીઓને અન્યાય કર્યો હોય, અને અમલદારોના હાથમાંજ પ્રજાને રંજાડવાનું હથિયાર મૂક્યું હોય, એમ આપને નથી લાગતું?

મહાત્મા–ના "ભણેલા" એટલે શિક્ષિત નહિ, પણ "અરધું જ્ઞાન મેળવેલા" એવો સ્પષ્ટાર્થ લોકો ન સમજે એમાં મારો શો દોષ? એવા અર્ધ દગ્ધ માણસોએ રચેલી ઘટનાને મેં "યોજનાપૂર્વક" રચેલી ઘટના કહી હતી. એથી અધિક અર્થ મારા એ શબ્દોમાં હતોજ નહિ. લોકોએ એથી વિપરીત અર્થ ઘટાવીને નકામો કાગનો વાઘ કરી મૂક્યો હતો. પ્રત્યેક શબ્દ વિસ્તૃત તેમજ સંકુચિત અર્થમાં વાપરી શકાય છે એ મુદ્દો પાશ્ચાત્ય ધોરણે કેળવાયેલા અને માતૃભાષાના અપૂર્ણ જ્ઞાનવાળાઓ ક્યાંથી સમજી શકે?

જિજ્ઞાસુ–નજ સમજી શકે. ભણેલા એટલે લગભગ અભણ અને યોજનાપૂર્વક એટલે બે ચાર જણે મચાવેલી ધમાલ એવો અર્થ તો જે સમજતા હોય તેજ સમજી શકે. એવીજ બીજી એક ગેરસમજ

જનસમાજમાં ચાલે છે; આજ્ઞા હોય તો કહી સંભળાવું.

મહાત્મા—ખુશીથી કહો, તેનો પણ યથાશકિત ખુલાસો કરીશ.

જિજ્ઞાસુ—આપનો એક એવો સિદ્ધાન્ત છે કે પિતાની પણ અનુચિત આજ્ઞા યા ઇચ્છા હોય તો આપ તે ન ઉઠાવો.

મહાત્મા—નહિજ. હું તેનો આદરપૂર્વક અવશ્ય અનાદર કરૂં.

જિજ્ઞાસુ—વારૂ, તો પછી ખિલાફત ડેપ્યુટેશનના સભ્ય તરીકે આપ વિલાયત કેમ ન ગયા? તેના જવાબમાં બીજાં કારણો સાથે આપે એમ પણ જણાવ્યું છે કે "વાઇસરોય સાહેબની પસંદગી ન આવી તેથી ન ગયો;" અને "મારૂં જવું સરકારને પ્રિય હોય તો જવાનો વિચાર કરૂં." લોકો પુછે છે કે વાઇસરોયની પસંદગી અને સરકારની પ્રિયતાનાં તત્વો આપે આપના વર્તનમાં કયારથી ઉમેર્યાં છે? શું સત્યાગ્રહ વાઇસરોયને પસંદ હતો? શું હડતાળો સરકારને પ્રિય હતી? ખેડના ખેડુતોને મહેસુલ ન ભરવાની સલાહ આપી એ ગવર્નરને ગમતું હતું? પોતાના પિતાની ઇચ્છાનો અનાદર કરનાર એક વાઇસરાયની પસંદગીની પરવા કરવા નીકળે એ પરસ્પર વિરોધનો ભેદ નથી સમજાતો?

મહાત્મા—એ ભેદ ભવિષ્યમાં સમજાશે. બીજું કાંઇ પૂછવું હોય તો પૂછો.

જિજ્ઞાસુ—"અસહકાર"ના સંબંધમાં પણ મોટો મતભેદ છે. સત્યાગ્રહ જેવી શાંત હિલચાલનું પરીણામ આટલું ભયંકર આવ્યું, તો તો અસહકાર જેવા જોખમી પ્રયોગનું તો કોણ જાણે શુંએ પરિણામ આવશે, તેની કલ્પના કરતાં પણ વિચારશીલ પુરૂષો કંપે છે.

મહાત્મા—કંપવાનું કાંઇ કારણ નથી. ગતવર્ષમાં થયેલ ભૂલો ફરી ન થાય તેની પૂરી કાળજી રખાઇ છે અને રખાશે.

જિજ્ઞાસુ—પણ હજારો માણસો નોકરી મૂકી બેકાર બનશે, તેમની કમાણીપર નિર્વાહનો આધાર રાખનાર લાખો મનુષ્યો ભૂખે મરશે. એ

સ્થિતિ ક્યાં સુધી નભશે? અંતે પેટના બળ્યા ગામ બાળવા નીકળશે, લૂટફાટ, હુલ્લડ અને ખાનાખરાબી થશે. એ આપ એકલા પડે અથવા તો મુઠ્ઠીભર મદદગારોની શી રીતે અટકાવી શકશો?

મહાત્મા—એ અટકાવવાનો પ્રત્યેક પ્રયત્ન કરીશું, છતાં અણધાર્યા સંજોગોને લીધે તોફાન થઇ પડે અને "લાખો નિર્દોષ જીવોનો ભોગ આપવો પડે" તોએ શું? એટલા માટે શું અસહકાર અટકાવી શકાશે?

જિજ્ઞાસુ—પણ એ મહાભારત ભોગનું ફળ શું? અત્યારે વગર અસહકારે હિંદમાં પાંચ કરોડ માણસોને માત્ર એક વખત ખાવાનું મળે છે. એ સંખ્યામાં બીજા પાંચ કરોડનો વધારો થશે, સુલેહશાંતિ સાચવવા લશ્કરી કાયદો દેશમાં દાખલ થશે અને પ્રગતિનો કાંટો પચાસ વર્ષ પાછો ઠેલાશે.

મહાત્મા—ખુનખરાબી થશે અને મારૂં અહિંસાનું તત્વ નહિ સચવાય તો હું એ હિલચાલમાંથી નીકળી જઇશ. અને ગત વર્ષની મારી ભૂલભરેલી ગણત્રી માટે જેમ મેં "પુષ્કળ પ્રાયશ્ચિત્ત" કર્યું હતું, તેથી પણ અધિક પ્રાયશ્ચિત્ત મારે કરવું પડશે.

જિજ્ઞાસુ—અર્થાત, લોકોને એ માર્ગે ચઢાવીને, અધવચ પડતા મૂકીને, આપ ખસી જશો. મહાત્માજી! આપના એ પ્રાયશ્ચિત્તથી મરેલાં ફરી જીવતાં નહિ થાય અને દેશ પાયમાલ થશે; માટે એ કાતિલ ઝેરની કસોટીના ત્યાગમાંજ દેશનું શ્રેય છે, પ્રજાની સલામતી છે અને આપની આબરૂ છે.

મહાત્મા—જેને મેં ધર્મ માન્યો તેનો ત્યાગ તો દેહાંતે પણ હું ન કરૂં.

જિજ્ઞાસુ—આપે માની લીધેલો ધર્મ આપને ભલે મુબારક હો પણ તેમાં અન્યને સંડોવવાનો આપને શો અધિકાર છે? વળી આ તો ખ્રિસ્તિ અને ઇસ્લામ વચ્ચેની ધાર્મિક તકરાર છે. તેમાં આપ જેવા અન્યધર્મીને માથું મારવાનું અને તેના આગેવાન થઇ બેસવાનું શું પ્રયોજન છે?

મહાત્મા—મારા મુસલમાન દેશબાંધવો દુઃખી હોય તેમના તરફ સહાનુભૂતિ દર્શાવવી અને સહકાર કરવો એ હું મારો ધર્મ સમજું છું.

જિજ્ઞાસુ—એમાં ધર્મ જેવું કાંઇ છેજ નહિ. તુર્કીને યુદ્ધથી અલગ રહેવાનો બનતો આગ્રહ કરીને મુસલમાનો તો પોતાનો ધર્મ ક્યારનાએ બજાવી ચૂકયા છે. છતાં તેમની સૂચના અને સલાહની અવગણના કરી તુર્કી યુદ્ધમાં ઉતર્યું; તેમાં તેનો પરાજય થયો અને સલ્તનતને ધકકો લાગ્યો. "વાવવું તેવું લણવું" એ સૃષ્ટિક્રમ છે. તે ફેરવવાને કોણ સમર્થ છે? કંટક વાવીને સત્યાગ્રહ વા અસહકાર આમ્રફળ ઉગાડી શકશે? એવી કુસુમવત આશા રાખવાથી શું વળશે?

મહાત્મા—એ પ્રશ્નના ગુણદોષમાં ઉતરવાનું મારૂં કામ નથી. મુસલમાનોની બાજુમાં ઉભા રહેવું એટલુંજ અત્યારે મારૂં કર્તવ્ય છે. અને તે હું ગમે તેટલા ભોગે બજાવવા તૈયાર છું.

જિજ્ઞાસુ—રામાયણ, મહાભારતના સમયથી આજ સુધીમાં રાજ્યપ્રકરણની બાબતમા કોઇ પ્રજાએ કદિ સત્યાગ્રહ અને અસહકારનાં શસ્ત્રો વાપર્યાનું અને તે વડે વિજય મેળવ્યાનું એકે ઐતિહાસિક દૃષ્ટાન્ત આપ બતાવી શકશો?

મહાત્મા—એવાં દૃષ્ટાન્તો શોધવા બેસવાનો અત્યારે અવકાશ નથી. કદાચ અગાઉ કોઇએ એ શસ્ત્રો વાપર્યાં ન હોય, તેથી શું તેનો ઉપયોગ કરવાનો મારો અધિકાર નષ્ટ થાય છે?

જિજ્ઞાસુ—જેને માટે ઇતિહાસનો આધાર ન હોય, અને અન્ય અધિક અનુભવી રાજ્યદ્વારી પુરૂષો જે હિલચાલની વિરૂદ્ધ હોય તે સર્વેની અવગણના કરી, "હું કહું તેજ સાચું" એ તે સત્યાગ્રહ કે દુરાગ્રહ? વળી આત્મનિર્ણય અને democracy ના જમાનામાં આપખુદ અને નિરંકુશ સત્તા (autocracy) થી ઝાર અને કયસર જેવાં ફરમાનો કાઢવાં એ કેમ ચાલશે? છતાં મહાત્માજી! આપને જગતનો ઇતિહાસ

અને અન્ય આગેવાનોના અભિપ્રાયો ગ્રાહ્ય ન હોય તો અસહકાર ચાલુ કરતાં પહેલાં બેકાર લોકોને માટે ઠામઠામ અન્નવસ્ત્રના ભંડારો ઉઘડાવો જેથી ભરણપોષણના અભાવે થતી લૂંટફાટ અને અત્યાચાર તો અટકે!

મહાત્મા–તેમ કરવાની કશી જરૂર નથી. સૌ રેંટિયા ફેરવે ને રળી ખાય. અસહકારથી આમ આડકતરી રીતે સ્વદેશીને પણ ઉત્તેજન મળશે. એક માણસ મહીને ચાર રૂપિયાનું કાંતવાનું અને વણવાનું કામ કરે તો અને તેમાં કામ કરનારા એક કરોડ નીકળે તો વર્ષમાં ૪૮ કરોડ રૂપિયાનું કામ હિન્દ કરી શકશે.

જિજ્ઞાસુ–સાંજ પડે એક આનાનું સુતર કાંતવાથી તે કાંઇ પેટ ભરાતાં હશે? મોટરકાર અને એરોપ્લેન સામે બેલ ગાડીને શરતમાં ઉતારવા જેવો આ પ્રયોગ બેહુદો આપને નથી સમજાતો?

મહાત્મા–છતાં હું તો એમાંજ ભારતવર્ષનો ઉદ્ધાર જોઇ રહ્યો છું.

જિજ્ઞાસુ–મહારાજ! આપ સ્વપ્નભૂમિમાં વિહાર કરો છો અને તેથીજ આવી ભયંકર ઘટનાઓ આપને સુંદર અને કાર્યસાધક સમજાય છે. કર્મભૂમિમાં કામ કરનારને તો સત્યાગ્રહ અને અસહકાર દેશપર એક મહાન આફત સમાન ભાસે છે અને તેથી સૌ વિચારશીલ પુરૂષો એથી ત્રાસે છે. સ્થૂલ બુદ્ધિને લીધે એમ માનવામાં કદાચ મારી ભૂલ થતી હશે. પરંતુ એ બુદ્ધિ સૂક્ષ્મતર થાય ત્યાં સુધી આપના પંથમાં હું જોડાઇ નથી શકતો તેને માટે દિલગીર છું.

મહાત્મા–જેવી તમારી ઇચ્છા.

## ઉપસંહાર.

સત્યાગ્રહ–કહો કે સત્યાગ્રહનું સત્ય સ્વરૂપ–ન સમજવાનું અનિષ્ટ અને હૃદયભેદક પરિણામ આપણે જોયું, અનુભવ્યું છે તેનો કારી જખમ હજી રૂઝાયો નથી, એટલામાં તો **અસહકારનો** બિહામણો બાહુક

આપણી સન્મુખ ખડો કરવામાં આવે છે. દેશની રગ પારખવાની દીર્ઘદૃષ્ટિના અભાવે એ; ચાર, પાંચ હજાર નિર્દોષ પ્રાણીઓનો ભોગ અપાયો છે. અસહકારનો અમલ થશે તો બીજા બે પાંચ હજારનો વધારે અપાશે.

એમ કહેવામાં આવે છે કે બન્ને માર્ગો ભિન્ન છે તેથી એકસરખા પરિણામને ભય અસ્થાને છે. પણ મને તો દેવાળું કાઢનાર પેઢીનું માત્ર નામ બદલી જેમ એના એજ શખ્સો વહીવટ ફરી ચાલુ કરે છે, તેમ સત્યાગ્રહની આંટ ઉતરી ગઇ એટલે અસહકારના નામે ફરી વહીવટ શરૂ કર્યાનું સમજાય છે. બન્નેના શબ્દાર્થમાં બેશક તફાવત છે, પરંતુ એ તફાવત અફીણ અને સોમલ સમાન છે. બન્ને ઝેર છે; બન્નેનું પરિણામ આત્મઘાત છે.

સરકારી નોકરી મૂકી દેવાની સાથેજ નિર્વાહનાં સાધનો તૈયાર ન હોય તો ભયંકર ભૂખમરો, અવ્યવસ્થા લૂટફાટ અને ખુનામરકી સિવાય એકરીનાં બીજાં ફળ નહિ આવે એ દર્શાવવાનો ઉપરના સંવાદનો અલ્પ આશય છે; અને જો મહાત્મા ગાંધીજીની ગગનભેદી ગર્જનામાં આ નિર્બળ તતુડીનો અવાજ સંભળાવો મુશ્કેલ છે, છતાં તે બજાવવાનું સાહસ ખેડવું પડયું છે.

એન. એમ. ધ્રુવ.

## હિન્દીઓને એવી જ માતાઓ જોઇએ છે.

ગયે અઠવાડિયે મેસર્સ મહમદઅલી અને શૌકતઅલી પાસે સરકારે કેવા પ્રકારની જામીનગીરી માંગી અને તેઓએ કેવા પ્રકારની આપવાનું જણાવ્યું તે અમે જણાવી ગયા છીએ. સરકાર તરફથી ગુનાહશોધક ખાતાંનો એક અમલદાર તેમની પાસે જામીનગીરી લખવાને તા૦ ૭ મી સપ્ટેમ્બરે સીમલેથી ચિંદવારા ખાસ મુલાકાતે ગયો ત્યારે સદરહુ બે ભાઇઓની માતા જે તેઓની સાથેજ નજરબંદીમાં રહે છે તેને આ

વાતની ખબર પડતાં પોતાના કોમી રિવાજની કેટલેક અંશે પરવા ન રાખતાં, બુરખો પેહેરી જાતેજ સરકારના સંદેશ વાહક સાથે પોતાના પુત્રો જ્યાં વાત કરતા હતા ત્યાં ગઇ અને નીચેના શબ્દોમાં અમલદાર સાથે વાત કરી:—

"મારા પુત્રોને પાછું છૂટાપણું બક્ષીને આખરે સરકાર ન્યાય આપવા ઇચ્છે એવું મારા સમજવામાં આવ્યું છે. એથી સ્વાભાવિક રીતે મને હર્ષ થાય છે, કારણ કે આ છેલ્લાં ૨૮ માસમાં તેઓને શું ખમવું પડયું છે અને તે ખમવાને તેઓને શું કીમત આપવી પડી છે તે મારા સિવાય વિશેષ સારૂં કોણ જાણી શકે? પણ હું જોઉં છું કે હવે સરકાર તેઓને કોઇ જાતની જામીનગીરી આપવું કહે છે. ઠીક; તેઓ પોતાના લાભનું શું છે અને પોતાના લાભનું શું નથી અને શું ખરૂં છે અને શું ખોટું છે તે સમજવા જેટલા મોટા છે. નિઃસંશય આજે તેઓની બીજાઓ ફરજ છે એ મારા તરફથી તમો સરકારને જણાવો એવું હું ઇચ્છું છું; કારણ કે નવ મહીના મેં તેઓને (પેટમાં) રાખ્યા હતા અને તેમનાં બાળપણમાં મેં તેમને ધવડાવ્યા હતા અને અમારા પયગમ્બરે તેઓને કહ્યું છે કે તેઓનું બેહિસ્ત મારા પગ નીચે છે. આ તેમના લાંબા દેશપર અને નજરબંદીમાં તેઓએ જે કંઇ ખમ્યું છે તે સર્વ જેવું હું જાણું છું તેથી હું સમજી શકું છું કે કોઇ પણ સરતો કે જેનો સ્વીકાર કરવાથી આ લાંબા ખેંચાતા આવેલાં દુઃખનો અંત આવે છે તેનો નકાર કરવો એ તેઓને માટે કેટલું મુસ્કેલ છે. પણ હું સરકારને એમ કહેવા માગુ છું કે આ દુઃખોમાંથી છૂટકી જવાને ખાતરજ પોતાના ધર્મનાં ફરમાનો અથવા પોતાનાં દેશના લાભો વિરુદ્ધ કંઇ જરા પણ વચન તેઓ આપશે તો મારી ખાતરી છે કે ખુદાં હું તેમની માતાના અંતરને અને તેના પક્ષપાતી હાથોને તેજ પળે, જો કે તેઓ મને વાહાલા છે અને મજબુત અને પેહેલવાન જેવા તેઓ જણાય છે,

તોપણ તેઓની ગળચી દાબી દેવા પુરતું મને બળ આપશે. તે સિવાય તેઓ નિરંતર કીંગએમ્પરરની કાયદેશીર વર્તનારી રૈયતજ હતા અને તમારી હાજરીમાં ભવિષ્યમાં પણ તેટલાજ સાચા રહેવાને હું તેઓને ફરમાવું છું. મારે જે કંઇ કહેવાનું છે તે આજ છે અને મેં જે કંઇ તમને કહ્યું છે તે સરકારને કહેવાને હું તમને વિનંતી કરૂં છું." નજરબંદીમાં પડેલા પુત્રો સાથે રાજીખુશીથી નજરબંદીમાં પડેલી એક માતાના આ વેણો અંતરને વિંધી નાંખે તેવાં છે. આવી માતા માટે હિન્દીઓ અભિમાન ધરે, તેને સાષ્ટાંગ વંદન કરે, અને એવી અનેકાનેક માતાઓ આ ભૂમિમાં જન્મે તેવી પ્રાર્થના કરે તો તેમાં નવાઇ નથી. શ્રીમતી વિક્ટોરીયાએ ૧૮૫૮ ના ઢંઢેરામાં હિન્દીઓને કબુલાત આપી છે કે કોઇના પણ ધર્મની માન્યતામાં હાથ ઘાલવામાં આવશે નહિં. અમારી ખાતરી છે કે શ્રીમાન સમ્રાટ જ્યોર્જની સરકાર પોતાની રૈયત પાસે પોતાપ્રતિ રાજ્યનિષ્ટાનીજ આશા રાખે છે, એ સરકાર અંતઃકરણની ઇશ્વર વા ધર્મવિષયમાં કોઇની માન્યતા કેવી છે તેનો પ્રશ્ન ઉઠાવતી નથી, અને હિન્દી સરકારે પણ તેવો પ્રશ્ન ઉપસ્થિત કરવો આવશ્યક નથી. આબાદી બાનુ બેગમે પોતાના પુત્રો રાજનિષ્ઠ હતા તેની ખાતરી આપી છે તેમજ ભવિષ્યમાં તેઓને શ્રીમાન સમ્રાટ પ્રતિ રાજનિષ્ટ રહેવાનું ફરમાવ્યું છે તેજ પુરતું છે. રાજદ્વારી પ્રકરણ અને ધર્મપ્રકરણ અને ધર્મપ્રકરણની ભિન્ન ભિન્ન મર્યાદા સમજનારી અને સ્ત્રીધર્મ અને માતૃધર્મ જાણનારી આવી માતાથીજ હિન્દની ઉન્નતિ છે. ઇતિહાસ, ભૂગોળ, ગણિત કે અંગ્રેજી ભાષાનું પોથીમાંથી માત્ર શુષ્ક જ્ઞાન માતાઓને આપવાની હિમાયત કરવા કરતાં સ્વ. કવિ સવિતાનારાયણની 'કહે નેપોલિયન દેશને કરવા આબાદાન, સરસ રીત તો એજ છે દો માતાને જ્ઞાન', એ ચવાઇ ગયેલી લીટીઓનો અર્થ હિન્દીઓએ યથાર્થ સમજવાની જરૂર છે. નેપોલિયનને પોથીમાંનું જ્ઞાન ધરાવતી માતાઓ

જોઇતી ન હતી, પણ ફ્રાન્સની ઉન્નતિ માટે અનેક બળવાન પુત્રોને જન્મ આપનાર અને સ્વાભાવિક શુદ્ધ ધાવનથી પ્રજાને પુષ્ટ કરનાર માતાઓ જોઇતી હતી. આજે પણ ફ્રાન્સને તેજ જોઇએ છે. તેમજ હિન્દ પણ સ્ત્રીધર્મ અને માતૃધર્મ સમજનાર, રાજદ્વારી પ્રકરણ અને ધર્મ પ્રકારણની મર્યાદા જાણનાર માતાઓનીજ આજે આશા રાખે છે.

ભારતની અવદશા માટે કહો, કે ઉન્નતિ માટે કહો, પણ ચોમેર રાજકીય વાતાવરણની ચલવલ ઉભી થઇ. વિલાયતી વર્તમાન પત્રોએ, બ્રીટીશ હીન્દનાં રક્ષણ માટે જાપતાનો કાયદો અમલમાં મેલવાની આકરી હિમાયત કરીને, ત્યાંનાં રાજદ્વારી મંડલને ઉશ્કેરી દીધું. તેની અસર હીન્દના રાજપ્રકરણ પર પડી; ને પરિણામ એ આવ્યું કે આગેવાન દેશીયોને પકડી પકડીને જેલ જાત્રા કરાવા માંડી! શાન્તિ, તાબેદારી અને અહિંસાત્મક ધૈર્ય ધારણ કરીને, કાયદાને શરણ થયા, સેંકડો સ્વયં સેવકોએ શિક્ષા ચાલુ કરી અને પવિત્ર તથા કૂલીન કુટમ્બની બાનુઓએ, સ્વદેશવ્રત્ત માટે, ધૈર્યનાં તામ્રપત્રો પ્રકટાવ્યાં! ધન્ય છે, એ વીર નારીઓને! તેમના પત્રોમાં શું હતું?

અપને પ્યારે માલિક ઔર એકલોતે બેટે કો આખિર જેલ ભેજ કર મૈં અપૂર્વ સૌભાગ્ય પ્રાપ્ત કર ચૂકી હું. મૈં યહ નહીં કહૂંગી કિ ઉનકે જેલ જાને સે મેરે દિલ મેં દુઃખી નહીં હૈ. દુઃખ હૃદય મેં ભરા હુઆ હૈ, ક્યોંકિ મુહબ્બત બૂરી ચીજ હૈ, ઉન દોનોંકા જીવન જેલ કે કાબિલ નહીં થા. જેલ મેં ઉનકે કૈસે હાલ હોંગે, યહ સબ સોચ કે મેરા દિલ જરૂર રો રહા હૈ. લેકિન મેરા અંતરાત્મ ફિર ભી યહ કહ રહા હૈ કિ જિસમેં ઉન દોનોં ને આનન્દ ઔર સુખ માના ઉસ મેં આનંદ ઔર સુખ પાના મેરા ભી કર્તવ્ય હૈ.

મૈ દુઃખ બતા કે, રો કે અપને માલિક ઔર બચ્ચે કો બેઇજ્જત કભી નહીં કરૂંગી. હમને તો જીવન મેં દેખ લિયાં હૈં કિ જો રેશમકી

ગદ્દી પર સોતે હૈં વહ શાયદ હી સુખ પાતે હૈં, કષ્ટ ઔર તપમેં કુછ અજબ સુખ હૈ. જવાહરલાલ કે કષ્ટમય જીવનકા જબ મૈં વિચાર કરતી હું તબ મેરા જી કાંપતા હૈ, લેકિન ઉન સબ કષ્ટોંકે સહન કરનેકી શક્તિ ઉસકો પ્રાપ્ત હુઇ વહ તો બડે બડે મહાપુરુષોંકે ભાગ્ય મેં ભી નહીં હૈ.

તપ કે પથ સે હી પૂર્વ કાલ મેં રામચંદ્રજીને ઔર રાજા નલને સુખ પાયા, ઔર જગત્ કો સુખ દિયા. રામચંદ્રજીકે દિલસે સીતાજી દૂર થી ? નહીં. લેકિન પ્રભુને અસલમેં જગત્કે સુખકે લિયે રામચંદ્રજીકો સીતાકે મિસ તપસ્યા કરવાના ચાહા. યહ સબ બાત સોચકે અપને માલિક ઔર બચ્ચેકી ગિરફ્તારીમેં મૈં આનન્દ માન રહી હૂં. આપભી માનિયેગા.

મેરા એકલૌતા બેટા જેલ ગયા, ઉસ બાત કે લિયે ઇતના દુઃખમે કૈસે કર સકતી હૂં ? મહાત્મા ગાંધીજીને મુઝે કહા હૈ કિ ઔરોં કે ભી તો એકલૌતે લડકે હૈં, સમય ઐસા આ રહા હૈ કિ આપ સબ કો અપને લડકે, પત્ની, પરિવારકો જેલ મેં ભેજના પડેગા. આજ હી મૈંને સુના કિ દેશબન્ધુ દાસકા સમસ્ત પરિવાર ગિરફ્તાર હો ગયા હૈ. મૈં આશા કરતી હૂં કિ જો સૌભાગ્ય શ્રીમતી વાસંતી દેવી દાસ વ શ્રીમતી ઉર્મિલા દેવી સેન કો કલકત્તે મેં પ્રાપ્ત હુઆ હૈ વહી મુઝે ઔર મેરી પ્રિય બહૂ ચિ૰ કમલા કો ભી પ્રાપ્ત હોગા.

મૈ આપ કો ઔર કયા સંદેશ દે સકતી હૂં સિવા ઉસકે જો કિ મેરે માલિક ને દિયા હૈ ? " જાઓ, ઔર હમને જો કિયા હૈ વહ કરો. હજારોં લાખોં સ્ત્રીપુરુષ સ્વયંસેવક દલમેં અપના નામ ચઢવા કર જેલ ચલે જાઓ. " જિનકો ઐસા મૌકા ન પ્રાપ્ત હોવે ઘર બૈઠે. ઔર શાન્તિ રખ્ખે.

અગર સરકાર કે દમનકો સહન કર થોડે દિનોં તક હી હમ ઉસકા સામના દૃઢ સત્યાગ્રહ સે કર સકેં તો સ્વરાજ્ય ઇસી માસ કે ભીતર હી હમારી સામને ખડા હૈ.

મૈં ફિર કહતી હૂં કિ મેરા જી પ્રાર્થના કર રહા હૈ કિ મેરે માલિક ઔર બચ્ચે કો જેલ ફૂલ કી તરહ હો જાય. મુઝે વિશ્વાસ હૈ કિ યહ યુદ્ધ ધર્મકા યુદ્ધ હૈ, ઔર પવિત્રતાસે સોસે હુએ કષ્ટ કો અવશ્ય કામિયાબી મિલેગી. આજ ઇશ્વરને તુમકો છોટાસા કર્તવ્ય કરકે સ્વરાજ્ય લેનેકા અવસર દિયા હૈ. ઉસે તુમ આનન્દસે કર દોગે તો શાયદ હી તુમકો અપને પ્રાણ દેને કા બડા કઠિન કર્તવ્ય કરના પડે. મેરી પ્રાર્થના હૈ કિ ઇસ અમૂલ્ય અવસર કો આપ મેં સે કોઇ ભી હાથ સે ન જાને દેં. ક્યોં કિ, ગોસાઇ તુલસીદાસજી ને કહા હૈ કિ—

समय चूकि पुनि का पछताने ?

## સરૂપ રાણી નેહરૂ ( પં મો. નેહરૂના ધર્મ પત્ની. )

મ્હારો છેલ્લો સંદેશો તમને બીજો શો હોય ? જો તમે હિંદુસ્તાનનો સારૂ આત્મયજ્ઞ કરવા તૈયાર હો તો જીત નજીકમાં છે. જે વેદનાઓમાંથી અત્યારે આપણે પસાર થઇ રહ્યા છીએ તેવી વેદનામાંથી જ પ્રજાઓ જન્મી છે. પણ એ વેદનાઓ તમારે દૃઢતાથી, હિમ્મતથી અને સંપૂર્ણ ધીરજથી સહન કરવી જોઇએ. યાદ રાખજો કે જ્યાંસુધી તમે અહિંસાવ્રતને વળગી રહેશો ત્યાં સૂધી નોકરશાહીની બાજૂ જૂઠી રહેશે. પણ મહાત્મા ગાંધીજીએ તમને દોરી આપેલા એ માર્ગેથી જો કદિ તમે એક તસુ પણ ચળ્યા તો તમે તમારે હાથે નોકરશાહીના હાથમાં તમારી આખી બાજી સોંપી સમજજો.

સ્વરાજ એજ એકમાત્ર આપણું ધ્યેય છે. વાડાવાડાનું નહિ, હમાહમાનું પણ નહિ, પણ આખું પૂરૂં નિર્મળ સ્વરાજ. હિંદુસ્તાનનાં નરનારીઓ ! આ જે ધ્યેયને સારૂ આપણે મથી રહ્યાં છીએ તે આપણે સિદ્ધ કરવું છે કે નહિ એનો જવાબ તમારે દેવો રહ્યો છે.

અને મ્હારા મૉડરેટ મિત્રોને મ્હારે એટલુંજ કહેવાનું છે કે સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને આજ સુધીનો દુનિયાનો ઇતિહાસ તમે ખોલી જુઓ.

તમે જે રસ્તે જઇ રહ્યા છો તે માર્ગે આજસૂધીમાં કોઇ પ્રજાએ પોતાની સ્વતંત્રતા કદિ પ્રાપ્ત કરી છે? તમારામાના જેઓ ઢચુપચુ મનવાળા હોય તેઓને જો મ્હારી આ અપીલ પહોંચે તો હું તેમને એટલો જ વિચાર કરી જોવા વીનવું છું કે આજે હવે જે ઝુંબેશ નોકરશાહી વચ્ચે અને હિંદી પ્રજા વચ્ચે મંડાઇ છે તેમાં તે હજુ નોકરશાહીની જ બાજુએ રહેશે કે પ્રજાનો પક્ષ લેશે ?

માંડવાળ ઝીણી વિગતોને વિષે હોઇ શકે, પણ જે મુદ્દાનો પ્રશ્ન આજે પ્રજાને નોકરશાહીથી જૂદી પાડે છે તે સવાલની બાબતમાં માંડવાળ કઇ રીતે હોઇ શકે ? અને અત્યારે જો તમે હિંદુસ્તાનની વ્હારે ન રહી શકો, હિંદુસ્તાનનો પક્ષ ન લઇ શકો, તો તમે નોકરશાહીનો જ પક્ષ કરો છો એ શિવાય એનો બીજો અર્થ થઇ શકે એમ નથી.

અને વિદ્યાર્થીઓને હું કહું છું:–તમે જ હિંદુસ્તાનની આશા અને હિંદુસ્તાનની કીર્તિ છો. સાચી કેળવણી 'એને બે ચાર' ભણી જાણવામાં નહિ પણ આપણ સૌ કોઇની જનની જન્મભૂમીને માટે તમે જે કંઇ સેવા અર્પવા તૈયાર હો તેમાં રહેલી છેઃ એ જન્મભૂમી આજે સાદ કરી રહી છે. તમારામાંના કોણ કેટલા એના સાદને ઝીલી લેવા તૈયાર છો ?

**ચિત્તરંજન દાસ.**

હવે છેવટે મહાત્માશ્રીનો યાત્રાગમન કરવાનો વારો આવ્યો ને તેમને ચણ ગમ્યું, તે ગાયું !

"હિંદુસ્તાન પ્રત્યે તેમજ જે વિલાયતની પ્રજાને સંતોખવા ખાતર મુખ્યત્વે કરીને આ મુકર્દમો માંડવામાં આવ્યો છે તે પ્રજાની પ્રત્યે રહેલો મ્હારો ધર્મ વિચારતાં મ્હને લાગે છે કે એક ચુસ્ત રાજનિષ્ઠ અને સહકારી શહેરી મટીને આજે હું એક કટ્ટો રાજદ્રોહી અને અસહકારી શા સારૂ બન્યો છું એનો ખુલાસો આપવાને હું બંધાએલો છું.

શિવાય કોર્ટને 'પણ હિંદુસ્તાનમાં કાયદાથી સ્થપાએલી સરકાર સામે અપ્રીતિ ફેલાવવાના આરોપને હું શા કારણે સ્વીકારી લઉં છું એ મ્હારે જણાવવું જોઇએ.

મ્હારા જાહેર જીવનની શરૂઆત સને ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકામાં વિષમ સંજોગો વચ્ચે થઇ. એ દેશમાં અંગ્રેજી સત્તા જોડેનો મ્હારો પહેલવહેલો સમાગમ ઝાઝો સુખદાયી ન કહેવાય. મ્હને માલમ પડયું કે માણસ તરીકે અને એક હિંદી તરીકે મ્હને કશા જ હક નહોતા; ઉલટું મ્હેં જોયું કે હું હિંદુસ્તાની હતો એટલા જ કારણસર માણસ તરીકેના પણ મ્હારા હકો માર્યા જતા હતા.

પણ આથી હું હાર્યો નહિ. હિંદીઓ પ્રત્યે ચલાવવામાં આવતું દુર્વર્તન એ એક મ્હોટે ભાગે સારા એવા રાજતંત્ર ઉપર વળેલો બ્હારનો મેલ છે, મૂળ હાડે તો તંત્ર સારૂં છે એમ મ્હેં મ્હારા મનને મનાવ્યું અને જ્યાં મ્હને એ સરકારના દોષ જણાયા ત્યાં તે સારૂ તેને વખતોવખત વખોડવા છતાં તેનો નાશ કદિ પણ ન ઇચ્છતાં એ સરકાર જોડે હું સ્વેચ્છાપૂર્વક અને સાચા દિલથી સહકાર કરતો રહ્યો.

આથી સને ૧૮૯૯ માં બોઅર યુદ્ધ વેળાયે જ્યારે સલ્તનતની હસ્તી જોખમમાં આવી પડી ત્યારે મ્હેં તેને મ્હારી સેવા અર્પણ કરી. મ્હેં જખમીઓની માવજત કરનારી સ્વયંસેવકોની ટુકડી ઉભી કરી અને લેડીસ્મીથના બચાવને સારૂ થયેલી સંખ્યાબધ લડાઇઓ દરમિયાન મારાથી બનતું કર્યું. તે જ પ્રમાણે સને ૧૯૦૬ માં ઝુલુ બળવા દરમિયાન પણ મ્હેં જખમીઓને ઉઠાવનારા ડોળીવાળાઓની એક ટુકડી ઉભી કરેલી અને 'બળવો' શમતાં સુધી સેવા બજાવેલી. આ બન્ને પ્રસંગે મ્હારી સેવાઓને માટે મ્હને ચાંદ મળેલા અને સરકારી ખરીતાઓમાં મ્હારા કામની ખાસ નોંધ લેવાએલી. દક્ષિણ આફ્રિકામાંના

મ્હારા કામની કદરમાં લૉર્ડ-હાર્ડિંજ તરફથી મ્હને કૈસરે હિન્દ સુવર્ણપદક મળેલો. અને ૧૯૧૪ માં જ્યારે ઈંગ્લંડ અને જર્મની વચ્ચે લડાઇ જાગી ત્યારે મ્હેં લડનમાં તે વખતે વસતા હિંદીઓની–મુખ્યત્વે વિદ્યાર્થીઓની–એક 'એમ્બ્યુલન્સ' ટુકડી ઉભી કરેલી. આ ટુકડીયે કીમતી સેવા બજાવ્યાની ત્યારના અમલદારોની કબૂલાતો છે. અને છેલ્લે હિંદમાં જ્યારે ૧૯૧૭ ની સાલમાં દિલ્હીમાં મળેલી યુદ્ધ પરિષદમાં લોર્ડ ચેમ્સફર્ડે લશ્કરભરતીને સારૂ આગ્રહભરી અરજ કરી ત્યારે સુદ્ધાં મ્હારી તબીયત સામું પણ ન જોતાં ખેડા જીલ્લામાં લશ્કર ભરતીને સારૂ હું મથ્યો, જો કે મ્હારા પ્રયત્નને ફળ આવવા માંડ્યું એટલામાં લડાઇ બંધ થઇ અને વધુ રંગરૂટોની જરૂર ન રહ્યા બાબતના હુકમો નિકળ્યા. આ બધા સેવાના પ્રયત્નો દરમ્યાન હું એ જ આશાની હુંફે જીવતો હતો કે આવી સેવાઓ બજાવીને મ્હારા દેશબંધુઓને સારૂ સલ્તનતમાં સંપૂર્ણ સમાનતાનો દરજ્જો મેળવી શકાશે.

એ મ્હારી આશા પર પહેલવહેલો ફટકો 'રોલેટ એક્ટના' રૂપમાં પડ્યો. એ કાયદા સામે મ્હારે કડવી ઝુંબેશ ચલાવવી પડી. ત્યારબાદ પંજાબનો કાંડ શરૂ થયો, જેનો આરંભ જલિયાંવાલાની કતલથી થયો અને અવધિ પેટે ચલાવવાના હુકમોમાં, જાહેર રસ્તાઓ પર ફટકાઓ મારવામાં અને એવાં જ બીજાં અકથનીય અપમાન ભર્યાં કૃત્યોમાં થઇ મ્હેં એ પણ જોયું કે તુર્કી તેમજ ઇસ્લામના પવિત્ર સ્થળો પર હાથ ન નાંખવાના સંબંધમાં હિંદી મુસલમાનોને વડા પ્રધાને આપેલો કોલ પળાવાનો ઝાઝો સંભવ ન હતો. પણ એ બધાં લક્ષણ દેખાતાં છતાં અને મિત્રોએ પણ મ્હને ગંભીર ચેતવણીઓ આપ્યા છતાં અમૃતસરની મહાસભા વેળાયે સરકાર જોડે સહકારની તેમજ મોંટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા સ્વીકારવાની તરફેણમાં હું ઝુઝ્યો, એવી આશાયે કે વડા પ્રધાન હિંદી મુસલમાનોને આપેલો પોતાનો કોલ આખરે પાળશે, પંજાબનો જખમ

રૂઝવવામાં આવશે અને સુધારા જો કે અધુરા અને અસંતોષકારક હતા છતાં તે હિંદના જીવનમાં એક નવા અને આશાદાયી યુગના સૂચક નીવડશે.

પણ મ્હારી આશાઓ બધી ધૂળમાં મળી. ખિલાફતને લગતો કોલ પાળવાનો મોખ નહોતો. પંજાબના કાંડ પર સફેદો ફેરવવામાં આવ્યો અને ગુન્હેગારોને શિક્ષા કરવાનું તો કોરે રહ્યું પણ ઉલટા તેઓ પોતાની નોકરીઓ પર કાયમ રહ્યા અગર તો તેમનાં પેન્શનો હિંદી ખજાનામાંથી અપાવા ચાલુ રહ્યાં અને વળી કેટલાક દાખલાઓમાં તો તેમને ઉલટા ઇનામઅકરામો એનાયત કરવામાં આવ્યાં! મ્હેં એ પણ જોયું કે સુધારાઓથી જે દિલના પલટાની આશા બાંધવામાં આવી હતી તેવો કશોએ પલટો ન થતાં માત્ર હિંદુસ્તાનનું ધન વધુ ચુસવાની અને માત્ર તેની ગુલામીને લંબાવવાની જ તે એક નવી તદબીર હતી.

અફસોસપૂર્વક હું એ નિર્ણય ઉપર આવ્યો કે બ્રિટિશ હકૂમતે રાજદ્વારી તેમજ આર્થિક બન્ને દ્દષ્ટિએ હિંદને તે અગાઉ કદિ નહોતું તેટલું લાચાર જ કરી મેલ્યું છે. નિઃશસ્ત્ર હિંદ આજે કોઇપણ હુમલાખોર સામે શસ્ત્રની લડાઇમાં ઉતરવા માગે તો તેમ કરવાની આજે તેનામાં કશી જ તાકાત નથી. અને આ સ્થિતિ એટલી તો હદ સૂધી વ્યાપેલી છે કે અમારા કેટલાક સારામાં સારા માણસો પણ આજે એવું માને છે કે હિંદે સંસ્થાનોની ઢબનું સ્વરાજ મેળવવાને પણ હજુ અનેક પેઢીઓ વીતાડવી જોઇએ. હિંદુસ્તાન આજે એટલું તો નાદાર બની ગયું છે કે તેનામાં દુષ્કાળોની સામે ટકાવ ધરવાની બિલકુલ શક્તિ નથી. અંગ્રેજોએ અહીં પગલાં કર્યાં તે અગાઉ હિંદ પોતાનાં લાખો ઝૂપડાંઓમાં કાંતતું તથા વણતું અને ખેતીમાંથી મળી રહેનારી પોતાની ન્હાનીશી આજીવિકામાં રહેતી ખોટ ભરી કહાડતું. જીવાદોરી સમો આ હિંદનો ગૃહઉદ્યોગ માની ન શકાય એટલા નિષ્ઠુર અને અમાનુષ ઉપાયો વડે નષ્ટ કરવામાં આવ્યો, જેનાં બ્યાનો અંગ્રેજ સાક્ષીઓએ કરેલાં છે.

હિંદની અધભૂખે રહેનારી આમપ્રજા કેવી ધીમે ધીમે મૃતપ્રાય થતી જાય છે એની શહેરોના રહેનારાઓને ભાગ્યે જ ભાળ છે. તેઓને ખબર નથી કે તેમને ભોગવવા મળતા ક્ષુદ્ર એશઆરામ તેઓ હિંદને ચુસનારા પરદેશી મૂડીદારોનાં ઘર ભરવા જે મહેનત કરે છે તેની દલાલી સિવાય બીજું કશું નથી. અને પેલાઓનો બધો નફો તેમજ આમની દલાલી બન્ને હિંદની ગરીબ પ્રજાને નીચોવીને જ નીતારી કઢાયેલાં હોય છે. તેમને ગમ નથી કે બ્રિટિશ હિંદમાં કાયદાથી સ્થપાયેલી સરકાર એ ગરીબ આમપ્રજાને આ રીતે ચુસવાની ખાતર જ ચલાવવામાં આવે છે. ચાહે તેવા વિતંડાવાદથી કે આંકડાબાજીવાળાનાં ચાહે તેવાં માયાવી કોઠ-કોઠાથી આજે જે પૂરાવો હિંદનાં ગામડાંઓ પોતાનાં ચાલતાં બોલતાં હાડપિંજરોથી નરી આંખને પણ આપી રહેલ છે તેને ઉડાવી શકાય તેમ નથી. મારા મનને તો કાંટાભાર શક નથી કે ઈશ્વર જેવો કોઈ માલિક જો દુનિયાને માથે હોય તો તેના દરબારમાં ઇંગ્લંડને તેમજ હિંદુસ્તાનના આ બધા શહેરોમાં વસનારાઓને એકઠને આ ગુન્હાને માટે—ઇતિહાસમાં કદાચ જેની જોડ ન મળી શકે એવા આ માનવજાતિ સામેના ગુન્હાને માટે જવાબ દેવો પડશે. ખુદ કાયદો પણ આ દેશમાં હિંદને ચૂસી લેનાર પરદેશીઓની સેવાને અર્થે જ વપરાય છે. પંજાબ મર્શલ લૉના મુકર્દમાઓની મ્હારી તટસ્થ તપાસને પરિણામે મ્હારા ઉપર એવી જ છાપ પડી કે સેંકડે ઓછામાં ઓછી પંચાણું ટકા સજાઓ કેવળ દુષ્ટ હતી. હિંદમાંના રાજદ્વારી મુકર્દમાઓના મ્હારા અનુભવ ઉપરથી મેં જોયું છે કે તેમાં સજા પામેલા લોકોમાંના દરેક દસમાંથી નવ સાવ નિર્દોષ હતા. સ્વદેશપ્રીતિ એ જ એમનો ગુન્હો. હિંદની અદાલતોમાં યુરોપીઅનોની સામે કામ માંડનારા સોમાંથી નવાણું હિંદીઓને ન્યાય મળતો નથી. આ ચિતારમાં રંગપૂરણી કે અતિશયોક્તિ ક્યાંએ નથી. આવા મુકર્દમાઓ જોડે સંબંધ ધરાવવાનો જે જે કોઈ હિંદીઓને પ્રસંગ પડ્યો છે તેવા લગભગ દરેક હિંદીનો અનુભવ આવો જ છે.

સૌથી મ્હોટું દુર્ભાગ્ય તો એ છે કે અંગ્રેજ લોક તેમજ દેશનો કારભાર કરવામાં ભળનારા તેમના હિંદી સાથીઓ પોતે મ્હેં ઉપર વર્ણવાનો પ્રયત્ન કર્યો છે તેવો કશો ગુન્હો કરવામાં રોકાયેલા છે એ સમજી શકતા નથી. મ્હને ખબર છે કે ઘણા અંગ્રેજ તેમજ હિંદી અમલદારો પ્રામાણિકપણે એવું માનનારા છે કે પોતે દુનિયામાંનું એક સારામાં સારૂં રાજતંત્ર ચલાવી રહ્યા છે અને તે નીચે હિંદુસ્તાન ધીમે પગલે પણ સંગીન પ્રગતિ કરી રહ્યું છે. તેમને ભાળ નથી કે પ્રજાને થથરાવી મૂકવાની એક અદૃશ્ય પરંતુ અસરકારક કાર્યપદ્ધતિથી તથા પશુબળના વ્યવસ્થિત દેખાવથી અને બીજી બાજુએ પ્રતિકાર કરવાની અગર આત્મરક્ષણની સુદ્ધાં બધી શક્તિ પ્રજા પાસેથી ખુંચવી લેવામાં આવ્યાથી પ્રજા આખી નપુંસક બની ગઇ છે અને તેમનામાં દંભ અને પામરતા ફેલાયાં છે. અને આ ભયાનક કુટેવને પરિણામે કારભારીઓમાં અજ્ઞાન અને આત્મવંચન બેવડાં બન્યાં છે. જે ૧૨૪ अ કલમનું સદ્ભાગ્યે મ્હારા ઉપર તહોમત મેલવામાં આવ્યું છે તે કલમ હિંદી નાગરિકની સ્વતંત્રતા કચડી નાંખવા સારૂ ઘડવામાં આવેલી રાજદ્વારી કલમોમાં કદાચ સર્વોપરી છે. પ્રીતિ કંઇ કાયદાથી પેદા થનારી કે નિયમમાં રહેનારી વસ્તુ નથી. માણસને જો કોઇ શખ્સ કે વસ્તુ પ્રત્યે પ્રીતિ ન હોય તો જ્યાં સૂધી તે મારફાડ કે ખુનામરકીનો ઇરાદો ન રાખતો હોય અગર તો ખુનામરકીને ઉત્તેજન કે ઉશ્કેરણી ન કરતો હોય ત્યાં સૂધી તેને પોતાની અપ્રીતિ દર્શાવવાનો પૂરેપૂરો અખત્યાર હોવો જોઇએ. પણ જે કલમમાંનો આરોપ ભાઇ શંકરલાલ ઉપર તેમજ મારા ઉપર મુકવામાં આવ્યો છે તે મુજબ તો માત્ર અપ્રીતિ ફેલાવવી એટલું પણ ગુન્હો છે. આ કલમ નીચે ચાલેલા કેટલાક મુકદ્દમાઓ મ્હેં તપાસ્યા છે અને હું જાણું છું કે હિંદના કેટલાક મ્હોટામાં મ્હોટા પ્રજામાન્ય પુરૂષોને એ કલમ હેઠળ સજાઓ કરવામાં આવી છે. અને તેથી આ કલમ હેઠળ

મ્હારા પર આરોપ મૂકાયો એમાં હું મ્હારી મ્હોટી ઇજ્જત થઇ સમજું છું. મ્હારી અપ્રીતિનાં કારણોની ટૂંકામાં ટૂંકી રૂપરેખા આપી દેવા મ્હેં ઉપર પ્રયત્ન કર્યો છે. કોઇ પણ અમલદાર કે કારભારી સામે અંગત કે વ્યક્તિગત એવું કશું જ વેર નથી, તો રાજાની સામે તો મ્હારે અપ્રીતિ હોઇ જ શી શકે ? પણ જે સરકારે અગાઉના બીજા કોઇ પણ રાજતંત્રના કરતાં સરવાળે હિંદુસ્તાનનું અહિત જ વધારે કર્યું છે તેની સામે અપ્રીતિ થવી એને તો હું સદ્‌ગુણ જ સમજું છું. બ્રિટિશ હકૂમત હેઠળ, હિંદમાં અગાઉ કોઇ કાળે ન થએલો એટલો મર્દાનગીનો લોપ થયો છે. આવી મારી માન્યતા હોવાથી એવા રાજતંત્રને વિષે મનમાં પ્રીતિ હોવી એને હું પાપ માનું છું. અને તેથી મ્હારી સામે પુરાવા તરીકે રજૂ કરવામાં આવેલા જુદાજુદા લેખોમાં મ્હેં જે કંઇ લખ્યું છે તે બધું હું લખી શક્યો એ વાતને હું મ્હારૂં અહોભાગ્ય ગણું છું.

ખરૂં જોતાં તો હું માનું છું કે જે અસ્વાભાવિક સ્થિતિમાં અત્યારે ઇંગ્લંડ તેમજ હિંદુસ્તાન રહે છે તેમાંથી ઉગરી જવાનો અસહકારનો માર્ગ બતાવ્યો તેમાં મ્હેં બન્નેની સેવા જ બજાવી છે. મ્હારા નમ્ર અભિપ્રાય મુજબ તો બુરાઇની સામે અસહકાર કરવો એ નેકીની જોડે સહકાર કરવાના જેટલી જ માણસની ફરજ છે. પણ બુરાઇ કરનાર સામે ઇરાદાપૂર્વક હિંસા અખત્યાર કરીને જ એવો અસહકાર પ્રદર્શિત કરવાની પ્રથા આટલા કાળ દુનિયામાં ચાલતી આવી છે હું મ્હારા દેશવાસીઓને બતાવી આપવા મથી રહ્યો છું કે હિંસાવૃત્તિથી ચલાવેલો અસહકાર સરવાળે દુનિયામાં બુરાઇને ઘટાડવાને બદલે વધારવાનું જ હથિયાર બને છે અને બુરાઇને નભાવવાનું એકમાત્ર સાધન હિંસા હોવાથી પોતા તરફથી તેને મળતો ટેકો ખેંચી લેવા માગનારે હિંસાનો નિઃશેષ ત્યાગ કરવો રહ્યો. એવી અહિંસાવૃત્તિમાં બુરાઇ જોડે અસહકાર કરવા જતાં ખમવાં પડનારાં દુઃખોને સ્વેચ્છાપૂર્વક માથે લેવાં જોઇએ એ આવી જાય છે. તેથી કાયદાની

નજરે જે મારો ઇરાદાપૂર્વક કરેલો ગુન્હો ગણાય અને છતાં મ્હારી પોતાની નજરમાં જે શહેરી તરીકેનો માણસનો સર્વોપરી ધર્મ છે, તેને સારૂ આકરામાં આકરી સજા લેવા અને તે સજા આનંદપૂર્વક માથે ચડાવવા હું અહીં ઉભો છું. જડજ સાહેબ ! આપને માટે તેમજ પંચના સાહેબોને માટે પણ એટલો જ માર્ગ ખુલ્લો છે કે જે કાયદાનો અમલ કરવાનું તમને સોંપવામાં આવ્યું છે તે કાયદો જ ખરૂં જોતાં દુષ્ટ છે અને હું વસ્તુતઃ નિર્દોષ છું એમ જો તમે માનતા હો તો તમારે તમારી જગ્યાઓનાં રાજીનામાં આપી દેવાં ને એ રીતે પાપની ભાગીદારીમાંથી નીકળી જવું. આથી ઉલટું જે તંત્ર અને જે કાયદો ચલાવવામાં તમે અત્યારે મદદ કરી રહ્યા છો તે હિંદની પ્રજાને સારૂ હિતકર છે અને તેથી મ્હારી પ્રવૃત્તિ જાહેર હિતને નુકસાન કરનારી છે એવો જો તમારો વિશ્વાસ હોય તો તમને ઘટે છે કે તમારે મને સખતમાં સખત સજા દેવી.

( મૂળ અંગ્રેજી ઉપરથી ) **મોહનદાસ કરમચંદ ગાંધી.**

"મિ. ગાંધી ? તમે આરોપનો સ્વિકાર કરી એક રીતે મારૂં કામ સરળ કરી આપ્યું છે. તેમ છતાં વાજબી શિક્ષા નક્કી કરવાનું કામ કદાચિત એટલું મુશ્કેલ છે કે આ દેશમાં કોઇ પણ ન્યાયાધીશની સામે એવું કામ કોઇવાર ભાગ્યેજ આવી પડયું હશે. કાયદો કોઇ વ્યક્તિઓનો પૂજક નથી. છતાં અત્યાર સુધીમાં મેં જેમના જેમનો ફેસલા કર્યા છે અથવા તો જેમનાં ફેસલા કરવાના ભવિષ્યમાં મારા હાથમાં આવશે તે બધા કરતાં તમે જૂદીજ કોટિનાં પુરૂષ છો એ હકીકત તરફ મારાથી દુર્લક્ષ કરાય એમ નથી.

**તમારી મહતા અને ગુણો**—તમારા કરોડો દેશ બન્ધુઓની દૃષ્ટિમાં તમે એક મહાન દેશભક્ત છો અને તમે મહાન નેતા છો, એ વસ્તુસ્થિતિ તરફ પણ દુર્લક્ષ કરાય તેમ નથી. રાજ્યપ્રકરણમાં જેઓ તમારાથી મતમાં જુદા પડે છે તેઓ પણ તમને એક ઉચ્ચ આદર્શોવાળા

પુરૂષ ગણે છે, અને તેઓ ઉમદા તેમજ સાધુ જીવન ગાળનારા તરીકે આપની પ્રત્યે જુએ છે. મારે તો માત્ર તમારો એકજ વિચાર કરવાનો છે. તમારા બીજા કોઇ પણ ચરિત સંબંધમાં તમારા વિષે ટીકા કરવાનો અગર તો તે વિષે ન્યાય ચૂકવવાનો મારા દાવો હું નથી કરતો, તેમ હાલ મારી તેવી ફરજ નથી. મારે તો જેણે પોતાનીજ કબુલતથી કાયદાનો ભંગ કર્યાનું કબુલ કર્યું છે અને જે એક સામાન્ય માણસને એવો કાયદા સામેનો ગંભીર ગુન્હો ગણાવો જોઇએ તે ગુન્હો કર્યો છે. એવા તમને, એક કાયદાને અધીન મનુષ્ય તરીકે ગણીનેજ તમારો ઇન્સાફ કરવો, એ મારી ફરજ છે. તમે હિંસા ને તોફાન સામે સંગતિ. પૂર્વક ઉપદેશ કર્યો છે, હું ખુશીથી માનું છું તેમ ઘણા પ્રસંગોએ તમે તોફાન અટકાવવાને ઘણું કયું છે એ હું ભુલતો નથી.

**"અંધાધુની અને અત્યાચાર તમારી પ્રવૃત્તિનું અટલ પરિણામ"**—પણ તમારા રાજદ્વારી ઉપદેશનું સ્વરૂપ જોતાં અને તે ઉપદેશ જે લોકોને તમે કર્યો છે તેમનો સ્વભાવ જોતાં, અત્યાચાર અને અંધાધુની નથાય એમ કેવી રીતે ચાલુ માની શકો છો એ હજી મારી સમજ શક્તિમાં ઉતરી શકતું નથી. કાઇ પણ સરકારને માટે તમને છૂટા રાખવાનું તમે અશકય કરી મૂકયું હોવું જોઇએ, એ વિષે અંતઃકરણથી જેમને દુઃખ નહી થતું હોય એવા ભાગ્યેજ કોઇ લોક હિન્દુસ્તાનમાં હશે. પણ એવી વસ્તુ સ્થિતિ બની છે.

**લોકમાન્યના જેટલી શિક્ષા**—તમને ન્યાય પણ મળે અને સાર્વજનિક હિતની ખાતર મને જે જરૂરી જણાય છે તે સામે તમને કેટલો ન્યાય ઘટે છે, તે બન્ને વાતનો મેળ કરવાની કોશિષ હું કરી રહ્યો છું. અને તમને સજા કરવાની બાબતમાં બારેક વરસની વાત પર ચાલેલા આવાજ બીજા એક મુકદ્દમાને પુરોગામી દૃષ્ટાન્ત તરીકે હું અનુસરવા ધારૂં છું; જે વેળા બાળ ગંગાધર તિલકને આજ કલમની રૂએ

સજા થએલી હતી. તે પ્રસંગે છેવટે ૭ વરસની આસાન કેદની સજા તેમને ભોગવવી પડેલી હતી. મને ખાત્રી છે કે જો હું તમને મી. તિલકની હારમાં બેસાડું તો તેમાં તમને અયોગ્ય નહિ લાગે, તેથી તમને દરેક ગુન્હાને માટે બબ્બે વરસની આસાન કેદ, એટલે કે બધી મળીને ૭ વરસની આસાન કેદની સજા ફરમાવવી એ મારી ફરજ સમજું છું.

**શિક્ષાના ઘટાડાની ઇચ્છા**—આ સજા ફરમાવતા મારે એટલું ઉમેરવુ જોઇએ કે ભવિષ્યમાં જો હિંદુસ્તાનનું રાજદ્વારી વાતાવરણ બદલાય અને સરકાર તમારી સજા ઓછી કરી તમને છોડી મેલી શકે, તો તે માટે મારા જેટલો વિશેષ આનંદ બીજા કોઇને નહિ થાય.

### રા. શંકરલાલને ૧ વર્ષની આસાન કેદ.

"મી૦ બેંકર! હું ધારૂં છું કે તમે તો ઘણે ભાગે તમારા મુખીની અસર હેઠળ કામ કરેલું છે તમારી સામેના આરોપમાંથી પહેલા બે ગુન્હા છે. દરેકને સારૂ ૬ મહિનાની આસાન કેદ તથા ત્રીજા ગુન્હાને સારૂ એક હજાર રૂપીઆ દંડ અને તે ન ભરો તો વધુ ૭ મહિનાની આસાન કેદની સજા ફરમાવું છું."

આ પ્રમાણે મેજીસ્ટ્રેટે ચુકાદો વાંચ્યો અને સઘળાઓએ કંઇ ને કંઇ દુઃખભરી લાગણીથી તે સાંભળ્યો. શ્રીયુત ગાંધીજી જેવા સાધુ પુરૂષ અને અહિંસાના હિમાયતી એટલું જ નહીં અત્યાચારો અને તોફાન થતાં અટકાવવાને નિરંતર ખડેપગે તૈયાર રહેનાર મહાન વ્યક્તિને આમ ભારે ફરમાવેલી શિક્ષા સાંભળી ઘણા સ્તબ્ધિતજ થઇ ગયા.

### ન્યાયાધીશનો આભાર.

તરતજ ગાંધીજીએ ન્યાયાધીશ તરફ ફરી કહ્યું કે—હું એકજ વચન કહેવા ઇચ્છું છું મનેસજા ફરમાવતાં સ્વર્ગસ્થ લોકમાન્ય બાળ ગંગાધર તિલકના મુકદમાની યાદ દેવડાવીને આપે મને મોટું માન આપ્યું છે. હું એટલું જ કહેવા માગું છું કે એ મહાન પુરૂષના નામ સાથે મારૂં નામ જોડાય એને હું

મારૂં મોટામાં મોટું ભાગ્ય અને મોટામાં મોટી ઇજ્જત સમજું છું અને મને કરવામાં આવેલી સજા બાબતમાં તો હું ખચિતજ એમ માનું છું કે કોઇ પણ ન્યાયધીશ મને જે હળવામાં હળવી સજા ફરમાવી શકે તેટલી હળવી સજા મને કરવામાં આવી છે. અને અહીંયાં ચાલેલા કામકાજને વિષે પણ મારે એટલું કહેવું જોઇએ કે અહીંયાં અમારી તરફ જેટલો વિનય બતાવવામાં આવેલો મેં જોયો એથી વધુ વિનયની આશા રાખી શકાય નહિ.

કોર્ટનું કામ દોઢ કલાક ચાલ્યું, ૧-૩૫ મીનીટે ખટલો ખલાસ થયો.

**કરૂણાજનક દૃશ્ય.વચ્ચે વિદાય**–તે પછી ન્યાયાધીશે તુરંગનું વારંટ લખ્યું અને કોર્ટમાંથી વિદાય લીધી ન્યાયાધીશની સાથેજ કલેકટર આદિ અધિકારીઓએ પણ ગાંધીજી પ્રત્યે માનભાવ દાખવી વિદાય લીધી, દરમ્યાન પોલીસ સત્તાધારીઓએ મહાત્માજીને તેમના સાથીતો અને મુલાકાતીઓ સાથે હળી મળી લેવાની તક આપી. જાણે કે કોર્ટજ ન હોય તેમ દેખાવ એકાએક પલટાઇ ગયો. કરૂણાજનક દૃશ્ય તાદૃશ થયું. અશ્રુભીની આંખો, મ્લાન અને ચિંતાયુક્ત વદનો અને શોકચ્છાયાથી આવરાયલી પ્રતિમાઓનો સાગર હોય તેવો દેખાવ થયો. મહાત્માજીને ૭ વર્ષની આસાન કેદનું ફરમાન સાંભળી સઘળો સમાજ સ્થંભિત થયો હતો, ને પોલીસ સત્તાધારીઓએ જેવી હળવા મળવાની તક આપી કે તરતજ લોકો ખુરશીઓ ટપોટપ ખસેડતા આગળ વધ્યા અને ૭ વર્ષ પર્યંત મહાત્માજીનો દુઃસહ વિયોગ થવાની કલ્પનાથી દુઃખનાં આંસુ તેમની આંખોમા ભરાયાં, અને લોકોનો ઓઘ તેમની સન્મુખ આવવાને ઉથલાયો. જાણે મોહનના ચરણું પ્રક્ષાલવાને સાગર ધસતો હોય તેમ થયું. ખુરશીઓ આડાઅવળી થતાં કેટલાક લોકને ગડબડનો ભય લાગ્યો પરંતુ જેમ જેમ લોકો ગાંધીજીની પાસે જતા અને નમન કરી રહેતા કે તરતજ તેમને

બહાર નીકળવાની સૂચના થતી અને તે પ્રમાણે વર્તતાં ગીરદી અને ગરબડાટ ઓછાં થતાં ગયાં: મહાત્માજી પોતાની આગળ વર્તન કરી આવનારાઓ પ્રત્યે હાસ્યવિનોદ અને પ્રેમભરી દૃષ્ટિ નાંખતા મહાત્માજીનો દેખાવ બેશક કરુણાજનક હતો. ગાંધીજીએ તો ખરેખર પ્રસ્તુત પ્રસંગે પોતાનું અડગ ધૈર્ય પુરવાર કીધું. તેઓ કેટલાકને ટકોરમાં તેમનાં વિદેશી કપડાના ચાહ વિષે, તો કેટલાકને વકીલી નહીં છોડવાના આગ્રહ વિષે. ટકોર કરતા, તેમ તેઓ બધાને એકસરખી રીતે શાન્તિ જાળવવા મહાસભાનો વિધાયક કાર્યક્રમ પાર ઉતારવા અને ખાદી પહેરવાનો બોધ કરતા.

એક કલાક સુધી આમ ખબર પૂછ ચાલી. અંતે ૨ાા વાગ્યે મહાત્માજી રા. શંકરલાલ બેંકર અને સુપ્રીન્ટેન્ડન્ટ સાથે મોટરમાં વંદે માતરમ, ‘ મહાત્મા ગાંધીજીકી જય ’ ના જયઘોષ સાથે અદાલતમાંથી સાબરમતી જેલ તરફ વિદાય થયા. સર્વેએ અંતઃકરણથી તેમને અંતઃકરણથી નીચેની ભાવભરી વિદાય આપી:–

**“ મહાત્મન્ અમારાં હૃદયની પૂજા સ્વીકારી હાલ તો વિદાય થાઓ, પણ હેતુ–સ્વરાજ્યની સિદ્ધને અર્થે પાછા અમારી મધ્યે પધારજો. ”**

તેમ શ્રીયુત ગાંધીજીએ છેલ્લો સંદેશો નીચે પ્રમાણે આપ્યો છે:–

## ગાંધીજીનો વિદાયનો સંદેશો.

**“ લોકોને વિનવો કે એક એક હિન્દી શાન્તિ જાળવે; હરેક પ્રયત્ને શાન્તિ જાળવે: ખાદીજ પહેરે અને રેંટીયા ચલાવે. પ્રજાએ મને છોડાવવો હોય તો શાન્તિથીજ છોડવે; પ્રજા શાન્તિ છોડશે;તો તો મને ત્યાંજ રહેવું ગમશે એ યાદ રાખજો. ”**

## શ્રીમતી કસ્તુરબા ગાંધીનો સંદેશો.

મહાત્મા ગાંધીજીના ધર્મપત્ની શ્રીમતી કસ્તુરબાએ પ્રજા જોગ નીચે પ્રમાણે સંદેશો મોકલ્યો છેઃ—

મારા વ્હાલા દેશબંધુઓ અને દેશ બગીનીઓ ! ગાંધીજીને આજે છ વર્ષની આસાન કેદની સજા થઇ છે. મારે એ કબુલ કરવું જોઇએ કે આ ભારે સજાની અસર મારા ઉપર થોડેક અંશે થઇ છે; પરંતુ મેં આ વિચારથી મારૂં મન વાળી લીધું છે કે કેદની મુદત પૂરી થાય ને પહેલાં બહુ વહેલાં આપણા પોતાના પ્રયત્નથી સજામાં ઘટાડો કરાવવાનું અને તેમને છોડાવવાનું આપણી શકિત બહાર નથી.

મને શંકા નથી કે જો હિન્દુસ્તાન જાગશે ,અને મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ પાર પાડવાનું ખરા દીલથી માથે લેશે તો આપણે તેમને છોડાવવામાં ફતેહમંદ થઇશું, એટલું જ નહિ પણ છેલ્લા અઢાર માસ થયાં અને તેથીએ વધારે વખત થયાં જે ત્રણ બાબતો માટે આપણે લડી રહ્યાં છીએ અને દુઃખ વેઠી રહ્યાં છીએ તે ત્રણેનો આપણને સંતોષ થાય એવી રીતે નીકાલ લાવવામાં ફાવીશું, એટલો ઉપાય આપણેજ કરવાનો છે. આપણે નિષ્ફળ જઇશું તો તેમાં વાંક આપણો હશે. એટલે જે સ્ત્રી અને પુરૂષને મારે માટે લાગે છે અને જેને ગાંધીજી પ્રતિ ભાવ છે તેઓ પોતાનું ધ્યાન રચનાત્મક કાર્યક્રમ ઉપર સાચા દીલથી ચોટાડશે અને તેને વિજયી બનાશે.

કાર્યક્રમમાં જણાવેલ વસ્તુઓમાંથી ગાંધીજીએ સૌથી વધારે ભાર રેંટીયા અને ખાદી ઉપર મુકયો છે. આમાં આપણે ફત્તેહ પામીશુ તો હિંદુસ્તાનની જનતાને લગતો આર્થિક પ્રશ્ન ઉકેલીશું એટલું જ નહિ પરંતુ રાજકીય પરાધીનતામાંથી પણ છુટીશું. એટલે ગાંધીજીની ૫હરેજગારીનાં પરિણામે હિન્દુસ્તાને પહેલાં તો આટલું કરવું ઘટે.

## રા. જયકરનો શ્રીયુત ગાંધીને પત્ર.

રા. એમ. આર. જયકરે મુંબઇથી ગુરૂવાર તા૦ ૧૬ મીએ શ્રીયુત ગાંધીજીને નીચેનો પત્ર મોકલ્યો હતો. પૂજ્ય માહાત્માજી !

હું તાવને લીધે બીછાનાવશ છું અને મારાં પત્ની તમને કાલે કેદમાં મળશે, એવો તાર મેં કર્યો હતો તે આ વખતે તમને મળ્યો હશે. અમારી વચ્ચેથી તમારી ગેરહાજરી દરમ્યાન તમારી તંદુરસ્તી અને સુખસંબંધની અમારી એકત્રિત ઇચ્છા સાથે તે ત્યાં આવવા રવાના થઇ છે. મને ખાત્રી છે કે દેશ તમારા સંદેશની બાબતમાં એકત્રિત થશે. હું તમને આવતી કાલે નહિં મળી શકું તેને માટે ઘણો દિલગીર છું. તેને માટે હું ગીતામાંથી સર્વોત્તમ શ્લોક યાદ કરી દિલાસો લઉ શકું છું.

कौन्तेय ! प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति.

હે કૌન્તેય ! તું ખાત્રી પૂર્વક માનજે કે મારો ભક્ત કદીજ વિનાશ પામતો નથી.

આવા કટોકટીને પ્રસંગે હિન્દનું અહોભાગ્ય છે કે તેનો સૌથી મહાન્ નેતા પણ સૌથી નમ્ર ભક્ત છે. એ સભ્ય દ્વારા તેના ઉમદા ધર્મકાર્યમાં દેવનો આશીર્વાદ અને વરદહસ્ત મળવાંજ જોઇએ. મહાભારતનો પ્રસંગ મને યાદ આવે છે, કે જ્યારે પાંડવોએ શ્રીકૃષ્ણને એકલાનેજ પસંદ કર્યો, ત્યારે તેનાં સમર્થ ઘોડેસ્વારો અને સૈનિકો કૌરવોએ માગ્યાં. તમારી ગેરહાજરીમાં એ પ્રણાલિકાને લાયક થવાને અમે યત્ન કરીશું. હું તમને છેલ્લી સલામ નથી કહેતો, પરંતુ પુનર્દર્શનની આશાએ રજા લઉં છું.

---

# પ્રકરણ ૮ મું.

## રાજેન્દ્રનું રાજીનામું !

હીન્દી મજુરો અથવા અથવા અજ્ઞાન કુલીયોને પકડીને લશ્કરમાં અકેલી દેવાનું કામ રાજેન્દ્રના હૃદયથી થયું નહિ! કેટલાક તાત્કાળીક હુકમોનો અમલ કરી શકાયો નહિ, કેમકે તેમાં તેને ઇન્સાફ માલમ પડયો નહિ! કોંગ્રેસની બેઠકમાં સીધી કે આડકતરી રીતે જવું, ને તેમાં નામનો પણ ભાગ લહેવો, સરકારી અમલદારની વિરૂદ્ધ કહેવાય, છતાં તેનો અમલ કર્યો. આ સઘળા સંજોગથી રાજેન્દ્રની હીલચાલ, તેમ ની સરકારી નોકરીને પરવડે તેમ ન્હોતું! ને તેથી તેને તેના હોદ્દા પરથી સ્હેજે ખસી જવાની ફરજ પડી હતી. વારંવાર તેના કામની ખરી ખોટી ભૂલો દેખાડવામાં આવતી, ઠપકો આપવામાં આવતો, ચેતવણી આપવામાં આવતી ને છેવટ ધમકી પણ આપવામાં આવતી હતી; આ સઘળા સળગતા પ્રકરણના ધૂમાએ હવે અગ્નિનું રૂપ લીધું હતું, હમેશનું કકળાણ કયાં સુધી ચલાવી શકાય? રાજેન્દ્રના મનમાં નોકરીનો તિરસ્કાર દિવસે દિવસે વધતો ગયો. રાજનીતિનો જાપતો પ્રબળ થતો ગયો, રાજ હુકમોનો સીધો આડો અમલ કરવાનું તેને મન વાજબી લાગવા ન માંડયું, એટલે તેણે પોતાના હોદ્દાનું રાજીનામું મોકલી આપ્યું. આખરે આ ભલા જુવાને અણગમતા દીલે, પણ વિના અપમાને, ખુશીથી સીવ્હીલ સરવન્ટના માનવંત ને આશાજનક હોદ્દાનું રાજીનામું આપ્યું! . . . .

રાજેન્દ્રે સ્વદેશી ચળવળના પ્રભાવે નોકરી છોડી દીધી; ને તેથી કદાચ તેવીજ હીલચાલમાં તેઓ ઉશ્કેરણીના પ્રયત્ન કરશે, એવા ભયને લીધે, તેની પાછળ તપાસ કરનારી છુપી પોલીસ પણ ખબર આપતી

હતી. રાજેન્દ્રની એ ઇચ્છા ન હતી, તેણે કોઇ પણ પ્રકારનો અપરાધ જાહેર કરાવવાની હીલચાલમાં પડવુંજ નહિ, એ નિશ્ચય હતો; પણ ઉદ્યોગની વૃદ્ધિ માટે બનતું કરવાનું, ને બને, તો સાયન્સ માટે જર્મની યા અમેરિકા જવાનું પસંદ કર્યું હતુ.

રાજેન્દ્રની આકળી પ્રકૃતિથી ભરાયલાં ઉતાવળાં પગલાં માટે સર રત્નલાલે તેમને શાન્તિ ભર્યો પત્ર લખ્યો હતો. અલબત એક વડીલ તરીકે, તેમજ તેમની શકિત ને લાગવગ પ્રમાણે તે પત્રનો રાજેન્દ્રે બહુ માન ભરેલો જવાબ વાળ્યો હતો. પોતાના આત્માને અરૂચતું નહિ કરવાનો તેનો નિશ્ચય જણાવ્યો હતો. "હાથીનાં પગલાં આગળ કીડિનું જોર નકામું છે" એ સર સાહેબના જવાબમાં રાજેન્દ્રે લખ્યું કે ટીપે ટીપે સરોવર ભરાય, અને ધીરે પગલે ડુંગર ચડાય, એવું જણાવ્યું હતું. છેવટમાં તેણે પોતાના વિચાર–માર્ગને કલા કૌશલ્યવાલા પ્રદેશમાં અજમાવવા લખ્યું હતું. રત્નલાલ શેઠે આ સર્વ હકીકત વીરેન્દ્રને જણાવી હતી. વીરેન્દ્ર કંઇક રાજેન્દ્રલાલના વિચારને મળતો હતો, તે પકો સ્વદેશાભિમાની હતો. રેશમનાં કારખાનાને ફેરવીને ખાદીનું વણતર શરૂ કરવાની તજવીજમાં હતો. રાજેન્દ્રને તે પ્રયત્ન પસંદ હતો–અને એટલા ખાતર તો તેણે સરકારી નોકરીનું રાજીનામું આપ્યું હતું માત્ર વિરેન્દ્રે માન તથા વિવેક ખાતરજ રત્નલાલથી છુપું રાખ્યું હતું! પિતા–પુત્ર વચ્ચેની આ છુપી ગોઠવણ બીજા કોઇના જાણવામાં નહોતી. રાજેન્દ્ર જો હીન્દમાંથી જાય, તો નબળા મનના કેટલાક પ્રતિસ્પર્ધીને શાન્તિ મળે, ને પોતે જે પ્રયત્ન પાર પાડવા જાય છે તેમાંયે ફતેહ મળે! આ ગુપ્ત કારણથી રાજીનામું આપ્યું હતું. પણ સર રત્નલાલ તથા સુરેન્દ્રલાલ ભાઇને ગમ્યું ન હતું, ઇશ્વરો ગહનો ગતિઃ–

---

# પ્રકરણ ૯ મું.

## રાજેન્દ્રનું પ્રેમ-પર્યટન.

હૃદયને જે રૂચે તેમાં મધુરી વાસના રહી છે;
જીગરથી વેગળી વસ્તુ અકારી વૈદ્યએ કહી છે;
કરે જે આત્મ તે કરવું પ્રતાપીના એ નિશ્ચય છે,
દીસે ઉગ્યું તરત કરવું વિજયતા ત્યાં ખડી રહી છે!

* * * *

"વસુધા? ત્હારી હવે શી ઇચ્છા છે? ત્હારા પિતા હનુમંતરાવનો છુટકો ક્યારે થશે, તે કહી શકાય નહિ! જો કે તેના નિર્દોષપણાનો પુરાવો રજુ થઇ ગયાં છે, ને તેના પર કેટલાક બદમાશોએ રચેલાં કાવતરાંનું ભોપાળું ઉઘાડું થઇ ગયું છે, તેમજ તેમાં કેટલાક હલકા સરકારી નોકરોનો પણ હાથ છે, એ હકીકત સરકારી રિપોર્ટમાં યે દાખલ થઇ છે, પરંતુ મ્હારા પ્રત્યેના અભાવને લીધે, વડો અમલદાર કદાચ વિરૂધ જાય, તો ત્હારા બાપને તથા ત્હારી રખાત માતાને છુટવું વિલંબીત થઇ પડે! વળી મ્હેં આપેલા રાજીનામાથી મ્હારા રિપોર્ટની ખોટી અસર થાય, તેવો મને શક છે; આ બધું જોતાં મને તો ત્હારા રક્ષણની ચિન્તા રહે છે."

"મ્હારૂં ભાગ્ય? મ્હારી અવદશા તો જન્મથીજ શરૂ થયલી છે. મ્હારી માતા મને બચપણમાંથી મુકીને મરી ગઇ, મારા બાપે, પેલી રાંડને ઘરમાં ઘાલીને કીર્તિ તથા મનને બગાડયું; અને ને સંજોગે, પોતાની સ્વતંત્રતા માટે મને બાળપણમાં પરણાવીને આખરે રંડાપો વેઠવા વારો આવ્યો. હજી એથી પણ ઇશ્વર જાણે ધરાયો ન હોય, તેમ એક પર એક વિપત્તી ચાલુજ છે. ઉંચે આભ ને નીચે ધરતી છે, હીન્દમાં

વળી હીન્દુ વિધવાનું છે, કોણ? નથી ન્યાતનો કાયદો સારો, કે નથી સરકારનો!—

"તું પુનર્લગ્ન કરે, યા કરવેના ક્લાસમાં જાય, તો એક માર્ગ સરલ છે?"

"તે કરતાં કોઇ દેવ મંદિરમાં કાં ન જાઉં?"—

"માત્ર ત્હારા આ સૌંદર્યનોજ મને તો વાંધો લાગે છે. એજ ત્હારા પ્રત્યે શત્રુતા વાપરે છે. ત્હારી આંખ ત્હારી પાકી શત્રુ છે."

"કહો તો આંખ ફોડી નાખું!"

"પણ ત્હારો આ ભમરીયો નમણો ચ્હેરો ને દીવ્ય કપાળ?"

"તેને ભલે જે ગમે તે ફોડે? મ્હારે પછી કયાં જોવું છે?"

"તને કોઇ પાળે–સંભાળે તો?

"મ્હારી આત્મેચ્છા હોય તોજ તેના શરણમાં રહું!

"સત્ય કહે–તું કયાં રહેવા માગે છે?"

"કહું?–તમારા હૃદયમાં–

"હેં? શું આ ત્હારી આત્મેચ્છા છે!

"હા! શુદ્ધ ને પવિત્ર આત્મભાવે–તમારી સેવામાં રહેવા ખુશી છું. પણ તમને ગમે–રતન બ્હેન રાજી હોય, અને જગતનો અપવાદ ન આવે, કે આપણા વચ્ચે પસ્તાવાનો અગ્નિ ઉભો થાય, ને તેને બુઝાવા, જળમાં આત્મઘાત કરવો પડે, એ સ્થિતી જોવા હું માગતી નથી!"

"મ્હારી રતન જરા સીક છે. થોડા દિવસ જવા દે, તેને શાન્તિ થવા દે, પછી વિચાર કરીશું: ત્યાં સુધી હું નિરાંતે મ્હારે ત્યાં જેમ છે, તેમ થોભી જા–જો, ત્હારા પિતાનું શું થાય છે! ત્હારી હાજરીથી મ્હારી રતનની બરદાસ થશે. ને સહવાસ ગમશે."

"સ્ત્રીયોના સ્વભાવ મુજબ, ને મ્હારા આ પાપી ચહેરાથી તેને મ્હારી હાજરી, શંકારૂપ તો નહિ લાગે?"



રાજેન્દ્રે, બારીમાંથી રતનને જોઇ.

ભા. ૪ પૃ. ૧૫૦

"અંદેશોજ સંદેશો ફેલાવે છે. ત્હારા મનમાં તે ઉગવુંજ ના જોઇએ–હાલ તો મને ગમે છે. તે વર્તન રાખ–પછી જોઇશું ! ચાલ, રતનની તબયત જોઉં–"

"તે ઉંઘે છે, કંઇ કંઇ લવે છે–જુઓ તો ખરા, ત્યાં હું દેવ મંદિરે પુજા દર્શન કરી આવું !"–

"વારૂં–જા, વ્હેલી આવજે. રતનને દવાને ખાવાનું આપવું પડશે.

"હું તાકીદે આવીશ." એટલું કહીને ઉતાવળી ચાલી ગઇ. રાજેન્દ્રની આંખમાં તેની છબી રમી રહી. અટુલી ને નમણી જુવાન બાળાનું દશ્ય જ્યારે ચરણમાં ચીમળાતું જોયું, ત્યારે સાધુના દીલમાં પણ જો ચમત્કાર ચમકાય, તો રાજેન્દ્રની શી તાકાત ! રાજેન્દ્રનો આત્મનિશ્ચય તેનો ભવ્ય ચહેરો અને તેની માયાળુ વાણીથી વસુધા પણ મોહિતજ થઇ ગઇ, પછી ત્રીજાને પુછવું શું ?–રતનની શી સ્થિતી હતી ?"

રતન, મનના, કેટલાક અનિવાર્ય પરિતાપે પથારીનું શાસન ભોગવતી હતી. રાજેન્દ્ર બહારગામ જવા પછી તેમજ નવલના ગુમ થવા પછી, નીલમના પત્રે તેને માઠી અસર કરી હતી. તે પછી સરકારી નોકરીના રાજીનામા સાથે વસુધાના નિવાસથી તેનું નબળું મન, પોતાના સુખ–જીવનનાં શત્રુ જેવું થઇ પડયું હતુ–રતન નિંદ્રામાં હોવાથી–રાજેન્દ્રે તેને ઉઠાડી નહિ, પરંતુ પાછલી કાચની બારીમાંથી માત્ર ડોકીયું કર્યું–રતનને લવતી જોઇ, અને શબ્દ વેધી શંકાનો ધ્વની સાંભળ્યો–રાજેન્દ્રને ચિન્તા થઇ. રતનનો પ્યાર નિર્મળ ને નિર્દોષ હતો. ગંભીર ગુણથી રાજેન્દ્ર વીંધાયલો હતો. તે દયાની પુતળી હતી, તેના તરફ રાજેન્દ્ર બહુ માયાથી જોતો હતો. વસુધાને બે રીતે રક્ષણ આપવાની રાજેન્દ્રની ઇચ્છા હતી. એક તો રતનની સારવાર, ને બીજું તો વિધવાનું રક્ષણ ? હજી વિશેષ નબળાઇનો પ્રયત્ન થયો નહતો.

અફસોસ ! હજી પ્રેમ–પ્રયત્નનો પ્રારંભ થાય, ત્યાં તો ખબર મળી,

દુઃખ તેને બહુ સાલવા માંડ્યું. એ છોડીએ વીરપુર સુધી આંખનાં આંસુ ઢાળ્યાં નહિ. અને સાસુનો આખો છેડો જળથી ભીંજાવ્યાં–સમજુના સ્નેહની અવધી છે. સાવકી દીકરી છતાં–છાતીમાં રાખેલી, એવી ભલી ગુણવંતીનો ભાવ રમા કેમ ભૂલે ? રમાને તો ગુણી ખરેખરી માતા હતી. સુમતીનું તો માત્ર નામ સાંભળેલું, ને છબીજ જોયલી હતી.

છોકરીની જાતને માવડીનું હેત અનિવાર્ય છે. તેમાં પણ સાસરે જતી બાળાને તો તે વખતેજ મા સાંભરે છે. અને તેનાં ખરાં આંસુનો જથ્થો તો ત્યારેજ ખાલી થાય છે; એ તો જેની મા ગઇ હોય, ને જે બ્હેન સાસરે જતી હોય, તેનેજ તે આંસુની ખબર, ને કિમત હોય ! પ્રભુ એવો વખત કોઇ કન્યાને ન આપો !

---

## પ્રકરણ ૧૧ મું.

### માન વધ્યાં !–વીરપુરની જાહોજલાલી.

ફરે છે દીન વીતિ રાત દીસે કીરણ ભાનુનાં;
ખીલે છે ફૂલની કળીયો પરાગે અંગ સાધુનાં;
નથી [illegible] તે;
ફરે છે [illegible]



" જ્યારે ભગવત-ભાવરા બાપ છે ત્યારે " માગતા ભૂલે", એટલી સમૃદ્ધિનો સમાસ થઇ જાય છે. ન જોતું પણ આવી પડે છે. નમાતું પણ સરી પડે છે.

વીરપુરની વૈભવી હાલત નિઘ હતી. રનાદેવડીના પગલાં પછી, રાજવૈભવમાં કચાશ હતી. વાંચનાર જાણે છે, કે કાશીકુંવરી અને રાજમાતાનું રીસામણું ટળ્યું, ત્યારેજ શાન્તિ પથરાઇ હતી. વળી કુન્દનલાલ અને પેલા નવા દિવાનનો ઝઘડો પણ જાણીતો હતો. આ સર્વ કર્મકથા

ણ્યા પછી, જ્યારે કિશોરીને પેટે વીરપુરના ભવિષ્યનો મહારાજા પ્રકટ્યો, ત્યારે કિશોર નન્દનીનાં માન બહુજ વધી પડ્યાં.

સ્ત્રીઓ જ્યારે પ્રસુતી થવા માંડી, ત્યારે તેનું ગૌરવ, ભલે ગૌરપણામાં ન હોય, તોપણ તેનાં માન વધી પડે છે. આવડતમાં એકડો ન છતાંયે, ડહાપણદારોની સભામાં બોલવાની તેને છુટ મળે છે. સાસુ નઠોર ને કઠોર છતાં, હરામી અને દીલચોર છતાં, બાળકને ખાતર પણ નરમ બની જાય છે. બાળકની શરમે પણ સમજુ થઇ જાય છે. વીરપુર રાજમાતાયે તેવાં ન્હોતાં, તેમ રાણી કિશોરી તો એક દેવીનો અવતાર હતો. આ સાસુ-વહુની જોડી તો કદાચજ સુખી ઘરમાં હશે ને જ્યાં આ બન્ને ગંગા-જમુનાની પવિત્ર જોડી હશે, ત્યાં પુન્ય, દાન, વૈભવ, શાન્તિ ને ધર્મ ઝગઝગતો-પ્રકાશતો હશે-સ્વર્ગનો મહિમા ત્યાંજ ગર્જતો હશે. કોઇ ભડભાગીનેજ આ પવિત્ર પગલાંની પ્રસાદી મળતી હશે.

દુધમાં સાકર મળી, તેમ કુન્દનલાલના જમાઇ સુરેન્દ્રલાલ હવે તો નરેન્દ્ર મંડળના સેક્રેટરી થયા-મામાનું ઘર અને મા પીરસણે, એવું થયું. ઇન્દ્રસેનકુમાર સાથે સુરેન્દ્રને મિત્રાચારી તો હતીજ, ને તેમાં કુન્દનલાલના સગપણ સાથે વધારે જામી હતી; લીલુના લગ્નમાં મહારાજાએ સુરેન્દ્ર તથા લીલુને સારી રીતે નવા જ્યાં હતાં, એટલુંજ નહિ પણ તેના મનમાં, ખાસ વીરપુર દરબાર ભરીને માન-પાન આપ્યું હતું. સુરેન્દ્રનીજ કૃપાથી વીરપુરની ગાદીનું નેજ અખંડ રહેલું હતું, વીરપુરપર આવેલી આફતો સુરેન્દ્રના પ્રતાપેજ અળગી થઇ રહી હતી-ને સુરેન્દ્રને નવો હોદ્દો મળ્યાથી તો ઇન્દ્રસેનને મ્હોટો ટેકો મળ્યો હતો. માણેક વગેરે પાછાં વીરપુર આવ્યા પછી સુરેન્દ્રને મુબારકબાદીનો તાર કર્યો હતો. તેમજ કુન્દનલાલ મારફત તેમનાપર ઉપકાર પત્ર લખાવેલો હતો. સુરેન્દ્રે તેનો બહુજ લાયક જવાબ આપ્યો હતો. હવે વધુ માન કોનાં વધ્યાં હશે ?

લીલુ બહેન આજકાલ એક વડા રાજવંશીઓના મંડળના અધિકારી,

એટલે દરેક રાજવંશીયો તેને ચાહે, પછી લીલું બહેનનાં વધામણામાં ખામી રહે ? માણેક બ્હેન તો પાછળ પડી ગયાં. ને લીલુનાં ભાગ્ય-વધી પડયાં-

બીજુ વધામણું કિશોરનન્દનિને, અને થોડું પેલી રાધા ખવા॰ પણ પુજાણી-રાજમંદિરમાં રાધા એક ખરેખરી વફાદાર દાયા તરીકે ૧ પામી-તેણે રાજના સ્થંભને સંભાળ્યો નહોત-જીવનુ જોખમ ખેડ કુમારને ઉપાડી ગઇ ન્હોત તો આજે આ આનન્દ વીરપુરમાં ન્હોત !

આહા ! પણ રનાદેવડીનુ શું ? તે કયાં છે ? ખરેખર ખેદજ॰ વાત તો એ છે કે રનાદે કોઇ નીચ ખવાસ સાથે નીકળી ગઇ, એ અફવા ફેલાયલી છે ! કોઇ કહે છે કે તેણે આપઘાત કીધો છે ! કિશે નન્દનિનો કુમાર હાથ આવ્યાની ખબર ફેલાતાંજ રનાદેનાં ગાત્ર ગળે ગયાં કહેવાય છે. પણ તે ખબર પછી છ કલાકમાંજ તે ગુમ થઇ ગઇ. કય ગઇ, તેની ખબર કોણ કહે ? રાજમાં વળી એવા બનાવો તો અસાધારણ કહેવાય છે. તેમાં હાલ વીરપુર રાજ્યની ચડતીમાં તેની તરફ કોણ આંગળ બતાવી શકે ! તપતા સુરજ સામે કોણ ઝાંખી કરી શકે ?-એથી તો માનવંતના માન વધ્યાં-ને ભાગ્ય પુજાવા લાગ્યું !

વાંચનાર ? હાલ તો આ સન્તાન-દર્શનના ચતુર્થી કને અહીંજ અટકાયલું જોઇશું-કાળ અનંત છે. જીવન આશાની દોરી સદાય લંબાયલીજ રહે છે. જ્યાં સુધી લંબાશે. ત્યાં સુધી તો ખેંચીશું. ગાયનાં આંચળમાં દુધ હશે, ત્યાં સુધી તો દોડીને પીશું-અત્ર-વન્દે માતરમ્ !-

26-6-22.

